# ભવાઇ સંગ્રહ

કર્તા

મર્હૂમ

રા. સા. મહીપતરામ રૂપરામ.
સી. આઈ. ઈ.

આવૃત્તિ ૪ થી.

વ્હાલ કરી વાંચે થકી, શમે ક્લેશ કંકાસ;
વિવેક મન વિમળ કરે, પૂરે પ્રભુ ઉર આશ.

નડીઆદ
સત્યસાગર પ્રેસ,

સને ૧૮૯૪—સંવત ૧૯૫૦

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃતિમાં જે વેશ હતા તેઓમાં કેટલોક સુધારો કર્યોછે, અને ત્રણ વેશ આ આવૃત્તિમાં ઉમેર્યાછે—. બાવાનો, સધરા જેસંઘનો, અને પાંચ ચોરનો. બાવાનો વેશ ભવૈઆ અને માતાએ જનારા સંઘમાં ભજવેછે તેમાં સુધારો વધારો કર્યો છે. સધરા જેસંગનોવેશ નવો છે. પણ તેમાં જુનાં ગાણાં દાખલ કર્યાં છે. હરકોઈ વેશમાં એટલે નાટકમાં દેશની અવસ્થા—જુની કે હાલની—વડે, સારી કે માઠી રૂઢીઓપરથી અને દેશમાં બનેલા કે કહાણીઓમાં કહેવાતા બનાવોપરથી મનોવિકાર દેખાડી સુનીતિનો બોધ કરવો. એથી રસ અને શીખામણ મળે. સધરા જેસંઘ અને પાંચ ચોરના વેશમાં એમ કરવાનો પ્રયત્ન કર્યો છે. ભવૈઆની ટોળીઓ ભવૈ કરતી ફરે છે તેગની કને માણસ થોડાં હોય છે ને તેઓ નવા વેશ શીખતા નથી તેથી આ બે વેશ તેઓ ભજવશે એમ સંભવતું નથી, અને પાંચ ચોરનો તો નહિજ ભજવે કેમકે તેમાં જબરા વર્ગની ફજેતી કરી છે. તોપણ લોક વાંચશે તેથી પણ દેશને ગુણ થશે, ને કાંઈ સુધારો થશે એવી આશા છે. કોઇની આંખ ઉઘડશે, કોઇને શુદ્ધિ આવશે, કોઈ ચેતશે. ઇંગ્રેજી રાજ્યમાં, ગાયકવાડી રાજ્યમાં, નવાબી રાજ્યમાં, અને રાજા, ઠાકોરાદિના સંસ્થાનોમાં રાજકર્તા, અને તેમના નોકરોમાંના કોઇનું લક્ષ એ બાબતપર લાગી રાજલુટ અને પ્રજાપીડાનો અટકાવ થઈ અધર્મ ઓછો થશે તો આ લખનારની મહેનત તેટલે દરજ્જે સફળ થશે. બાવાનો વેશ વાંચી લોકમાં ડાહ્યા હશે તેઓ ચેતશે, અને એવા મૂર્ખ ધુતારાનો સંગ નહિ કરે અને તેઓને આશરો નહિ આપે. ભવાઇ અને નાટકનો હેતુ લોકસુધારો છે. પણ ભવાઇની

અસર થયલી જણાઈ નથી. ઉદાહરણ-વરસો વરસ કજોડાનો વેશ ગામે ગામ અને શેહેર શેહેર ભવૈઆ ભજવેછે, તથાપિ તે જોનારામાં કજોડાં ઓછાં થયાં નથી તેનું કારણ શું હશે? શું એ લોક એવા મૂર્ખ અને નિર્લજ થઈ ગયા છે કે તેમને શિખામણ લાગતી નથી? પુસ્તક વાંચી અને નાટક જોઈ તેમાંથી સાર કાઢવો જોઇએ, અને તેમાં ઉઘાડી પાડેલી માઠી રીતભાતાદિમાં સુધારો કરવો જોઇએ. નાટકો કેવળ કલ્પિત અને છેક અસંભવિત ન હોવાં જોઈએ. ચિત્રોના સુંદર દેખાવ, સુંદર નાટકશાળા, દીવા વગેરેની શોભાથી અજ્ઞાન જોનારા ખુશી થાય, અને અયોગ્ય શૃંગાર રસથી અનીતિમાન વાંચનારા કે સાંભળનારા રાજી થાય. પરંતુ જે નાટક સંસારમાં સુધારો કરવા જોગ નથી, અને ગંદાં છે તેઓને વિદ્વાનો અને સજ્જનો વખાણતા નથી. જુની ભવૈમાં કેવળ કલ્પિત થોડું છે તથાપિ ઘણા ભાગમાં સંસારમાં જેવું જોવામાં આવે છે તેનો ઘાટ દેખાડયો છે. સાધારણ લોકને માટે, સાધારણ માણસોએ, એ વેશ જોડેલા છે. પરંતુ એમાંનું બીભત્સ બાદ કરતાં બાકી રહે છે તે લોકની અવસ્થા અને રૂઢીઓ બતાવનારી સાદી અને ખરી છબીઓ છે. હાલ નવા નાટકો બને છે તેમાં કાવ્ય ચતુરાઇ, પીંગળજ્ઞાન, પંડિતાઇ, અને કલ્પના વધારે છે, પણ તેઓમાં આપણા દેશને લાગુ પડે તેવી વાસ્તવિક છબીઓ ભાગ્યે જોવામાં આવે છે. એ નાટક રચનારની ઇચ્છાનું રૂપ તેઓમાં વધારે દેખાય છે. ઉછરતી પ્રજાના હાથમાં આપવા જોગ નહિ એવાં ગંદાં ને કેવળ કલ્પિત નાટકો કેટલાક પ્રગટ કરે છે તે પણ બંધ પડવું જોઇએ. અનીતિની, અને ઉભરાતા શૃંગાર રસની વાતો હાનીકારક છે માટે તેવી પણ જોડવી ન જોઇએ, અને ખરી બની હોયતો નાગા રૂપમાં પ્રગટ ન કરવી જોઇએ.

---

# ભવાઇ સંગ્રહ.

## ગણપતીનો વેશ.

ગણપતીનો લાવે છે.

ભવાયા સૌથી પેહેલો વેશ હમેશ ગણપતીનો લાવે છે.
વાજીત્ર તઇઆર કરી આ દોહરો આરંભમાં ગાએ છે.

" સેવ્યો તો લખ લાભ દે, વિદ્યાતણો ઉપદેશ;
સભા જે જે કારઓ, ગવરી પુત્ર ગણેશ. "

એના પછી નીચેનાં ગણેશીઆં ગાએ છે.

" પ્રથમ પહેલો સમરીએ, દેવ સુંઢાળા; ૧
લખ લાભનો દાતાર, દેવતા વિઘન હરો.
લાંબી રે સુંઢે આવે મલપતો, દેવ સુંઢાળા; ૨
તારે સોઇએ મોદીકનો હાર, દેવતા વિઘ્ન હરો.
સિંદુરનો શણગાર સોઇએ, દેવ સુંઢાળા; ૩
તારે સોઇએ કરેણાંનો હાર, દેવતા વિઘ્ન હરો.
સુધ બુધ નારી ઘેર તારે, દેવ સુંઢાળા; ૪
લખ લાભ પુત્ર દાતાર, દેવતા વિઘન હરો.
માતા રે કહીએ તારી પારવતી, દેવ સુંઢાળા; ૫
પિતા શંકર દેવ, દેવતા વિઘન હરો.
રાગઇઓ રતનીઓ વિનવે, દેવ સુંઢાળા; ૬
કરો સેવકની સાહે, દેવતા વિઘ્ન હરો. "

એ ગવાયા બાદ મારૂ રાગમાં નિચલી સાખીઓ ગાએ છે.

" મારૂ તારા દેશમાં, દીઠાં ત્રણ રતન; ૧
એક ઢોલો, દુજી મારૂડી, તીજો કસુંઆરંગ.
મારૂડી નાહે ગંગાજળા, ઉભી વેણુ સુકાએ;

ચંદન કરે છોડવે, બાળો નાગ જકોરા ખાએ. " ૨

" પેહેલે ને પેહેલેરે પોહોર ઢોલા, આજ મે દીવડો કરે અજવાળ્યો; હો મારૂજી ઢોલા. બીજે ને બીજે પોહોર ઢોલા, આજ મારે કેસર ટીલક બીરાજ્યાં; હો મારૂજી ઢોલા. તીજે ને તીજે પોહોર ઢોલા, મારૂ પુલેરે સેજ બીછાઇ, હો મારૂજી ઢોલા. ચોથે ને ચોથે પોહોર ઢોલાજી, મારો નાવલો કંથ વળાવ્યો ( કંઠવળગાવ્યો. ) "

આનું નામ મારૂના પોહોર. મારૂ એટલે મારવાડ દેશ. ઢોલો એટલે પુરૂષ. મારૂડી એટલે સ્ત્રી. એ બે તથા કસુંબો રંગ એટલાં મારવાડમાં સારાં થાયછે. મારૂના પોહોર ગવાઈ રહેછે એટલે એક ભવાયો પોતાના મુખ આગળ થાળી ધરી નાચેછે. એ ગણુપતી. એ વખત પાસે ઉભેલા નિચે મુજબ ગાએ છે.

" રૂડો ને રળીઆળો મારૂનો દેશ, રૂડોરે નણદીનાવીરા ઢોલન ડમકે પાણીડાને આવે, બાહુડી પ્રમાણે લાવે ચુડો, મારૂનો દેશ રૂડોરે નણદીના વીરા. "

" ઉંચી ઉંચી મેડી રસીઆને, દીવો બળે મહારાજ, દીવલડો બળે મહાજમ રાત. "

એટલે ગણુપતી નાચી રેહે. ગુજરાત મૂકીને મારવાડ દેશનાં વખાણ કરવાનાં કારણુ હાલના ભવાયાને માલમ નથી.

ગણુપતી કોરે ઉભા રેહે કે તુરત તેના પુજારાની મા કાલી આવે છે. એ બોબડી (મુંગી) છે તેથી કુઉ કુઉ કરેછે, બોલાતું નથી. તે હાથ પગના ચાળાથી સમજાવે છે. તે આવે એટલે બીજા આમ ગાએ છે. " કાલી નાચે રંગ ભરી. થોડા થોડા ગુણ ભરી, રંગ ભરી ગુણ ભરી. એસા થઇ તા થઈ " ( એટલે ભુંગળ વાગે. )

એક માણસ તેને પુછે છે, " કાલીરે કાલી, કાંહથી આ-

વી ચાલી, તને નાના છોકરાં બેસે ઝાલી, તને ભરી જુવે
કે ઠાલી, કાંહાંથી આવી ચાલી, બોલ. " કાસીનો જવાબ.
" સરગ ભવનને દ્વારામતી. " બીજા કહે છે, " આવી
તો ભલે આવી, દેવદાતારના વિઘન હર. " તેવારે તે વાર-
ણા લે છે. પાસે ઉભેલા કહે છે, " આ સાડીપચીસ ભ-
વૈઆ છે તેમાંના કોઈ ખાઇને ખોટા કરે તેના વિઘન હર"
તેવારે તે કેડ ઉપર વારણા લે છે. પછી તેને પુછે છે કે તારે
શું જોઇએ. તે પગ હલાવી ઇશારતે ઝાંઝર માગે છે. બી-
જા કહેછે " દેવદાતાર અલાવશે. " કોઈ મશકરીમાં પુછે
છે હેડમાં પગ ઘાલવો છે? જવાબ "ના ભુંડું કરે તે ઘાલે"
બીજું શું જોઇએ. કાલી કુઉ કરી હાથ ઊંચા કરેછે. પેલા
પુછે છે ગધેડે બેસાડે. જવાબ. "ના વરખડો (બળદ) પો-
ઠી પાના પુસ્તક ભરવાને." જવાબ "દેવદાતા અલાવશે."
તે જતી રેહેછે ને નાએક બોલેછે.

" વિવાવૃત્ત વધામણા, પેહેલા મંગળ ચાર;
પુત્રીએ શાળ સલક્ષણા, તૃપતા કાન કુંવાર "

" લશ્કર જ્યારે ચડે છે ત્યારે હસ્તીને ઘોડા આગળ
કરેછે. ત્યારે આપણે અહીં આવ્યો ગણેશ. કોઇ ભાવીઓ
ભગતીઆ ને પુજારો તેડાવીશું ? " બીજા કહે છે, "હા
તેડાવો." એટલે બધા બોલેછે. " સંગ મંગા ભોણીઆ,
આડા ઓલીઆ વરશાલીઆની પુજા કરે. એસા તો થઇ
તા થઇ. "

ભોણ, ઓળ, વરશડા, એ ગામનાં નામ છે, વરશાલી-
આની એટલે વરસડા ગામના ગણપતીની, હવે પુજારો આ-
વી બોલેછે, " કોઇએ કહ્યો સરડો, કોઇએ કહ્યો ભરડો,
મારે કાને આવી કુરચ ( સુરત ) એટલે દોસલો બ્રાહ્મણ
આવ્યો દોડતો. " બીજાં કહેછે, " આવ્યો તો ભલે આ-

વ્યો પણ તારાં નામ બતાવ. ” પુજારો કેહેછે મારાં નામતો સતર, અઢાર, દશ,વીશ, પંદર, સોળ. પછી કહેછે. “ એક આલે ને બીજો વારે તેને ઘાલે જમને દુવારે. ” બીજું પણ હસવાનું બોલે છે. તેમાં કેટલુંક ભુંડું છે. ટીપણું કાઢી રાસો કેહે છે, અવળું બોલે છે, ને સભાને હસાવે છે. પુરૂં થાએ એટલે સર્વ બોલે છે—

ગણપત નાચ્યો રંગ ભર્યો રે, નાચ્યારાના (નાચનારના) વિઘ્ન હરો રે, નાચ્યા રે બ્રહ્મા, નાચ્યા રે નારદ, સોળ કળા નાચ્યો ગોવંદ. મહાદેવ નાચ્યા મોડા મોડ, જોવા મલ્યા છે ૩૩ કરોડ. એસા રે થઇ થઈ તા તા થઇ. ” થઈતા કહે એટલે ભુંગળ વાગે. ગણપતીનો વેશ પુરો થયો.

---

## જુઠણનો વેશ.

આ વેશની મતલબ જોનાર મંડળીના દીલ ખુશીમાં આણવાની છે. ચિંતા, દલગીરી, અને કામ કાજના વિચારમાં મન ગુંથાએલાં હોય તેને આનંદમાં લાવી તેથી છુટાં પાડવાં કે ખેલ જોવાની હોંસ પેદા થાએ. તમાસગીરોમાંના ઘણા હિંદુ હોય છે. તેથી તેમને મીયાં બીબીને ગાંડાઇ કહાડે ત્યાં જોવામાં મઝા પડેછે. એક કલ્પિત જુઠણુ અથવા તરકડો કોઇ દીલીના બાદશાહનો સગો હતો. મુળે ગાંડોયા જેવો હતો ને વળી સંજોગી ફકીર થયો, ને અલમસ્ત થઇ ગયો તેથી નજરમાં આવે તેમ ઘેલું ગાંડું બોલી ટોલ કરે છે. એ સ્વાંગની મેલવણીમાં ( મેલતી વખત) આમ બોલે છે.

“ અની હો હલોલક (સરવે લોક) સાંઇઓકા પંથ દા-

## જુઠણનો વેશ.

હેલા રે મીયાં. એસા તો થઇ તો થઇ. ”
“ બેઠેકું બેઠી સલામ, ખડેકુ ખડી સલામ, અમેરી સ-
લામ. એસા તો થઇ ”
“ કારીડંડી ધતુરા લા દેનો રે, ધતુરા લા દેનો રે. એ-
સા તો થઇ. ”

હવે જુઠણ ઘેલું ઘેલું બોલે છે, ને મો, હાથ પગ, કંબર વગેરેના ચાળા તથા બ્રાહ્મણ, વાણિયા, રજપુત વગેરેના બઇરાં ગરબા ફેગ ખુંદે છે, તેની વગેરે નકલો કરી સભાને હસાવે છે. પછી જોરુને બોલાવે છે. એકનું અસલ નામ લાલ અને બીજીનું ફુલ હતું, પણ હાલ તેમને બીબી ચટકી અને બીબી મટકી કહે છે. એ નાની ઉમરની છે. ભવાયાના છોકરાને પ્રથમ એ વેશમાં દાખલ કરેછે. જો લાલબીબીને ફુલબીબીનું નાચવું, ગાવું, બોલવું વગેરે આવડે તો તે આગળ સારો શિખશે એવી આશા થાયછે, ને તે અકલવાન ગણાય છે. એ વેશ જેને ના આવડે તેને બુદ્ધિ વગરનો ગણે છે, ને કહેછે કે એ પાણી ભરી પેટ ભરશે ચટકી તે હોશીયાર અને મટકી તે ગાટલાં ભરો. એ બીબીઓ આવ્યા પેહેલાં ગવઇયા નિચલા દોહરા ગોડી રાગમાં ગાય છે.

“ ગોડી પુછે સુન ગોડીઆ, કોન ભલેરો દેશ;
સુખીઆં તો દેશ ભલા, નહીંતર પરદેશ. ૧
સુરજ તો આથમ વળ્યો, સામી આવી રાત;
હરણે વદની હરણ ભમે, માનુ દીપક લીનો હાથ. ૨
સાંજ પડંતી દેખકે, ચકવી બેઠી રોય;
ચલો ચકવા ઉન દેશડે, જ્યાં રેન બિજોગ ન હોય. ” ૩

હવે જોરુઓ પડદામાંથી નીકળે છે ને બોલે છે, “જ્વા-

લગઢસે મેરેબના, ગ્વાલ ગઢસે મેરેબના." "સમશેર બડા હથીયાર અંગોઅંગ આઈએ.

નબળે ટટુ ચડીએ તો બોત ગોદે ખાઇએ.

સબળે ટટુ ચડીએં તો બોત ભાગ જઇએ." તાથઈતાથઈ.

વળી જોર કેહે છે. "આઇજી મોરી બાઇજી મેં ગઇતી ધોતીઆં ધોવા, ત્યાં તરક બેઠો તો જોવા. ઉઠતે તરકડે આંખ મારી તારનો જીવડો ઠામ નથી." તા થઇ તા થઇ.

જુઠણ કહેછે.—ગંગા જમુના કે મથુરાં કે બાસી, આઠ પોહોર ભજન કરો, સમરો કાશી. તા થઇ.

બીબી કહેછે.—આ જાવ મીયાં માનજી ઘરબાર તુમેરા; ખીચડી લાવ ગાંઠકી બાસણ અમેરા. એકઠે મીલકર ખાઇંગે, ઘી ગુડ તમારા; લોક પુછેગા એ કુણ હય, તો કે મીજમાન અમેરા.

જુઠણ.—ખીચડા સુલતાન, તુજે પીછે નેન કોઇ;
ભર તગારા ગારીએ તો પેટમે ઠંડા હોય.

ખાન ખાન ખાના, તેરે અંગ લાલ જામા; પરદેશી ચંગી, દખણ કે લોક રંગી, હુંવા પાતરા બી નાચે, ફુલો કે હાર માગે, ફુલન કે હાર હલવે, સો દમરે કે મરવે. તા થઇ તા થઇ.

બીબી.—બંદી તો હિંદુવાણી હો ગઇ.

જુઠણ.—કેસી?

બીબી.—બમનકા પાણી પીયા એસી.

જુઠણ.—મેંબી હિંદુ હો ગયા.

બીબી.—કેસા?

જુઠણ.—હિંદુકા પાણી પીઆ તેસા,

બીબી.—તબ તું હિંદુકા રાહ ચલાવ.

જુઠણ—હિંદુવાણી તું ભલી પીછાણી, શીર પાણીકા બે-
ડા; ભરે કુવેમાં તેતર બોલે રામ સીતાકા જોડા.

બીબી.—હે તરકડીઆ, હે તરકડીઆ, કેહેતો ભેજું માણે-
ક મોતી, કેહેતો ભેજું મેવા, કાચી કળીઆં સેજમે
બીછાઉં, કરૂં તમારી સેવા.

જુઠણ.—સેવા કર કર મેવા ખાઇએ, સુનતી જા એક બા-
ત; પલ્લા પકર કર પુછું કહેતા હું, કુન હે તારી જાત.

બીબી.—હે તરકડીઆ, હે તરકડીઆ, જાત પુછીને શું ક-
રીશ, સાંભળ મુખની વાણી; અમેતો અમારૂં જા-
ણીએ તું તરક, હું હિંદુવાણી.

જુઠણ.—હિંદુવાણી તું સચા બોલી, જુઠે બેન બોલાવે;
પારકા પીયુકું હસકર બોલાવે, બંદેકું ફોસલાવે.

બીબી.—હે તરકડીઆ, હે તરકડીઆ, બસની છે તો જા
વેશીઆ વાડે, અમ કને શું માગે; હું અપવાસણ
બાળ કુંવારી, કળમે ખાપણ લાગે.

જુઠણ.—તું અપવાસણ, બંદા તપીઆ, તપ બોદાકુ કહી-
એ; ગાંડે ગપચે છોડદો, ચલો જંગલ જા રહીએ.

બીબી—સામા શેડે સસરો હુએ, દીએર હુએ છે માળે;
હિંદવાણીનો જો ખપ કરે તો, આવજે પીછુગારે.”

આ સંવાદને પનીઆ અથવા ચબોલા કહે છે. એ બો-
લી રહ્યા પછી જુઠણ અને તેની જોરૂઓ થોડી ફુદડીઓ
ફરી, કુદી, નાચીને જતાં રહે છે.

---

## કંસારાનો વેશ.

વડનગર ભણી ધનુશ ગામમાં ઠાકર નામે કંસારો રેહેતો
હતો. ત્યાં એકવાર ફકીરોના એક ટોળે આવી મુકામ ક-

યાં તેમની કને રૂ ૭૫૦ હતા તે એ કંસારાને ઘેર અનામત મુક્યા. કંસારે બદધાનત કરી નાસી ગયો. ફકીરો તેની પુઠે શોધ કરવાને નિકળ્યા, ને આખરે તે જ્યાં સંતાઈ બેઠો હતો ત્યાં આવ્યા. પોતાના રૂપીઆને બદલે તેઓ કંસારીને લઈ જવા લાગ્યા. મુસલમાન રાજ્યમાં બાએડી વેચવાનો, ધરેણે મુકવાનો તથા દેવાને પેટે આપવા લેવાનો ચાલ હતો તે દેખાડવાને તથા મુસલમાન ફકીરોનો જુલમ, તેમનાં ત્રાગાં અને રીવાજો દેખાડવાની આ વેશની મતલબ જણાય છે

વગાડનારા આ પ્રમાણે કંસારાને બોલાવે છે.

"ઠાકરીઓ કંસારો આવેરે, બેડાંને બુજારાં લાવેરે તા.
થઇ તા થઈ."

કંસારો વાસણનો કોથળો ખાંધે લઈ આવે છે; ઠઠા મશકરીનું બોલે છે. બીજાઓ પુછે છે કે તું કયાંથી આવ્યો ત્યારે તે પોતાની વાત કહે છે. ગામ વાળા તેને રાખે છે. પાછળથી કંસારી (તેની વહુ) આવી મળે છે. તે ગાય છે.

"ના જાણશો વાલમ પ્રીત ગઈ, તે પ્રીત તો જાશે સુવાં;
પણ સુતારી ઘેર લાકડાં, વેર્યાં થાએ જુવાં.
મારા વાલમનો લાગ્યો સનેડો. તા થઇ તા થઇ."

કંસારી અને કંસારો થોડું ફરીને બેસે છે એટલે મુડા આવે છે. મુડાની મેળણીમાં આમ ગાએ છે. " તેરે ધતુશગામ કે ગાંદરે (ભાગળે) સાગ્ની સરોવર પાળ, તેરી અલા બેલી, તેરી અલા બેલી. " પછી દાંડીઆ રમે છે. દાંડીઆ રમીને પોતામાંથી એકને ગામમાં મોકલે છે. કંસારો તેને છેતરવાનું કરે છે, ને તે કંસારાને છેતરે છે. આખરે પકડાઇ જાએ છે, ત્યારે બધા ફકીરો મળી કંસા-

રીને લઇ જાએ છે, ને કંસારો રોય છે વળી મુડાઓ તે-
ની પાસે ભીખ માગે છે. કંસારો તેમને પુછે છે કે તમ-
ને એ ભીખનો હક કોણે કરી આપ્યો છે. તેઓ જવાબ
દેછે કે અમદાવાદના બાદશાહ મહમદ બેગડાએ કંસારા
ઉપર દુકાન દીઠ એક પૈસાનો હક આપ્યો છે. કંસારો ક-
હે છે તમારી જકડીઓ ગાઓ ત્યારે ભીખ મળે. ફકીરો
નીચલી જકડીઓ ગાએ છે.

"અમારાં અલાહી અલારે, ફકીરોકા અલાહી બેલી રે,
ફકીરોકે ગલેમે શેલી, અમારા અલાહી બેલી રે.
પીર પેગાંબર સબકુચ્ ઓલીઆ, સબહી મે પેગંમબર
બડા, અમારા અલાહી બેલી રે.
ભાલન ચંપો મોરીઓ વાંકી બાસ પોહોંચી મુલતાન,
દાતા મેરે રે.
ગુજરાતમે એક બડાઇ સુબા, રાજ કરે સુલતાન અ-
મારા અલાહી બેલી રે.
તેણે ઓત્તર દખણ આઇલો (જીત્યો) કીયા ખુબ કામ કીયા.
દાતા મેરે રે.
બેગડાહી મહમદ મારીઆ પાનુમે ઝેહેર દીઆ.
અમારા અલાહી બેલી રે.
પલંગ પરતો ઝોલી બાંધી, લોહી ભરાની ખાત,
બેગડા મહમદ મારીઆ, તબ ધુલ ગલી ગુજરાત.
યાર જીઓ, દીલદાર જીઓ, જીઓ હજરત જાના,
ધણી તમારા ભલા કરે યાર મુસલમાના.
અમેરા અલાહી બેલી.

પછી તેઓ કહે છે બોલ કંસારા રાજી, અલ્લા રખે તેરી
બાજી; લેના બચ્યા, દેના બચ્યા જૂઠ બચન મત કહેના. જો
બોલેગા જૂઠ તેરી જોરૂકુ લેજાએગા ભૂત તા થઇ તા થઇ"

# મીઆં બીબીનો વેશ.

ગોવાલીઅર શેહેરથી એક મુસલમાન સીપાઇ અને તેની વહુ અમદાવાદ જોવા આવ્યાં. શેહેરમાં પેસતાં કોઈ બાજીગરની રમત જોવા ઉભાં એટલામાં મસ્તાનો હાથી છુટો પડયો હશે તે આવ્યો તેથી નાસા નાસ થઇ, તેમાં મીયાં ને બીબી જુદાં પડી ગયાં. સામળિયો નામે ચાકર હતો તે મીઆં સાથે ગયો. કેટલેક દહાડે તેઓ પાછાં એકઠાં મળ્યાં ને બહુ હરખ પામ્યાં. સામળીઆએ બીબીને ખોટું ખોટું સમજાવી મીયાં જોડે લડાવી. મીયાં રીસાયા. બીબીનો ક્રોધ ઉતરી ગયો ત્યારે પસ્તાવવા લાગી ને ઘણું કરગરી માફ માગી સહલા કરી. મુસલમાન સીપાઇઓની રીતભાત સમજાવવાને આ સ્વાંગ મેલે છે. એમાં ટોળ ટીખલ ને બીભત્સ ઘણું છે. એમાંનું સઘળું બોલવાનું હિંદુસ્તાનીમાં છે; પણ તે ગુજરાતી હિંદુસ્તાની એટલે નઠારૂં હિંદુસ્તાની છે.

એ વેશ આવવાની તઈઆરી હોય છે ત્યારે ગવઇયા આસાવરી રાગમાં આ પ્રમાણે ગાય છે.

“ આશા પાસા ને વિમળજળ, ઠગ ઠાકોર ને દલાલ;
એતા નહીં અપના, અસ્ત્રી સરપ ને સોનાર. ૧
આશા સહુકો વલહી, આશા કોઇના ભગ;
આશા પુરે હે હરી, હરણા બાણ ન લગ. ૨ એસા તા
થઈ તા. ”

બીબી પડદામાં આવીને બેસેછે ને કહેછે—

**રાગ આસાવરી.**

લાલી દેખું મેરા લાલકી, જબ દેખું તબ લાલ;
લાલ બોલાવન મેં ચલી પીયા, હો ગઇ લાલ ગુલાલ, એસા
થઈ તા થઈ.

મીયાં બીબીનો વેશ.

સૈયાં સૈયાં સબકો કહે, સૈયાં ન બુજે કોય
પણ એક દીન એસો આયગો, મેરા સૈયાં કહેશો હોય, છરે
થઈ તા થઇ.
પછી બીબી પડદામાંથી બહાર નીકળીને હાથમાં દીવી
રાખે છે ને માથાના ઓઢણાથી પોતાનું મોં ઢાંકીને ગાયછે
તે ગાણું.
આછુ મારે નેડરે ખેડે હો રાજ, સાળુડાને એડરે નેણ
હો રાજ. (એ બેચારવાર બોલે છે.)
યારકી સાથ તોરી સંગાથ બના બનું ચલનાં તોરી સં-
ગાથ યારકી સાથ બના બાનું ચલનાં થઇ તા થઇ.
ગ્વાલ ધૂકસે નીકસી બના દેખા સારા દેશ બના. ઘે
ઘે થઇ તા થઇ.
એક ન દેખા લાલ મોગલા, જોગન બાલે વેશ; તીદા
તીદા તીદા તા થઇ.
એકસે ગોરી સાવલી, દોનો બનડીઆ; તીદા તીદા તીદા
થઇ તા થઇ.
મેરા બનાં દેવર મેરા, દેવર મેરા લશ્કરી.
ઓર સાવલા સુલતાન; તીદા તીદા તીદા થઇ તા થઇ.
સાસુ મેરી સુંદરી, સસરા ઇદિલખાં; તીદા તીદા તીદા થઈ
તા થઈ.
મેરા બનાં રાજે ચંપેકે ઝાડ તળે, બેલે દો જનીઆ;
મેરા બનાં ઘોડા છુટારે, મેરા બનાં ઘોડા છુટારે;
ઘોડા છુટા રાએકા મુજ નવરકો જમકાર; તીદા તીદા તીદા
થઈ તા થઈ.
મેરા મીઆ ઉંચા નીચા, ઉંચા નીચા ચોતરા, બંદી કી-
ઉ કરે સલામ, કીઉં કરે સલામ; બંદી કીઉ કરે સલામ.

પાએલકો જમકાર બાજે, બાજે નવરકો જમકાર બાજે; તીહા થઇ." પછી બીબી ઉભી થઇને ફરે છે, ને તેને બીજાઓ પુછે છે તું કયાંથી આવી ?

બીબી જવાબ દેછે.—" અમારા આવના કીઉં ન બુજા, સાદીઆ સો બાગ, અબદલા ચંગા, માલવા મુલખ ગુજરાત, પીરાના શેહેર પટનસે ચલકરને આઈ."

પાસે ઉભેલા કહે છે, આઈ તો ભલે આઇ પણ આપના નામ સુનાવ.

બીબી.—અમેરા નાગ સુનેગા તો ડર જાએગા. તેરી કમર ખીચ બાંધીઓ. મારા નામ તો અંકડેદાર હય. અમારા નામ તો સુખીઆ, ને દુખીઆ. દુખીઆ કેસા. દુખીઆ માણસ મત મરો, જુર જુર પંજર હોય; બછે બછેડે પંદડે તો દન દન મીલે હોય. અમારા નામ બીબી ચટકી. દુલીઆ દીવા જલ ગયા, આનકે અબા નામ રખા. તમારે એ ઉચે ઉંચકું કીઆ કેહેતે હો?" બીજાઓ જવાબ દેછે.—" છજા મેડી."

બીબી—" હિંદુગે છજા મેડી તો મુસલમાનોમે સતરે અટારી. ઉવાં મે બીબી બેઠીથી, બાલો બાલ મોતી પરોતીથી. અમારે આગુ લીમકી છાઇથી. ઉસ નીચુ બનાયા ગદી ચોતરા. ઉપર નાળા ઢાળા. ગુલત તઇએ, ગુલચ પીઓકે હાર, શરાબકા શીશા, સબ તઇઆર રખાથા. એસેમે મીઆં આએ લશ્કરશે દોડશે. દો ચાર આદમી ઇસ બાજું, દો ચાર ઇસ બાજુ. કોઇને આકાર કુછુ લઇ, કોઇને કુછુલીઆ, મીઆંને ઉઠાઈ અફીણકી પુડી. અફીણને કહ્યા કુછ, કુછને કહ્યા ગરેશ. હોઇ ગઈ લટાપટ. મીઆને દેખા ઉંચા, અગને દેખા

મીઆં બીબીનો વેશ.

નીચા; એસેમે આંખકી બાજી, ઓર મોહોકી મોહોબત,
દોનો મીલ ગઈ. અમને કહ્યા મીયા સાહેબ સબ શે-
હેરકા તમાશા મેને દેખા પણ શેહેર ગુજરાતકા નહીં
દેખા. ઉસી બખત મીઆને ઘોડેકુ કીઆ જીન ઓર
અમને અમારા માફા કીયા રાસ. દોને ચલે ચલે જાતેથે,
માનેક ચોકકે આગે, તરપોલીએકે પીછું, ઉવાં એક બા-
જીગરને લગાયા બાજી. અમારા જીવ ઉસનાગ, ઓર
મીયાકા જીવબી ઉસનાગ. મીઆ ઘોડા રખતે દેખને
લગે. હમ માફા રખકર દેખતે લગે. એસેમે કોઈ સુ-
બેદારકા છુટા મસતાના હાથી. શેહેરમે પર ગયા તાલ-
કા. સો મીઆંકા ઘોડા ગયા એક ગલી, ઓર હમારા
માફા ગયા ઓર ગલી. ઉસ દનકે ઉસ ઘડી કે હમ
ઓર મીઆં બખુટે પડ ગએ. હમકું ઓર હમેરે મી-
આંકું જો મીલાવે તો ઈનામ દઉં.

બીજો કેહેછે.—દોનોકું રગડ દગડ કરદું તો કીઆ ઈનામ
દોગે?

બીબી—મેરે હાથકે સોનેકી ચુડ દઉંગી.

બીજો—ના ચુડ નહીં.

બીબી—તબ ઘોડા દઉંગી.

બીજો—નહી મેરેકું ઘોડેપર બેઠતે નહીં આતા.

બીબી—જબ તું કહેગા સો દઉંગી.

સાજંદા ગાએ છે "આવનો કરો રે બનાં, મારા બનાં,
આ બનાં રે, આ બનાં રે, ઓ મેરા બનાં આવનાં
કરો બના." ધેં ધેં થઇ તા થઈ.

સામળીઓ આવી બીબીને સલામ કરે છે.

બીબી—તું કાંહાંસે આયા?

સામળીઓ—મીઆં કે પાસસે આયા.

બીબી.—મીયાંકી કીઆ ખબરાં?

સામળીઓ.—મીઆંકી બુરી બબરાં.

બીબી.—બુરી ખબરાં ઓ અલ્લા! તું કીઆ કહેતા હે. મીઆં કીઆ કરતા હે.

સામળીઓ.—મીઆં તો ઘાસ કાટતે હેં.

બીબી.—મેરા મીઆં તો પટનેમે જમાદાર હે, ઘાસ કાએકું કાટે.

સામળીઓ.—જમાદારી છુટ ગઈ.

બીબી.—છુટ ગઇ તો ઘરકું કીઉં નહીં આવે?

સામળીઓ.—બેપાર કરતે હે.

બીબી.—કીઆ ઘોડે લીએ?

સામળીઓ.—ના.

બીબી.—હાથી?

સામળીઓ.—હાથીસે ભારે.

બીબી.—સોના?

સામળીઓ.—ના.

બીબી.—તબ?

સામળીઓ.—ગધે.

બીબી.—મર મુવા જુઠ બોલતા.

સામળીઓ–મેને તો મશકરી કી. મીઆં અછે હે. આતેહે.

મીયા આવેછે ત્યારે બીબી ગાય છે—

આં બનાં મેરા બનાં, મેરા પાતળીયા મીયાં, મેરા હુંશીલે મીયાં હો હો છરે થૈ તા થૈ તા થૈ.

આ બનાં આ બનાં આવરે, તેરી બાટડી દેખું. તીદા તીદા તા થૈ.

મેરા મીયાં આવતા દેખું, મેરા બનાં આવતા દેખું, જો-

બાબનાં આવતા દેખું. મેરા બનાં. હાં હાં જીરે;

મેરા બનાં બેરકાં લગી, જોબાબનાં બેરકાં લગી. મેરા બનાં બેરકાં લગી, બેરકાંલગી, મેરા મીયાં. હો હો તે થૈં થૈં થૈં

આવરે તેરી બેગડી મુંછાં, તેરી બેગડી મુંછાં, મેરા મીયાં, હોં હોં તે થૈં થૈં થૈં થૈં.

સાગળીઓ—મીયાં તેરી બગડી મુંછાં, તેરી બગડી મુંછાં, મીયાં તેરી ગધેકી પુંછકી મુંછાં.

મીયાં—અબે સામલીએ.

સામળીઓ—કયા કહેતે હો મેરે મીયાં.

મીયાં—અબે બીબી સાહેબ કયા ફરમાતી હે ને તુમ કેસા બકવા કરતા હું.

સામળીઓ—બીબી સાહેબ કહેતે હે કે મીયાં તેરી બગડી મુંછાં, મીયાં તેરી ગધેકી પુંછકી મુંછાં.

પછી મીયાં સામળીયાના મોડા ઉપર લૂગડાની ઝાપટો મારે છે, ને તેની ટોપી નાખી દે છે.

બીબી—મેરા બના છોડદો છેડા, મેરા મીયાં છોડદો છેડા લોક દેખેંગે મેરા મીયાં હાં હાં જીરે.

સાગળીઓ—મેરા બનાં હાથમાં ભાલા, મેરા બનાં હાથમાં ભાલા મેરાં બનાં હાંહાં જીરે- મીયાં તેરા હાથમાં રાલા મીયાં તેરા હાથમાં રાલા, મેરા મીયાં હાંહાં જીરે.

મીયાં—અબે સાગલીએ.

સામળીઓ—કયા કહેતે હો મેરા મીયાં.

મીયાં—બીબી સાહેબ કયા ફરમાતી હે, ને તું કેસા બકવા કરતા.

સાગળીઓ—બીબી સાહેબ કહેતી હે કે મીયાં તેરા હાથમે રાલા મેરા બના.

શામળીઓ-હાં બારેબાપ બનાએ. "(અંહી મસ નેહારાં વચન બોલે છે ને મીઆંને ખીજાવે છે તથા) બીબીને કહે છે મીઆં તેરે બાસતે હમેશ ફુલ લાતા હે સો કાંહાંસે લાતે ખબર હે. ઇસકે ઘર બાગ નહી બગીચા નહી, ઓર ફુલ કાંહાંસે લાતે હે. બીબી કહે છે ના મેરેકુ ખબર નહી. શામળીઓ કેહે છે, ઓ બોહોરે લોક મસીદમે નિમાજ પડતા બખત ફુલાં ધરાતેહે, સો મીઆં ચોર લાતે હે. ઉસમેસે અછે અછે રંડી કુ દેતે હે. ઓર ખરાબ ખરાબ તેરેકું દેતે હે. બીબી પુછે છે કે કોનસી રંડી. સામળીઓ કેહે છે. ઓ બેશીઆ પાતર લોક કે ઉવા મીઆં હમેશ જાતે હે, ઓર દેતે હે." એ પરમાણે કેટલુંક હસવાનું, કેટલુંક ભુંડું બોલે છે, ત્યારે બીબી કેહે છે. મીઆં તુમકું ભલે પીછાને, તમારી બાતાં સુનીઆં.

મીઆ—કીઆ બાતાં સુની.

શામળીઓ-મુવેકી. તુમ રંડીકે ઘર ગએથે ઓ. મીઆં કેહે છે એ વાત ખોટી, ને બીબીને સમજાવે છે ને પુછે છે કે તને કોણે કહી. બીબી કેહે છે મારા ભાઇએ તમને જતા દીઠા. મીઆં કેહે છે તારો ભાઈ ક્યાં છે. આ પંદર વીસ વરસ થયાં આપણે પરણ્યા છીએ તેટલામાં મેતો તારો ભાઈ નથી જાણ્યો. એટલે શામળીઓ નીચે પ્રમાણે ગાતો આવે છે.

"બીછવા બેરી જીને કાંટા મારા ઝેરી,
બીછવા મેરા છોટા હતા, ઉસ કાંટા ઝેરી હતા.
બોલ બોલરે બીછવા બેરી તુને કાંટા મારા ઝેરી."

આહીં છુભને વીંછીના કાંટા જોડે સરખાવી હોય એમ જણાએ છે. જેમ વીંછીનો ઝેરી કાંટો પાડા કરે છે, તે-

મ જીભે લડાઇ કરાવી દુખ ઉત્પન્ન કર્યું.

બીબી કેહે છે " એ મેરા ભાઇ."

સામળીઓ—નહીં મે તેરા નહીં " તું એસી હે ને તેસી હે, એમ બીબીને ગાળો ભાંડે છે. બીબી સામુ તેવું કરે છે. ત્યાર કેડે મીઆં બીબી ખુબ ગાળાગાળ લડે છે. ને મીઆ રીસાઈ જાએ છે. આખરે બીબી પસ્તાએ છે. અને કાલાવાલા કરે છે, ને કહેછે " હસતે ખેલતે હુઇ લડાઈ કસમ કરે તેરી ખુદાઇ. કાટેકૂં સીલાઈએ, રૂઠેકું મનાઇએ જીસું તીસું કરકે આપડા ગરીબડા દેલા ચલા, તું મીઆં મના લાવ. મીઆં બિના રહા નહીં જાતા, મીઆ બિના રહા નહીં જાતા.

સામળીઓ—મીઆં મીઆં કીઆ કરતી હે મેરેકૂં મીઆ કરકે રખતે.

બીબી.— તેને ગાળો દેછે ને ગાએ છે "મેતો હસ્તીથી, હસ્તીથી. મુએને લડાઈ લગાઇ. હસ્તીથી ચંદન ઘસ્તીથી લડાઇ લગાઇ. અમારા ગુના પડા; ગુના તમ માફ કરીઓ તીહાં થઇ તા થઇ."

મીઆં માફ કરે છે ને બંને થોડું ગાઈ રમીને જાએ છે, એટલે બીજો વેશ આવે છે.

---

## લાલજી મનીઆર.

ચુડીઓ વેચવાનો ધંધો કરે તેને મનીઆર કહે છે. લાલજી કરીને એક ચુડીઓ વેચનાર હતો. બીબી જડાવ નામે એક ધનવાન મુસલમાન સ્ત્રી હતી. એ બીબીને ગુલાલ નામે લુંડી હતી. બીબીના હાથની બંગડીઓ નંદવાઈ ત્યારે ગુલાલની મારફતે લાલજી મનીઆરને નવી ચુડીઓ લેવા તેડાવ્યો, લુંડીએ રસ્તામાં કોઈ જોડે જાર કર્મ કર્યું, પછી

લાલજી મનીઆર જોડે નિકળી ગઈ. તે બંનેને પકડવાને ચંદુ મંદુ નામે પાદશાહના બે સીપાઈ દોડયા. એ સીપાઈ અફીણીઆ, સુસ્ત, લાંચીઆ અને આળસુ હતા. મુસલમાન રાજ્યની પડતી સ્થિતીમાં તેમના સીપાઇ કેવા ખરાબ થઇ ગયા હતા તે આ સ્વાંગમાં દેખાડયું છે. એમાં સંવાદ વગેરે ખડી બોલીમાં છે, પણ તેમાં અશુદ્ધ ઘણું છે, ને બીભત્સ પણ બહુજ છે.

મનીઆર પડદામાં આવે છે ને પુરવી રાગમાં દુહા ગાએછે.

" પુરબીઆ પુરબ બશે, મુલતાની મુલતાન;
અગ બસત હે ગુજરાતમે, મીઆં શાહલમકે મૈદાન.
સાંઇઆંસે સબ કુચ હોત હે, મુજ બંદેસે કચ્યુ નહીં;
*રાઈકું પરબત કરે, પરબત બાગેજ માંહી.

---

*કોઇ પરબત નામે પાદશાહ હતો, તે એક વખત મધરાત્રે ચાંદણી ખુબ ખીલી રહી છે, તેવામાં પોતાનો એક સાથીને લઇ શેહેર બાહાર પોતાનો એક બાગ હતો ત્યાં ગયો. એ બાગમાં સસલાં, હરણ, વગેરે પશુઓ બહુ નુકસાન કરતાં હતાં, તેથી તેનો રખેવાળ માળી રાઇ નામે હતો તેણે વિચાર્યું કે એમાંથી થોડાને મારીશ ત્યારે તેઓ કેડો છોડશે. તે રાત્રે કામઠામાં તીરચડાવીને તઇઆર થઇ બેઠો હતો એવામાં પાદશાહ અને તેનો સાથી બાગમાં પેઠા. તેમના પગલાનો અવાજ સાંભળ્યોકે માળીએ જાંણ્યું કોઇ જનાવર પેઠું, ને તે અવાજ ઉપર તીર છોડયું. તે પાદશાહની છાતીમાં વાગ્યું, ને તુરત તેનો પ્રાણ ગયો. સાથીએ બુમ પાડી કે રાઈ માળી દોડી આવ્યો ને જુવે છે તો પોતાનો ધણી પડયો દીઠો. તે ધબરાગો ને રોવા લાગ્યો. પાદશાહના સાથીએ તેને ધીરજ આપી છાનો રાખ્યો, ને કહ્યું કે

લાલજી મનીઆરનો વેશ.

સાંઇઆં તેરી સાહેબી, ભલે તેરે ઢંગ;
આપ ચિતારા હો રહ્યા, મીઆં ભાત ભાતકે રંગ. ૩
હાથી ઘોડે સબ જાએંગે, દાટે રહેગે દામ;
ચેતનહાર ચેતીઓ, આખર દુનીઆં ફનાકા મુકામ ૪
તા થઇ તા થઇ."

હવે મનીઆર પડદાની બહાર આવે છે, અને મેલણી પંડે
ગાએ છે. "લાલ મનીઆર હો, અમારા જબા મનીઆર
હો મનીઆરા એ મનીઆગ. તા થઇ તા થઇ."
સાચ સાહેબસે પ્યારા. તા થઈ તા થઇ"
મનીઆર અહીં તહીં ફરે છે, પછી ઉભો રહીને કહેછે,
"સલામ રેંગા તેરેકું ભાઇ સેરેક લીઆ આમને સોના,
સેરેક લીઆ રૂપા, ઉસકી ચુડી બંગડીઆં બનાકર અમ
અમદાવાદ આયે. ફીર દેખ લાઓ ચુડી બંગડીકા ચગોલા
બનાયા હે સો કેહે બતાવું. તુમ તુમેરે બાજે ગાજે સરારા-

સ કરો.

---

ભાઈ તેં અજાણે આ કામ કર્યું છે માટે તારી તકસીર ન-
થા. પાદશાહના મરણની વાત શેહેરમાં જણાશે તો બધું
રાજ ઉંધું વળશે. તખ્તનેલેવા સારૂ મોટી લડાઈ જાગશે ને
બહુ ખરાબી થશે. માટે આ વાત છાની રાખી તને પાદ-
શાહની જગાએ બેસાડું. પાદશાહનો પોશાક ઉતારી સાર
કરી તેને પેરાવ્યો, અને પેલા શબને ત્યાંજ દાટયું. અને જ-
ણા શેહેર ભણી ચાલ્યા. રસ્તામાં પેલા સાથીએ માળીને
કહ્યું કે અલ્યા તું જુવાન છે, બાદશાહ ઘરડો હતો, તારી
મુછોના વાળ કાળા છે, પાદશાહના સફેત હતા, તારી શીકલ
ને તેની શીકલમાં ઘણો ફેર છે; તે બેગમો અને દરબારી
લોકથી ઢાંકયું રેહેવાનું નથી, માટે હું કહું તેમ તદબીર

ચુડસે ચુડી બંગડી, મનીઆર પકાવે;
હે કોઇ બતરીસ લખણી, યાવ હોકારે. ૧
સાત સાહેલીઆં મિલકર, મનીઆર બોલાયા.
ભીતર પડદા બાંધ, નાજુક હાથ દેખાયા. ૨

અમદાવાદના શાહઆલમનો ચબોલો.

શાહઆલમકે બોતમ જેત; મકતં લેટે શરખેજ;
દવા માગુ મે દાતલપીર, ગુજરાતકે બડે વજીર.

કાંકરીઆ તલાવનો.

કાંકરીઆકા કાલા પાની, બીચ નગીના વાડી;
માલી સીંચે મોગરા, મતબાલા પીએ તાડી.

---

કરવી. રાત પુરી થયા પેહેલાં બંને જણા મેહેલમાં દાખલ થયા,ને માળીને તેમાંના એક ભોએરામાં ઉતાર્યો. સાથીએ સવાર થતાં દરબારમાં ઝાહેર કર્યુંકે કોઇ મોટો હકીમ પરદેશી આવ્યોછે, તેણે પાદશાહને કહ્યું કે જો તમે છમાસ સુધી ભોએરામાં રહો કોઇને મળો નહિ, મોહ દેખાડો નહિ, અને કોઈ જોડે વાતચીત કરો નહિ તો એ મુદતમાં હું તમને કેવળ જુવાન કરી દઉં, વાળ ધોળા છે તે કાળા થાએ, દાંત પાછા આવે અને ચેરાતો એટલો ફરી જાય કે ઘરનાં માણસ પણ તમને ઓળખે નહિ. પાદશાહે એ વાત કબુલ કરીને હકીમ તથા પોતે ભોએરામાં ઉતરયા છે; વજીર રાજકારભાર ચલાવે એવો હુકમ કર્યો છે. એ હુકમ સર્વે માન્ય કર્યો. બાદશાહને ભોએરામાં ખાનપાન લુગડાં પુરાં પડે. ફારસી જુબાન પણ શિખવી તથા રાજદરબારની બોલવા ચાલવાની રીતથી વાકેફ કરી છમાસ પુરે થએ બાહર કાડયો. બધાએ છેતરાયા રાઇમાળી હવે પરબતશાહ કહેવાયો. બુદ્ધિમાન હતો તેથી ઠીક રાજ ચલાવતો હતો.

કાંકરીઆ ચોખંડા ભરીઆ, બીચ પડી હે ટીબી;
એક ધોબન મેં ધોતી દેખી. ઉસકા નામ હે લીબી.
નિચી હોકર સાબુ દેવે, ઊંચી હોકર નેન ઝુલાવે;
કલીઆ ચુના દેતી જાવે, રસીએકા મન મોહાતી જાવે
તા. થઇ.

---

અંદરની વાત પોતે તથા પેલો સાથી બે જણુજ જાણે. એ સાથી બાદશાહને નીત્ય રાજ મીજલસ મળે તેવારે સલામ કરી છાનું હસીને બેસે. બાદશાહને તેના તાબામાં પણ રહેવું પડે ખરૂં. નવ વરસ એમ કરતાં ગયાં ત્યારે બાદશાહે તેને એક મધરાત્રે ચાંદરણી ખીલી રહી છે તે વખત એકાંતમાં કહ્યું ચાલો નદીકાંઠે જઇ સેલ કરીએ ને ફરીએ. સાથીએ કહ્યું પરબતશાહ કેવો મરી ગયો તે વાત ભુલી ગયા, આ વખતે જવું ઠીક નથી. બાદશાહે કહ્યું કંઇ ફીકર નહિ, જઈશું. બને જણ નદી કાંઠે આવી ઉભા. ત્યાં એક ચમતકાર જોયો. વેહેતા પાણીમાં દીવા તણાતા દીઠા. એક જાય ને બીજો આવે. પાદશાહે પોતાના સાથીને કહ્યું જાઓ જોઇ આવો એ ક્યાંથી આવેછે. સાથીએ અનાકાની કરી પણ અંતે જવું પડ્યું. ઉપલાણેથી દીવા આવતા હતા તેણીમેર તે ગયો. દીવા આવ્યાજ જાએ. જતાં જતાં એક શીવનું દેરૂં આવ્યું જળાધારી કને માથા વગરનું ધડ પડેલું દીઠું. લીંગના ઉપર ઊંચે ચોટલાવતી માથું લટકતું હતું, તેમાંથી લોહીનાં ટીપાં લીંગ ઉપર પડતાં હતાં. તે લોહી વહી નીચે નદીમાં ટપકતું હતું, ને તેના દીવા થતા હતા. એ જોઇ તે પાછો વળ્યો ને પાદશાહને બધો હેવાલ કહ્યો. પાદશાહે પુછ્યું તે જોઇ તમારા મનમાં શો વિચાર ઉત્પન્ન થયો, સાચું કહે. તે ગભરાયો, પણ પાદશાહે વીસવાસ આપ્યો તેવારે બોલ્યો કે તે વખતે મેં એમ કહ્યું

વળી મનીઆર કેહેછે, "શેહેર ગુજરાતકા (અમદાવા-
દના) બાર દરવાજાકા ચબોલા સુનો."
શાહપર દરવાજ કેલાવે, બીબી ફતેકા ઓરસ જાવે;
પાન ફુલકી રેલારેલ, શેહેરમે શાહાજાદી પોળ. ૧

---

ઓ પ્રભુ! પેલો માળી પાદશાહ થયો છે કરતાં આ બાપડો વધારે લાએક હતો. બાદશાહ બોલ્યો તેં બરાબર કહ્યું તેં જેને ત્યાં જાયો તેજ હુંછું. એમ ન સમજતો કે તેં મને પાદશાહ કરયો છે, મને પરમેશ્વરે કર્યો છે. પાદશાહે પછી પોતાની મુળની વાત કહી. તે રજપુત રાજાનો દીકરો હતો. તેને મોટો ભાઇ હતો. બાપ મુવો ત્યારે મોટા ભાઇને ગાદી મળી ને એને તો જીવાત સારૂ એક બે ગામજ મળ્યાં તેથી તે નારાજી થઇ બારવટે નિકળ્યો. લસ્કર ભેગું કરવાનો, દેશ લુટવાનો, તથા પોતાના ભાઇને મારવાનો વિચાર કરતો કરતો તે જંગલમાં ગયો, ને પેલા શીવાલય આગળ આવ્યો ત્યાં તેણે વિચારયું કે અરે જીવ મારા સ્વાર્થને સારૂ આટલું બધું નુકશાન કરીશ ને મારા ભાઇને તથા પુષ્કળ માણસોને મારીશ તે કરતાં હું અહીં મસ્તક પુજા કરી મરૂં તો મારૂં કલ્યાણ થાએ. તુરત તે મનસુબો તેણે અમલમાં આણ્યો. તેના સાથીએ કહ્યું જો એવું છે તો તું પાદશાહને પેટે કેમ ન જન્મ્યો. તેણે જવાબ દીધો મેં એક ભુલ કરી, તે એ કે આ નદીમાં નાહી ધોઇ શુધ થયા વિના એમના એમ મેં મારૂં મુસ્તક વાઢયું તેથી માળીને ઘેર જન્મ્યો. તું નિત્ય મારી સામું જોઇ હસતો હતો તે હું સમજતો; તું આપણી વાત જાહેર કરી મને ગાદી પરથી કાઢી મુકવા યત્ન કરીશ તે વ્યર્થ જશે; માટે હોશીઆર રેહેજે. એ સાંભળીને તે સાથીએ કહ્યું

ાનપરકી ખડકી ખોલી, નદી મેસે ઘોબન ગોલી; ૨
ાબન બોલી ગુમાન ભરી; વે દરવાજા ખાનપરી.
ઘોબન કેહે મેરાના આયા પાર, દો હાથ બીચ એક દરબાર; ૩
ભદરકી બારી કેહેલાવે, મેલી ચોખી ઉવાંહી આવે;
ચોખી જાવે મેલી આવે ભદરકી બારી કેલાવે.
રાયખડા દરવાજ કેલાવે, શિકાર ખેલન રાજા આવે; ૪
જબ રાજાને ડાલી ચોટ, તબ હુવા રાયખડકા કોટ.
ખાનજાને ખોદાયા કુવા, મીઠા પાની ઉવાં હુવા;
બડી મસીત ને ભાગ જાએ, ને આરા ખાનજીકા હોય. ૫
જમાલપરકા જુગનાં આરાં, શેહેરમાં દેખીતા સારા;
બારે ભાગળ મેને નીરખી, નહી ભાગળ જમાલપોર સરખી. ૬
ગાડી ગડીલી ઉવાં ના આવે;
મીરકોઈ દરવાજ કેલાવે, ગાડી ગડીલી ઉવાં ના આવે;
બારે ભાગળ ગાડી ફરે; તો વે ભાગળીઆ ભુખે મરે. ૭
રાજેપરમે રંગ હુવા, ભરાં હવાડા વેહેવે કુવા;
ભરા આવે ને ખાલી જાવે, રાએપરી ભાગોલ કેલાવે. ૮
આસટોડીઆ દરવાજ કેલાવે; ભાડુકે તોરણ બંધાવે;
ઘડીઆળાં બાજે ફરમાશી, શેહેરમે દરવાજા ખાશી. ૯
સારંગપર સુતરીઆ સાંત, મલકકું દેખીતા ખાંત;
મલક બેઠી ચોરે ચડી, તો સદ ઉગમણો સારંગપરી. ૧૦
કાલુપરસો ચંદેરો, ભીતર બસે ભંડેરી; ૧૧
ભંડેરીકા નવલા ઘાટ, ધાંચા ગોલા માંડે હાટ.
દરીઆપર દરવાજ કેલાવે, ખુબ ખુબ મેવા વાંઇ બેકાવે; ૧૨
પાન ફૂલકી રોલારોલ, શેહેરમે શાહજાદીપોલ.
દિલ્હીઆ દરવાજ કેલાવે, સુવે મડદે વાંઇ જાવે; ૧૩
કાઠી પાનીકી રોલારોલ, શેહેરમાં ઘોજારીપોલ.
શેહેરકી બારે બારે ભાગળ કહે દેખ લાઉ, હલમદી ખડકી જુદી લાઉ;

શેહેરમે બરકમદારકું અનેક ઓટલા, ગનેગારકુ કરે કોથલા.
બાર કોસ ચોગરદા ફેર, બીચ માનેકચોક ને ભાગળ તેર.
તા થઈ તા.

ગનીઆર બોલે છે–"અગાડીસે આયા મૈં પીછાડીસે આવે બીબી જડાવ ઓર બંદી ગુલાલ, તો મીલા દીજાઓરે."

બીબી ને બંદી હવે આવે છે ને ગવઇઆ ગાએ છે.

રાગ પુરવીઓ.

"લાલ મેરે લાલકી, જબ દેખું તબ લાલ; લાલી દેખન ગઇ, તબ ભઇ લાલ ગુલાલ. આનીઆરે જોબનમે લાલનકી, આનીઆરે જોબનમે લાલનકી. હાંરે મેરા પાતલીઆરે બના, (ઉતાવળી ચાલે) લાલ બનારે, સામળીઆરે લાલ બનારે. તા થઇ તા થઇ.

જડાવ—સુનતી રે બંદી ગુલાલ.

ગુલાલ—કીઆ કેહેતે હો મેરી ખાસી બીબી.

જડાવ—ઘોડારમે છુટા ઘોડા. ઘોડા હુવા કમ જાત, ઘોડાને દાલી લાત, તે આન પડી બીબી કે હાથ, બંગડી ટુટી તીન ઓર સાત. લીલી પીલી, જરદ, જંગાલ, હરી હરી ભાતકી બંગડી આ બનાવકર મનીઆરકું શેતાબસે બોલાલાવ.

ગુલાલ—હાં સાબ બોલા લાઉ. પણ એક બાત હે. આધી રાત ગઇ અગલી, ઓર અધી રાત ગઈ પીછલી, એસેમે કોઈ મરદ આકર મેરા કાંડા પકડે તો કીઆ જવાબ દેવે.

જડાવ—અરે ઉસકું લાત મારી બત્રીસે દાંત તોડ ગીરાવ.

ગુલાલ—મે ભુખી હું કુચ ખાનેકા દેતે હો.

જડાવ—હાં કીઆ લેગી, લડુ ખાએગી, મીઠાઈ દઉં, અ-

લાલજી મનીઆરનો વેશ'

હામ ચારોલી, બરફી જો ચઇએ સો બોલ.

ગુલાલ—ઇસિમાં કુચ નહિ.

જડાવ—તબ કીઆ ?

ગુલાલ—દો બદામ કે ભુગડે દોલાવ, કુંગતી કુંગતી ચલી જાઉંગી.

જડાવ—લે ચાલી જા.

ગુલાલ જાએ છે ને બોલે છે કોઇને દેખારે મેરા લાલજી મનીઆર. કોઇ કેહેશે તે હું છું, તેવારે લાલજી મનીઆર બેઠો હોય છે તે કેહે છે હું લાલજીમનીઆર તું કીઉ આઇ ? સલામ, સલામ.

ગુલાલ—મેરી બીબીને આપકું ઇયાદ કીએ. મેને તુમારે ખાતર કુન કુન મુલક ધુંડે !

લાલજી—કાંહાં હો આઇ મેતો મુંબઈ થા.

ગુલાલ—મેબી મુંબઇ આઇથી, પણ પાયા નહિ.

લાલજી—મે સુરત આયા.

ગુલાલ—મેબી આઈથી, પણ પાયા નહિ.

ગુલાલ—મેતો શેહેર ગુજરાત આયા.

ગુલાલ—મેબી આઈ, તબ કીઆ હુવાકે માણેકચોકે આગે

ગુલાલ—મેબી આઈ, તબ કીઆ હુવાકે પીછે મેરેકુ જુના પુના ઠેસલીઆમીલા ઓર તરઘોલીઆકે પીછે મેરેકુ જુના પુના ઠેસલીઆમીલા

લાલજી—ઠેસલીઆ કીઆ ?

ગુલાલ—જુવાન આદમી સો સોનેકા ટકા, બુઢાસો ચાટેકા ટકા. ( એ ઠેસીઆએ એને મીઠાઇ ખવરાવી, પાન ખવરાવ્યાં, ફુલના હાર પેહેરાવ્યા તે વાત કેહે છે. એ બધી લખવા લાએક નથી. )

લાલજી—તું કીઉ આઇ ?

ગુલાલ—મેરી બીબીને બોજી સો મે આઈ.

લાલજી—બીબીને કીઆ કહા

ગુલાલ—બીબીને કહા ઘોડારમે ઘોડા છુટા–( વગેરે. )
લાલજી—તું જા બીબીકુ સલામ કહીઓ મે આતા હું.
બીબી—ગલાલ આઇ ?
ગુલાલ—હાં સાહેબ આઇ ઓર દો ખાવન લાઇ.
બીબી—દો ખાવન કેશે ?
ગુલાલ—એક અઢારે બરસકા, એક સો બરસકા.

આ પછી કાંઇ હલકી જાતની મશ્કરીઓ થાએ છે, એટલામાં લાલજી મનીઆર આવે છે, ને ત્રણે ભેગા ગાએછે.

રાગ સારંગ.

" કોટ તલેરે મનીઆર બસે, બંદીઆ જાઓ, જાઓને બોલા ઘર લાઓરે લલના. " તા થઇ તા થઇ.

સાંવરે બાદલ તલે બીજલી ચમકે, ઝરમર બરસીઓ મેઘ મેરે લલના, તા થઈ તા થઇ.

આવું તો ભીજે લાલ ચુંદડીઆં, ના આવું તો તુટે સ્નેહ, મેરે લલના, ( ઉતાવળી ચાલે ) સાલુકા પડદા બંધાઓ મેરે લલના, આવ મેરે ચંદુ પરધાન મેરે લલના.

આ વખતે પડદામાંથી ચંદુ નિકળે છે. એ અફીણમાં ચકચુર છે, ને બેવકુફ, મંદ અને સુસ્ત છે. મનીઆરને પકડી તેના ઉપર ઢાલ ઢાંકે છે ને બોલે છે, ધીરા ધીરા, માર મારકે ઢીલા કરદીઆ, લકડીસે માર, મેકચુસે માર, મારો, મારો. મનીઆર છાનોમાનો ઉઠી નાશી જાએ છે.
ગુલાલ—મીઆં કીસકું મારતે હોજી ?
ચંદુ—મનીઆરકું.
ગુલાલ—કીદર હે મનીઆર, એતો ભાગ ગયા.
ચંદુ—ઢાલ ઉપાડીને જોએ છે તો મનીઆર મળે નહિ.
તે બોલ્યો ભલે ઓ ગયા મગર, તુંતો મેરે હાથ આઇ. તેરે મેરે જોડા કેસા ?

ગુલાલ—કેસા ?
ચંદ્ર—જેસા ધધા ધધી, કૂત્તા કૂત્તી.
ગુલાલ—નહિ એસા નહિ; મા ઓર બેટા જેસા.
ચંદ્ર – મર દોંગી એસા કીઆ બોલતી હે, ભલા તું મની-
આર લાવે તો આપના દોનોકા ભાગ.
ગુલાલ—તું છાનામાના નીચી મુડી કર બેઠ, અગી લાઉંગી.
ચંદ્ર—બો, બો.
ગુલાલ—મુવા છાના રેહે.
ગુલાલ મનીઆરને કેહે છે, ચલોજી બીબી ખાનેકુ તેરે
ખાસ્તે બેઠ રહી હે મનીઆર તે સાથે આવે છે કે ચંદ્ર
તેને પકડીને બુમો પાડે છે, પકડા હે ભતીજે દોડીઓ.
મંદ્ર—ચચા ધીરા આતા હું, આતા હું, છોડીઓ મત,
દેખીઓ ભાગે નહિ.
ચંદ્ર—ભાગે કીદર, ખુબ પકડા હે; મારો મેકચુકા માર,
સોટાકા માર.
મંદ્ર—આવી ઝાલવા લાગે છે, પોતાના પગની હેડ કરી મ-
નીઆરના ટાંટીઆ તેમાં ઘાલે છે, ને તેને ગાળો દેછે.
મનીઆર—મેરેકુ કીઉં પકડા હે
મંદુ—ગલાલીકી સાથ ખરાબ કામ કીઆ ઉસખાતર.
મનીયાર—મીઆં છોડદોને, ગરીબ હું.
મંદ્ર—અમેરી હાંડી ચીકણી કરદે.
ચંદુ—રૂ૫૦૦ ) દે ઓર ચલાજા.
મંદુ—ચાચા કીઆ મંગતે હે ઓ પાંચસે મંગતા હોય
તો મે આઢાઇસો લેકર છોડદઉંગા.
મનીયાર—મેંતો કૂચ નહિ દઉં.
ચંદ્ર—મનીઆરના કાનમાં કહેછે ભતીજાકા. આઢાઇસો તો

એમ ઉતરતાં ઉતરતાં કાકો ભત્રીજો પેશા સુધી આવ્યા, પણ મનીઆરે કબુલ કર્યું નહિ ત્યારે બંને સીપાઈ કહે કુચ્ય નહિ તો છાશકા ચડવા ઓર તમાકૂ ચલમ તોદેભાઈ.

મનીયાર—કુચ્ય નહિ.

ચંદુ મંદુ—જા તેરા કાલા કર. દવાઈ ખેંચ. કોન ઇસકી સાથ જાવે એ બીચારેકું હેરાન કરના, આપને જાતે બી હોના. બાદશાહ કીઆ બડા ઇનામ દેનેવાલા હે. ( આ ઠેકાણે પેશવા ગાએકવાડના ચોકીદારોને ખુબ બનાવે છે. )

મનીઆર—હા દવાઇ ખેંચુ.

આ વેળા બધા આમ ગાએછે.—"મનીઆર ખેંચે દવાઈ, સારી રાત ગવાઈ. રાત રાત આઉં, દીન દીન ભાગ-જાઉ. કજીઆ તેરા ભતીજેને ચુકાયા." એ સાંભળી કાકો ભત્રીજો લઢેછે. એક કહે તેં ચુકાવ્યો બીજો કહે તેં ચુકાવ્યો. કોરડે લડેછે, ને જતા રેહેછે. બીજો વેશ આવતાં વાર હોય તો બીજી ગાએછે.

---

## ઝંદાઝુલણ.

વેશમાં આવનારા સખ્સો.

ઝંદાઝુલણ-ઉંઝા ગામનો થાણદાર.

દાગલો ... ... ... ઝંદાનો ચાકર.

ચણગી ... ... ... ઝંદાનો ચેલો.

કાજી ઢારઅલ્લી...લગન કરાવનાર મીયાં.

તેજો વાણીઓ ... ઉના ગામનો મોદી.

તેજી મેહેતી... ... તેજાની વહુ.

નાયક .......... સવાલ પુછનાર.

ગોર ગેટાશંકર...લગન કરાવનાર બ્રાહ્મણ.

ઇનું ચલણ હોય છે ) હું તો મારે સાસરે જમવા જ-ઇશ, ખાસડે રગતા જઇશ.'

( એમ બોલી મોડાના ચાળા કરે છે, બગલ પદાવે છે, ને ગાંડાઇ કહાડે છે ).

વાણીઓ—મારી ફૂઈ કેહે ગર મુવા, જા તઇઆર થા. તેણે મને પાંચ રૂપીઆ ને પાંચશેર સુખડું બંધાવ્યું. તે લોટો ભરીને ભાગળ લગી વળાવા આવી. ભાગળે ઉભા રહી શિખામણ દીધી કે રાત પડે તાંહાં વાસો રેહેજે, કોઇનો વનોવાજે, ને સંભાળીને જાજે હોબા. એમ કહી તે પાછી વળી. હું તો હેંડ્યો. પટેલનું ખેતર આવ્યું, તેની ખોડી વાડેમાં ( ખોડી બારૂમાં ) પગ મેલ્યો સપ ને દહાડો આથમો દફ એટલે હું તો તાં-હાં પાધરો બેઠો. રાત પોહોરેક ગઈ એટલે માથે ઘીના કુપા લઇને ગોબંદ ગોબંદ કરતા મારવાડી આવ્યા. તે-મણે કહ્યું ખસ કુણસે. મેં કહ્યું નહિ ખસું, વાણીઆ શાવકાર છીએ. દેવાળીઆના દીકરા, વેગળા જાઓ; ન-હિ ખસીએ. અંધારી રાતે કાંહાં જવાના. જાઓ તમે પણ બેહો. મારવાડીએ પુછ્યું અલ્યા ભાઈ આહીં કાંઇ ભો છે કે ? મેં કહ્યું ભો હોય તો અમે વાણીઆ બેસીએ ? કશી ફકરબકર નથી. પેઅલા જારના ઘેરામાં બેહો. મારવાડી ત્યાં જઈ બેઠા. એટલે એક સોની આ-વ્યો. તે કહે ઉઠરે ઉઠ કુણ છે. મેં કહ્યું તું કુણ છે, મોટો ઉઠાડનાર આવ્યો છે; નો નથી ઉઠતા. અંધારા-માં એકલો આગળ જઇશ તો મારયો જઇશ; જા પે-લા ઝાડપર ચડીને બેસ, સવારે હારે જઇશું. ...ની ભાઇ તો ઝાડે ચડી બેઠા. ત્યાર કેડે થોડી વારમ... ફાની બાંધેલી, ને તીરકામઠા હાથમાં એવા, ભ...

આવ્યા. તેઓ કેહે ઉં હું રે અલ્યા કોણ છેરે દીચરા.
મેં કહ્યું શું છે, વાણીઆ છીએ, સાવકાર છીએ, કાંઇ
ચોર નથી, ગાળો કેમ ભાંડોછો, ને એટલા હોકારા
શા ? ભીલો માંહોમાં કેહે અલ્યા વાણીઆ છે. મારો
એની કને હોય તે ખુચી લો. એમ કહી બે ચાર ઝ-
પાટા કામઠાના મારા વાંસાપર લીધા; એકે ધોલ મારી
પાગડી ઉતારી લીધી; બીજાએ લત મારી અંગરખું
કાડી લીધું. પછી એક બોલ્યો હેડો હવે એની પાસે
બીજું કાંઇ નથી. મેં કહ્યું તારી પાસે કાંઇ નથી, આ
સુખડું મારી કને છે. સુખડું ખુચી લીધું ને બોલ્યા હ-
વે કાંઈ છે ? મેં કહ્યું હોવે, આ પાંચ રૂપીઆ મારી
કેડે બંધાવ્યા છે; અમે વાણીઆ સોનું રૂપું જોડે
રાખ્યા વગર પરગામ જતા નહી હોઇએ તો. ઝપટ
મારીને રૂપીઆ લઇ લીધા. એકે કહ્યું અલ્યા ગાંડીઉ
છે, જુવોને તાંબાના રૂપીઆ તો નથી. મેં કહ્યું અમે
સાવકાર તાંબાના ના રાખીએ; પતીજ ન પડે તો પે-
લા ઝાડપર સોની બેઠા છે તેની પાસે પરખાવો. ભીલ
જે દોડ્યા તે સોનીને પકડી હેઠે નાખ્યો ને બધુંએ હ-
રી લીધું. પછે સુખડું ખાવા બેઠા. એક બોલ્યો અ-
લ્યા આ સાળું લુખું છે. મેં કહ્યું લુખું પડતું હોય
તો પેલા ખેતરમાં મારવાડી ઘીના કુપા લઇ બેઠા છે
તેમની કનેથી જોઇએ એટલું લો. તેમણે મારવાડીને
લુટ્યા. સવાર થતાં હું હેડ્યો. રસતાગાં કોઈ પટલનું
બાજરનું ખેતર આવ્યું. મેં વિચાર્યું જે મારી કેઇએ ક-
હ્યું છે કે કોઈનો વનોવાજે તો લાવને આ ખેતર વાડું
કે પટલ ખુશી થાએ. માળાપર ચડી દાતરડું લાવી
આખું ખેતર કાપી નાખી મુછોપર હાથ ફેરવતો બેઠો.

એવામાં ખેતરનો ધણી આવ્યો. ખેતર જોઈ તે ક્રોધ પડયો, "બાપરે આ મારી કાચી જુવાર કોણે વાઢી નાખી; મારૂં આટલું બધું નુકસાન કોણે કરયું; મેં કોઈનું બગાડયું નથી, મારે તો કોઈ વેરી નથી. આ કોનું કામ હશે" ? મેં ઉઠીને છાતી ઠોકી કહ્યું મારા પટલ શાહેબ શરપાવ આપો. પટેલ લઇ લાકડી ફડાફડ ચોડવા લાગ્યો. હું પગે લાગીને બોલ્યો બાપજી ના મારો, હું ભુલ્યો, હું તો મુરખો છું. પટેલ કે જા, ઉહો, ઉહો, કરતો ચકલા ઉરાડતો જા. હું તો તેમ કરતો ચાલ્યો. વાઘરીઓએ જાળ નાંખી હતી તાંહાં આવ્યો. મારી બુમો સાંભળી પંખી ઉઠી ગયાં, એટલે વાઘરી તો ધીબોધીબ મારવા મંડી ગયા; મારી મારીને નરમ ઘેંસ કરી નાખ્યો. મેં કહ્યું વાઘરી ભાઇ જવા દો હું તો મુરખો છું. વાઘરી કેહે એમ કેહેતો જા કે એકમાં બે પડો, બેમાં ત્રણ, ત્રણમાં ચાર પડો, એથી વાઘરીઓને સુકન થશે. હું તો એમ બોલતો બોલતો હેંડયો. કોળીઓ ખાતર પાડવા જવાને સુકન જોતા હતા, તેગણે એ સાંભળ્યું કે માર માર કરતા આવ્યા, ને ફડાફડ લપડાકો મારી, ને કહ્યું એવું નઠારૂં બોલેછે. મેં કહ્યું ઠાકોર હું તો મુરખો છું, તમે કોહો તેમ બોલતો જાઉં. તેઓ કેહે એમ બોલ કે એક લાવે તે મુકીને બીજો લાવે, ત્રીજો લાવે. મે કહ્યું ઠીક. હું થોડું હેંડયો એટલે શેહેર આવ્યું. તેમાંથી અગાતાર હેલ નામે શેઠનું મડદું લઇ જતા હતા. તે દેખી હું બોલ્યો એક મુકીને બીજું લાવો, બીજું મુકીને ત્રીજું લાવો એ સાંભળી વાણીઆ તો કહે ઉભોરે માડા સારા, એવું ચેમ બોલેછે. એકના મોતથી

તો આખા શેહેરમાં કેર વરતાઇ રહ્યો છે, ને કેહેછે ને
બીજો લાવો, ત્રીજો લાવો. એમ કહી ગાળો દેવા લા-
ગ્યા. મેં કહ્યું હું તો મુરખો છું, તમે કોહો તેમ કહું.
વાણીઆ કેહે એમ કેહે એવું કોઇને ના હશો, એવું
કોઇને ના હશો, હું ગામમાં પેઠો. એક બ-
રામણને ઘેર લગન હતા, બાઅડીઓ ગીત ગા-
તી હતી, ને વરઘોડો ચડતો હતો. મેં જઇ કહ્યું
આવું કોઇને ના હશો, આવું કોઇને ના હશો. બા-
એડીઓ તો ગાળો ભાંડવા મંડી ગઇ અને ભડાભડ પ-
થરા માર્યાં. હું તો તાંહાંથી નાઠો, લોક મને કે એમ
બોલ આવું તમારે દાહાડી હજો. હું તેમ બોલતો હીં-
ડ્યો. ઢેડવાડો આવ્યો, તાંહાં લાહે લાગી હતી, મેં ક-
હ્યું આવું દાહાડી હજો, આવું દાહાડી હજો. ઢેડ તો
મને લઇ બુચાને ગસ માર માર્યો. મેં કહ્યું ઢેડભાઈ
મને માફ કરો, હું તો મુરખો છું; તમે કહો તેમ કરી-
શ. ઢેડ કેહે કોઇનું બળતું હોય તો હોલવીએ. તે શિ-
ખ લઇ હું હેંડ્યો તે એક કુંભારને ઘેર વાસો કર્યો.
કુંભાર બાપડા જે પરોણા જાએ તેને ઉતારો આપે,
ચાકરી કરે, વાસણ, છાણા વગેરે આગે. હું માર ખાઇ
ખાઇને નબળો થઈ ગયો હતો, ને થાકી ગયો હતો,
તેથી ખાઇને સુતો તે મધરાતે ઉઠ્યો. તે વખત કુંભાર
ઊંઘી ગયા હતા, પણ વાડામાં નેભો સળગ્યો હતો, મ-
સ ધુમાડાને ભડકાં તેમાંથી નીકળતાં હતાં. મેં ઘડે ઘ-
ડા પાણી છાંટી તે હોલવી નાખીને એક સોટો પડ્યો
તેવડે બધું ભાગી તોડીને ચીજેરી નાંખ્યું. મેં જાણ્યું કું-
ભારભાઇ ઉઠી ખુબ સાબાસી આપશે, ને ખુશી કરશે.

એ વીચારમાં મને તો હુંગે ન આવે. વાહાણામાં કુંભાર ઉઠીને કેહે, નખોદ જાએ, આ કેણે કરયું? મેં કહ્યું, મેં કરયું. કુંભારે ગાળો ભાંડી મારીને મને કાઢી મેલ્યો. પછી હું તો એક વાણીઆને ત્યાં બે બદામને ગહીને નોકર રહ્યો. તેણે મને ઢોરાં ચારવા મોકલ્યો, ને કહ્યું જોજે કોઇના ખેતર ખરાબ કરે નહિ ને કોઇના બાજરીઆં ને છોડ ઉખેડે નહિ. મારા સાળા ઢોરાં તે કેમ માને, તે તો લોકોના છેતરાંમાં ધડાધડ પેઠાં, કોઇનું ઉખેડયું, કોઇનું છુંદ્યુ, કોઇનું ખાધું. હવે હું શું કરૂ? હુ તો રોવા બેઠો. એટલામાં માહાદેવજી જતા હતા તેમણે ઉભા રહીને પુછ્યું, અલ્યા અડવા કેમ રોએછે. મેં કહ્યું મહારાજ હું તો આવા દુખમાં છું, શીવે કહ્યું લે આ જડીબુટી આપુછું તે રાખ. એથી તું જેને ચોટ કહીશ તે ચોંટશે ને ઉખડ કહીશ તે ઉખડશે. જે બાજરીઆં ઉખડયાં હતાં તેને મેં કહ્યું ચોંટો એટલે ચોંટયાં. એમ ઢોરાં ચરાવતા ઘણા મહીના વહી ગયા. મારા શેઠ પાસે મેં મારો પગાર માગ્યો. શેઠે વિચારયું આવો સારો ચાકરછે તે પગાર આપીશું તો નાશી જશે, માટે વાયદા કરયાં કરે. મને જે રીસ ચડી તે એક દહાડો શેઠ શેઠાણી ખાટલે બેઠાં હતાં તે વેળા કહ્યું એ ચોંટો, એટલે ચોંટયા. એકેથી ઉઠાએ નહિ; ઉઠવા જાએ કે ખાટલો જોડે આવે. લોક જોવા મળ્યા ને હસવા લાગ્યા. બધા કેહે કોઈએ જાદુ કરયું. મારો શેઠ કહે જા પેલો ગોરજી ધનતર મનતરમાં બડો હોશીઆર છે, તેને તેડી લાવ. હું ગોરજીને બોલાવા ગયો. ગોરજી ઉંટે ચડીને નિસરયા. મેં કહ્યું ચોંટ એટલે ગોરજી ઉંટે

ચોંટયો રસતામા એક ગધેડે ઉંટનું પુછડું સુઠ્યું. મેં તેના મોડાને ઉંટના પુછડા જોડે ચોંટાડયું. આગળ ઉંટ ને પાછળ ધધેડું એમ ચાલ્યાં. આગળ જતાં એક આદમીએ ધધેડાને પીઠે હાથ અડકાડયો. મેં કહ્યું ચોટ કે તે ચોંટયો. પાછળ કૂતરાં ભસવાં લાગ્યાં. બે કુતરે તે માણસની ચાળ મોડામાં કડવા લાંધી. મેં કહ્યું ચોંટ કે તે ચોંટયો. મારા સારા લોકની ઠઠ બે બાજુએ જોવા મળી તે હસે ને કાંકરા મારે. ગોરજી પાછું જોતા જાએને લજવાતો જાગ્યો. એમ કરતાં આસવારી મારા શેઠને ઘેર આવી. ગોરજીએ ઉંટ બેસાડયું પણ પોતાથી એઠલ ઉતરાએ નહિ. હસવું ને રોવું બે થયાં. મારો શેઠતો બીચારો ગભરાયો, ને શેઠાણી પોકા પોક મુકી રડે. ઘરમાં શેઠની એક બેન હતી તે મારી વદ્દા જાણુતી હતી, તેણુ પોતાના ભાઇને કહ્યું કે આ ગડવો કહેતો તમે છુટા થાઓ. ત્યારે શેઠે મારા કાલાવાલા કરી કહ્યું અલ્યા અડવા ભાઇ અમને સરવેને છુટા કરો. મેં કહ્યું મારો ચડયો પગાર ચુકાવી આપો તો કરૂં, શેઠ કહે તારા મુસારા ઉપર તું કહે તે આપુ, પણ આ ફજેતીમાંથી છુટા કરને. તેણે મારો હીસાબ કર્યો, ને તે ઉપરાંત મસ રૂપીઆ આપી રાજી કરગો ત્યારે મેં કહ્યું બધા ઉખડો એટલે બઢ ઉખડયા. મને પઇસા મળ્યા તેથી મારા મુખાર તો તેજ આવી, ને સહુ મને અડવાને બદલે તેજો કહેવા લાગ્યા. હવે હું તો મારે ઘેર પાછો વળ્યો ને શેઠ કહેવાયો. મારી શેઠાણીને તેડાવી." તેની બાએડી તેજ મેહતી પડદામાં આવેછે ને ગાએછે.

રાગ મેવાડો. " મેવાડો મારે સાગી બલો, ઘઢ તીચોડની

* પનીઆર;

નાકનું મોતી ઝળહળે, ચાંદલો તપે લલાટ.
ભલું થયું મને રાજ મલ્યા, હુશ પોંતી હઇઆ (માં):
જેના હતા ઉભરા, તેના પાર લીઆ ૨
સજન સજનના ગોઠીઆ, હું સજનની દાસ;
જે નર દુધે હેલવા, તે કેમ પીએ છાશ. ૩

ગોરાદેહનો ઠમકો સઇએર વાજતો. માણીલો માજ-ગરાત; બાઇજીને કેહેજો મારી વિનતી પરણ્યો મારો પ-રદેશ રળવા જાએ. હાંરે પરણ્યો મારો પરદેશ રળવા જાએરે" પડદો ઉઠાવીને ઉતાવળી ચાલે ગાયછે.

ચાંદલીઓ ઉગ્યો, હરણી આથમી, તાંહાં લગણ જોઈ તમારી વાટ." તેજો બાઇડીના મોડા આગળ ઘેલાઇ કા-હાડેછે, તેને પગે લાગેછે; તેને ગળે હાથ નાંખી કહેછે, ત-મે ભલે આવ્યાં વગેરે બોલી લોકને હશાવેછે.

તેજી જરા નાચીને બેસેછે.

અડવો નાયકને પુછેછે અલ્યા નાયક આ કોણ આવ્યું?
નાયક—એ તારી વહુ.
તેજો—તારી વહુ, તારા બાપની વહુ. એ મારી વહુ, તો હું એનો વહુવારો.
નાયક—એતો તારી અસ્ત્રી, તારી બાયડી.
તેજો—હું એનો અસ્ત્રો, હું એનો બાયડો. અલ્યા એ શું કરશે?
નાયક—એ પાણી ભરવા જશે.
તેજો—હું જોડે દોરડું લઇને જઇશ.
નાયક—એ દળવા બેસશે.
તેજો—હું જોડે ઓરવા બેસીશ. હું એને જરાએ વીલી ન-હી મેલું" (આ પ્રમાણે કેટલીક વાત કરી ચરપટીઆ

બોલે છે; એમાંનાં કેટલાંક ભુંડાં છે. સારાં છે તે નીચે પ્રમાણે ;

વાણિઓ શેઠાણીને કહેછે, "ઓસે ગામથી પેલે ગામ ગયાં, કારજ આપણાં સર્યાં. આપણે બે ભેગાં થયાં કહો કારજ થયાં.

તેજી—એવા ના કહીએ, આવા કહીએ.

પુલફગર ઘાઘરો, સાળુડે કસબી કોર; ૧
ઝાંઝરીએ દીવા બળે, હઇડે નાચે મોર.
મોર કરે ટહુકડા, પારેવા કરે પ્યાર; ૨
સરખા સરખું તો મળે, જો લખ્યું હોય લેલાટ.

એના પછી થોથાં બોલેછે, તે આવાં છે.

અડવો—રાએ ઘોડો સણગારીઓ, ઉપરવાડે જોતાં; ૧
તે ઘોડાપર કોક બેસે, તે વાતનાં થોથાં.
પાડોશીને ઘેર રાંધી લાવશી, ઉપરવાડે જોતાં; ૨
તે લાવશી કોક જમશે, એ વાતનાં થોથાં.

(બીજાં છે, પણ તે ફટાણા છે.) તેજો કહેછે આપણી પાછળ ભો છે, ઝંદો આવશે, સંતાઈ જઇએ. (એમ કહી બે જણ બેસે છે કે) ઝંદો, હોં, હોં, હોં, કરતો આવેછે. તેજી ઉઠી નિચે પરમાણે ગાતી સામી જાયછે.

"ઝંદો આવે ઝુલતો રાજ. ભાંગ ચડાવી ઘેર આવે, ઝંદો આવે ઝુલતો મારારાજ. હો ઝંદો આવે ઝુલતો રાજ"—તા થઇ તા થઇ.

(ઝંદો તેજીના ગળામાં હાથ નાખીને લઇ જાય છે. તે બે નાચે છે. તેજો બુમો પાડેછે; બાએડીને પકડી રાખવા કરેછે. ઝંદાનો નફર દાગલો વાણીઆને બાઝેછે. વાણીઓ તેને મારે છે. બંને સામ સામા મારામાર લ-

ડે છે. દાગલો રડતો ઝંદા કને જાય છે.)

ઝંદા—બચા કાયકુ રડતા હે?

દાગલો—ગાંજેકી કળી લેનેકુ ગયાથા, સો તેજા મોદીને જુતી ઉઠાઈ.

ઝંદા—ઉઠાઈ મગર મારી તો નહિ?

દાગલો—નહીં.

વાણિઓ—મારીતો નહિ, પણ એના વાંસાપર મારો રૂ. ા) નો જોડો ફાટયો; પણ અમે વાણીઆતો ના મારીએ.

ઝંદા—અબે દાગલા, ટંટાકી બાત જાને દે, બંદગી કર.

દાગલો—બંદગી કરેછે, અલ્લા ભેજીઓ, ભેજીઓ સવાસો ગાડી મલીદા ભેજીઓ, કે મેં બેઠા બેઠા ખાઉં.

વાણિઓ—મેર મુવા, એટલુ બધું ખઈશતો મરી જઈશ!

દાગલો—ભેજ અલ્લા, ભેજ, લાલ દંતુવાલી ભેજ.

વાણીઓ—શું તને કરડવાને!

દાગલો—ભેજીઓ, અલ્લા ભેજીઓ, લાલ ચુડેવાલી ભેજીઓ.

વાણીઓ—શું કરડવા? તારી પાછળ ભાગવાને!

(દાગલો એથી પણ નઠારૂં ભુંડું બોલે છે.)

ઝંદા—ધમકાવીને કેહેછે, એસી ખરાબ બંદગી નહિ કરના; દેખ મેં કરૂં એસી કરના. (એ ઠેકાણે ઝંદા હિંદીમાં બંદગી બોલેછે. ઝંદાનો વેશ વડનગરના ભવઇઆ બહુ સારો કરે છે. તાંહાં લખાએલી ચોપડી મારા હાથમાં આવી તેના બોલેબોલ નિચે ઉતારી લીધા છે. એમાં ભુલો ઘણી છે તેથી કેટલુંક સમજાતું નથી અમદાવાદના ભવઇઆને એ બંદગી આવડતી નથી.)

"ઓરકા દામ કામદાર, તેરેહી આધાર;

ઝંદાઝુલણ.

બાબજી પુચ્યા મકરાની, ધરધર આવાદાની.
બાબજી પુચ્યા મકરાની, ધરધર આવાદાની.
હો હોઈ બાવા મક્કે, ચડનેકું ટક્કે;
નેનતો નબી હે, મુખતો મકા હે.
અકલતો અલા હે, પાઉતો પરવર હે;
હાથતો હજરત હે, હકતો હલાલ હે.
બહેકઈ મરદાલ હે, હએતબે ગુલામ હે;
અસલ જાદેકું સલામ હે. ૧

જંગીરી. જટા બધાએ ખુદા ન મીલતે, કયું રહેતા મનમસ્ત;
જટા બધાએ ખુદા મીલે તો, બડ પોંચે સબ ભસ્ત;
બંદે ભલે મન જંગીરીના હે હે. ૧
કોડે બાંધેસે ખુદાન મીલતે, કયું રહેતા મનમસ્ત;
કોડે બાંધેસે ખુદા મીલે તો, હાડ પોંચે સબ ભસ્ત. ૨
દાડી રખેસે ખુદા ન મીલતે, કયું રેહેતા મનમસ્ત;
દાડી રખેસે ખુદા મીલેતો, ગાદર પોંચે સબ ભસ્ત. ૩
ખાખ લગાએ ખુદા ન મીલતે, કયું રહેતા મનમસ્ત;
ખાખ લગાએ ખુદા મીલે તો, ખર પોંચે સબ ભસ્ત. ૪
નાહે ધોએ ખુદા ન મીલતે, સબહી બાતાં કચી;
નાહે ધોએ ખુદા મીલેતો, ભસ્ત પોંચે મીઢક ઓર મછી. ૫

જકડી. આ દેશ દેખ સાર સબ્દ બીચારે, આપ તરે ઓરનકું તારે;
પાંચ પચીસકી થકનાજાલે, ચલો કએદ ઉલટા ચાલે; ૬
પંજ તનકા કરે બીચારા, કહે ગ્યાનીસો ગરૂ હમારા.
મુમતા જાલ ભભુત લગાવે, સબ દેહકે કામ બજાવે;
મનાછકી ગુરૂ ઓર કરે, કામ ક્રોધ દાઉ દુર ધરે;
પંડાલા પંડ સક્રોમલ ભોગી, કહે ગ્યાનીસો સચ્ચા જોગી. ૭
પંચ ઇંદ્રીકા કરે પીહારા, સંત સબ્દ ગુરૂ ઓચારા;

નીરમલ હો કે તજ હંકારા, સીરપર રખ છોડે ગાહેરા;
એ કાપે ખરહતની રાસી. કહે ગ્યાનીસો સચ્ચા સંનાસી ૮
બ્રહ્મ સો જેસો કહે બ્રહ્મા, ઉન મંડલમે રોપી ખંભાં;
આયા મુકામપર કરે ડંડા, કામ કલેશકી મિટ ગઇ ફંદા;
ગગન મંડલમે ધરે સા ધાની, કહે ગ્યાનીસો બ્રહ્મ સમાની ૯
પંડીત હોકે પઢે પુરાના, પુજા ધર્મ ધરે મન ધ્યાના;
પરમહંસ લગાવે પ્રીતી, આસા ત્રસના તજે અનીતી;
પરબ્રહ્મકી કથા સુનાવે, કહે ગ્યાનીસો પંડીત કહાવે ૧૦
મુલાંસો જો મનકી જાને, બાહેર જાતે ભીતર આને;
ભીતર બસે એક પીર્સાઇદાતા, ઘરમે બસે એક પીરમદદાતા;
દીલમે ખોજે એક કલ્યાણા, કહે ગ્યાનીસો સચ્ચા મલાંણા ૧૧
કાજી હોકે કૂરાન સુનાવે, મરઘી બકરી કબુ ન મારે;
અલ્લા અલાકી બાતમે રાજી, કહે ગ્યાનીસો સચ્ચા કાજી. ૧૨
અનભે ઘટરાવત પાયા, ભવસાગર ભુલાં ભટકા;
જન્મ મરણકા ભે નવ ભાગા, પથરસે જા રીસ પટકા,
આપો આપકી ટેક પકડકે, અધવચગાંહિ આ અટકા;
દીન કહે સુનતા બે ગાફલ, કયા હલાલ ઓર કયા ઝટકા.૧૩
વીખિયા ભીતર મરમ ન ચીના, કહુ કરમ કીયા વનવ કરૂં;
લાલચ લબધી દલમે દબધી, તજોને કુબધી જ્યૌહું કરૂં,
મુમતા મારી અસત અનારી, સબદ સકારી જ્યૌ કરૂં;
દીન કહે સુનતાબે ગાફલ, કયા ગઉઆ ઓર કયા બકરૂં.૧૪
સચા કેણા સમજી રેણા, સરણુ લેણા સારસનકી;
સેજ ગવાદી સમણવાદી, મલી સંગાદી મરસણકી,
હસાબ દેરી અલખ અવેસી; પરખાઇ શ્રીપરમનકી;
દીન કહે સુનતા બે ગાફલ, બિલિહારી ઉન દરસણકી. ૧૫
નીરભે ગ્યાની નીગમ નીસાની, નર ધ્યાનગી ધાનંગી;

પીયા પીયાલા મનમતવાલા, સંત સુખાલા સાનંગી,
દિલકા દરીઆ સો ભર ભરીઆ, વીધવીધ ભર્યા વાનંગી;
દીન કહે સુનતા બે ગાફલ, તીન લોક સરતા નંગી. ૧૬

**સવૈયા હિંદી** અબ ચેતરે ગાફલ ગિંદા, દેખ બંદા દાઓરે;
મતકી નકહા ગતિ હોગેગી, બંદગી ન ભુલે આહોરા.
નર બાતસે ગલા હસે, નર આંધ દોસ્ત કયું હુવા;
કરસે બગીલા નબીસે હજુર, ગાફલ કયું હુવા ૧૭
એક દન એસા આયેગા, લગાયેગા જબ લતિયાં;
છુટ જાએગી મદ છાકરે, મીટ જાયેગા ફંદ મટીયાં,
ઉસ બાતસે ગલા હસે, નર આંધ દોસ્ત કયું હુઆ,
કરસે બગીસે નબીસે હજુર, ગાફલ કયું હુઆ. ૧૮

**કુંડલીઆ.** બંદા બાજી જુઠ હે, મત સાચી કર માન
કહાં બીરબલ ગંગહે, કહાં અકબર ખાંન;
કહાં અકબર ખાન, બલકિ રહે ભલાઇ;
કહે દીન દરવેસ, સુનબે ગાફલ ગંદા;
મત સાચી કર માન, જુઠ હે બાજી બંદા. ૧૯
બંદા બોહોત ન ફુલીએ, ખુદા ખમેગા નાંહિ;
જોર જુલમ કીજે નહિ, મરતલોક કે માંહિ,
મરતલોક કે માંહિ, તુજરબા તુરત બતાવે;
જો નર કરે ગુમાન, સોનર ખતા ખાવે,
કહે દીન દરવેસ, ભુલ મત ગાફલ ગંદા; ૨૦
ખુદા ખમેગા નાહિ, બોત મત ફુલો બંદા.
બંદા કહેતા મે કરૂં, કરણહાર કીરતાર;
તેરા કહા સો ના હોવે, હોસી હોવણહાર,
હોસી હોવણહાર, બાર નર યુંહી લેવે;
આનજસ કરે અપાર, નાગ નારાયણ ખોવે;

રાણી—સો બરસમે.

સાંઈ—દુર દુર હાથસે દૂર, કીઆ ફકીરકું ડરાને આઈ.

રાણી—અલ્લાઈ અલ્લા.

સાંઇ—કોન ?

રાણી—મેં રાણી.

સાંઇ—કીતને બરસમે ?

રાણી—સોલ.

સાંઇ—હલકે હલકે અપના દૂધકા કલશીઆ લાવના. ધુત્ર-રા મત બજાવના સુનાત કીઆ તુમારા.

રાણી—સાંઈ દેખોને એ બટાઉજી મર ગયે.

સાંઇ—કીઆ કીઆ સો મર ગયે ?

રાણી—મેરા વાસ્તે મર ગયે.

સાંઇ—મેભી તેરે ખાતર મર જાઉં.

રાણી—મરો.

સાંઇ મરી જાય છે, ને રાણી સાંઇને ઉઠાડીને કહે છે બટાઉજીકું જીતા કરો.

સાંઈ—કુચ ચરાકીકા દો. એમ કહી બટાઉની આસપાસ ફરતો આમ બોલે છે-અછી કરે, બુરી કરે, નેકી કરે અલ્લા તું ઉઠ નહીતો કુટ માથુ, જાને મેરી બલાં. ઉઠબે ઉઠ.

બટાઉ ઉઠે છે ને તમાશગીરોને સલામ કરી જાએ છે.



# કજોડાનો વેશ.

## વેશમાં આવનારા માણસો.

મિરતીઓ ઠાકોર..........વર.

ઠકરાળી....................વહુ.

રંગલો...... ...ઠાકોરનો સાથી.

ઠાકોરની મા, ઠકરાળાંની મા, વગેરે.

મિરતીઓ ઠાકોર પડદામાં આવે છે તે વખતે નીચેની ભેળણી ગવાય છે.

**રાગ સામેરી.** આવે મારો ઈડરગઢનો રાય, આવે મારો રાણી જાયો રજપૂત મારો મિરતીઓ ઠાકોર, આવે મારો ઠાકોર પડદામાં બાહાર આવી કહે છે-એસા ચઇતા થઇ ઠાકોર પડદામાં ઉભા રહ્યા, તરવારે મુખ જોયાં; દશ ગ-આવી સભામાં ઉભા રહ્યા, તરવારે મુખ જોયાં. સાચુ દીલ રાખીયે નના કરયા કકડા, દુખડા સરવે ખોયાં. સાચુ દીલ રાખીયે વીશંભર પા-માહાદેવનું, જન જગીઓ ભોળોનાથ; જેને વીશંભર પા-ધરા, તેને નવનિધ ઉપર હાથ. નહી નાટક, નહી નરત, નહી રાસ, ખલેબારી; નહી મધુગર ને મેણ, નહી કામ કામાળી; નહી સરોવરસે જળ, નહી વાવ કૂવા ઠઠવાડી; નહી ફેલ બે ચાર, નહી કસુંબો રંગાડી; જે ગામ આપે તુરીના ફેરવ્યા, લઘુ માલણ ઓરસ નવ કરે, તે ગામ સ-મસાન; ત્યાં ફેલ મેલ રહી કશો કરે. કશો પરયો બોલ ના પાળે, કશા નદીઆળો નીર નીર સુક જાય ઉનાળે; નાર દ્દા નલજ, ગાયા તોરી, જળ ઉનાળે સુકલો, કવિ ગત કહે સુણ ઠકરો ગોલ પુરખ વાચ ચુકણો. ઘોતી પોથી ને સં-દેસરો, વાંસા ફેરો ખરજ, આપે તોરીના ભીડીઓ તે પં-

ચવાના અસત. માગન મેલે લુગડે, ને વેશીઆ જોબન હે-
ણ, કારકુન કામથી ઉતરયો એ ત્રણે દેશે દેણ. ભાંગ તો
ભોળી, અફીણ તો કપરો, શરો પીએ તેને છાક ચડે, દૂધ
પીઓ રે માનવીઓ, દુધ પીધા કેડે કાયા ઠરે.

પખાજી ઉભો પ્રેમશું, ભુંગળીઆ બે જોડ;
તાલ ગડતો ટોળે મળ્યો, રવાજી મન મોડ.
ભલા વાજાં વગડાવીએ, પાસે રંગલો ઉભો રહ્યો;
અસાઇત મુખથી એ ચારે, કજોડો રમતો થયો.
ચાચર તાંહાં જાતર ભલી, જોતતણી જગ મગ;
ઘણા ગુણીજન રમી ગયા, તેના પગની રજ.
ભવઇ કરીએ ભાવશું, અંબા મોટી ઇશ;
ઓછું અદકુ આવડે, તમે રદે ન ધરશો રીશ

મુછ, મેલા, ને પાઘડી, ચોથી જાતુરી જાણ; તે ના-
નાપણથી ના આવી પાધરી તો કદી ના આવે ઠામ. તેરે
તરીઆં, ટાકરો, તોરી અઢારે ગાસ, પચીસે પુરૂષ ના ની-
પન્યો તેની મેલો આશ.

હે રંગલા, અમારે ઘેર ચાર પરોણા આવ્યા.

રંગલો—હે રાજ, કીયા કીયા.

ઠાકોર—એક ઠકરાળાનો બાપ, ને એક અમારો સસરો; ઠ-
કરાળાનો ભાઇ, ને એક અમારો સાળો.

રંગલો—એ તો બેના બે થયા ઠાકોર.

ઠાકોર—ઓ બાગેડ, તારીના કાન વઢાવું, ચાર થયા.

રંગલો—મારે ક્યાં સીધુ જોખવું છે, લોને ચાર.

ઠાકોર—હે રંગલા. ઠકરાળાએ મંગાવ્યું બસેર ઘી, અમે
લાવ્યા ચાર શેર. ઠકરાળાંએ મંગાવ્યો બસેર લોટ, અ-
મે લાવ્યા ચાર શેર. જમવાની વખત થઇ ત્યારે સૌને

રચું ઠાકોર ?

ઠાકોર—અમેતો માથું દઇને ઠેલવા માંડયું ને બોલ્યા હેંડ હેંડ. એટલામાં ડોબે અગારા માથા ઉપર કરયો પોદ-ળો. તેમાં અમે દટાઇ ગયા. એવામાં તારાપરીઆનુ પુ-ન તેથી ડોબુ મુતર્યું, તેથી છાણ ધોવાઇ ગયું, ને અમે ઢાલ તરવાર લઇ ‘ ઉગર્યા છીએ, ઉગર્યા છીએ,’ એમ કહેતા નેસર્યા. ડોબુતો હેડયું તે તલાવમાં પડયું તે ને-સરે નહી. ત્યારે અમે તેને સાદ દેવા માંડયા. ચાંદડીરે ઓંય, તારૂ ભોડુ પડે ભોંય, ચાંદડીરે ઓહો, તને ખરે બપોરે ખો. તોએ ના નેસરે, પછી જળ પોતીઆં કર્યાં.

રંગલો—જળ પોતીઆં તે શું ? પીતાંબર પેર્યાં, કાશ પે-ર્યાં ? કે શું કર્યું ?

ઠાકોર—કાશ કાડીને માથે મૂક્યા.

રંગલો—ત્યારે એમ કહોને કે નાગા થયા.

ઠાકોર—અમે તો તલાવમાં જઇ ડોબાંને આંગળી કરી, તે ઓંય કરતું કે નાહું. હેંડયા હેંડયા દરબાર ભણી ગયા. ભાભીઓનાં ટોળાં મળ્યાં. તે કેહે ઠાકોર તમારી આગળ શું ? તોકે ડોબું. ડોબા પાછળ શું ? પુંછડુ. પુંછડા પા-છળ શું ? તારો બાપ કજોડો રાત અમે. હે રંગલા. અમે ચાલ્યા ચાલ્યા જઇએ છીએ. એવામાં મામીઓનાં ટોળાં મ-ળ્યાં. તેઓ પણ ભાભીઓની પેઠે પુછવા લાગી. એક હેં-ગણીસી મામી હતી તેણે લઇને કાંકરી મારી, અમે તેથી શરમાયા. ભાગોળે આવ્યા ત્યાં ઢેડીઆના છોકરા એંપલી એંપલી રમતા હતા. અમે કહ્યું તમારીના કાન વઢાવું અ-મારાં લુગડાં કાંહાંછે ? ઢેડના છોકરા કેહે તમારે માથે. અ-મે જોયુંતો માથે લુગડાં. હે રંગલા, કેહેવું હસવું કર્યું !

કજોડાનો વેશ.

રંગલો—હે રાજા, ગાંડાઇતો કરી.

ઠાકોર—હે રંગલા, અમેતો ચુલે જઇને તરવાર તાણીને ઉભા, ને કહ્યું તારીના કાન વઢાવું તારાપર ચડ્યું હતું તે ક્યાં ગયું. ( આઇડીથી બીતો હતો માટે ચુલાને પુછ્યું. ) ચુલે કહ્યું જાઓ કોઠારજી પાસે આગને શું પુછોછો. કોઠારમાં જોઇઓતો રોટીલીઓના ઢગ.

રંગલો—શેરની, બે શેરની !

ઠાકોર—ઢગ.

રંગલો—ચાર શેરની, દશ શેરની, એટલી ?

ઠાકોર—આગ્રો થાઓ બે રોટલીઓ. તેના કકડા કરીએ તો ઠકરાળાં મારે તેથી ઘરી તેનું આટાગણ ખાધું.

રંગલો—એટલે શું થાય ?

ઠાકોર—ઓબાનું હાંડલુ જોયું. તેમાં ભાતનો ઢગ જોગો.

રંગલો—શેર, બશેર, એટલો ?

ઠાકોર—ચાર ઓબા. ઓત્તર, દખણ, પુરવ ને પાછમ. ગાંડે હાથ ઘાલીએ તો નીશાની હતી, કુતરાની બગાઇ ગેલી ઢાંકી ગેરયા હતા. બગાઈ હાથે લાગે તો ઠકરાળાં હાથ કાપી નાખે. મેંતો માથું ઘાલ્યું. માથું તો નેકળે નાહી ને ખરબાડ ખરબાડ થાય. ઠકરાળાં પાડોશીને સેર માથું જોવડાવતાં હતાં. પાડોશણે ઠકરાળાંને કહ્યું તમે લાવો દાતરડું, અને લઇઓ શાનેતું, ઓ ખરબાડ કરનારનું ઘચીને માથું વાઢીઓ. આગે નાચવા લાગ્યા. વચ્ચે આવ્યો ઢાગલો તેથી હાંડલું તો ફુટી ગયું ને કોટે રહ્યો કાંઠલો. અમેતો ચોરે ગયા. સરખા સરખા ભાઇબંધ બેઠા છે, કસુંબા કાઢ્યા છે, એલા દારૂના રંગ, લો બાઉના રંગ, એવું કહી રહ્યા છે. એવામાં અમે ગયા. ભાગે કહ્યુ ઠાકોર ઝવાર છે. તમણે પુ-

છ્યું ઠાકોર આ ગજે શું ? અમે કહ્યું કેદાર ગયાતા તે કાં-
કણ પેરી આવ્યા દેશ બદેશ જાણીએ, સાંભળ સમાચાર
મોરે લાલ, ઘેલી ગોલવાડથી અમો આવ્યા, અમારૂં ના-
મ કજોડારાજ આગળથી આવ્યા અમે, પછવાડેથી આવે
ઠકરાળાં તો સમેળો કરજો તમે.

હવે ઠકરાળા આવે છે તેની મેલણી. રાગ મેવાડા—નેણ
પદારથ નેણ રસ, નેણ નેણ મિલંત; અજાણ્યાશું પ્રીતડી,
પ્રથમ નેણ કરંત થઇ થઇ તા થઇ. અની જીરે સનેહડો
નેણારો લાગ્યો રે, મેં વારી નેણાનો લાગ્યો રે, તા થઈ
તા થઈ. ( ચડાવીને ગાએછે ) ઓ સનેહડા રોહો રે જાવા
નહી દઉં મારા વાલમડા, સનેહેડા રહેજો જાવા નહી દઉ
મારા વાલમડા. મારા વાલમનો લાગ્યો સનેહેડો. ” એમ ઠ-
કરાળાં ગાયછે અને ઠાકોર તેના ગળામાં હાથ નાખવા જા-
યછે તેના ગાલ મચડે છે.

ઠાકોર—હે રંગલા, લાવને નેસરણી.

રંગલો—હે રાજ, નેસરણીને શું કરશો ?

ઠાકોર—ઠકરાળાંને ગાલે બચી કરવી છે.

રંગલો—નેસરણી કાંહાંથી લાવું લો મને બચી કરો.

ઠકરાળાં—કાઠારે ઘઉની રોટલી રે, માંહે ગાળવીઓ ગો-
ળ; નાનો નાવલો. તેડી જમાડું મારા નાવલાને, કાંઇક ખા-
ઇને મોટેરો થાય; નાનો નાવલો. બાઇજી તમારો એટડો રે,
મારી નણદી તમારો વીર; નાનો નાવલો રે. ( ચડાવીને )
મારા વાલમનો લાગ્યો સનેહેડો રે. તા થઈ તા થઇ. ચો-
ખા મગની ખીચડી રે, માંહે ગવરીનાં ઘી; નાનો નાવલો
રે. બાઇજી તમારો એટડો રે, નણદી તમારો વીર; નાનો
નાવલો રે. તેડી જમાડું નાનો નાવલો રે, કાંઈ ખાઇને મો-

કજોડાનો વેશ.

ફેરો થાય. તા થઈ તા થઇ.

ઠાકોર—હે રંગલા, આવો જઇ પાછો જઇ ઠકરાળાંને
પુછ કે તમે શેવશે પધાર્યાછો.

રંગલો—ભાભીજી તમે શે કામે આવ્યાં છો?

ઠકરાળાં—તમને ખબર નથી, તમારૂં હઇયું ફુટયું છે.

રંગલો-તમારૂં હઇયું ફુટયું છે.

ઠકરાળાં-અમે તો ઠાકોરને રાંડીએ આવ્યાં છીએ, ઠાકોરને
વગોવવા આવ્યાં છીએ.

રંગલો-હે રાજ તમને વગોવવા આવ્યાં છે.

ઠાકોર—ક્યાં ક્યાં વગોવશે ?

રંગલો—હે ઠકરાળાં ક્યાં વગોવશો ?

ઠકરાળાં—સરખી સરખી સાહેલીઓમાં. તાંબા પીતળનાં
બેડાં લઇશું, રમક ઝમક કરતાં કૂવાપર જઈશું, ઠા-
કોરને ત્યાં વગોવીશું.

ઠાકોર—હે રંગલા. અમે કાંહાં વગોવીશું ? સરખે સરખા
ભાઇબંધ બેઠા હઇશું, રેંટીઆ કસુંબા કાઢીશું, ત્યાં ઠક
રાળાંને વગોવીશું." રંગલો એ વાત ઠકરાળાંને કહે છે.
ત્યારે તે કહે છે કે અમે સરખે સરખી સઇએરો ગળીશુ
ચાયાગળમાં બેસીશું, રેંટીઆ કાંતીશું ત્યાં વગોવીશું.'
એ વાત રંગલો ઠાકોરને કહે છે. ત્યારે ઠાકોર કહે છે, આ-
મે ખેતી કરીશુ ત્યાં માળા ઘાલીશું, ને સરખે સરખા ભા-
ઇબંધો બેસીશું. ને ઠકરાળાંને વગોવીશું. ત્યારે ઠકરાળાં ક-
હે છે અમે ભાત આલવા જઇશું ત્યાં વગોવીશું. ત્યારે
ઠાકોર કહે છે અમે સાંઠે સાંઠે વગોવીશું. ત્યારે ઠકરાળાં
કહે છે અમે પાણોઠે પાણોઠે વગોવીશું. ત્યારે ઠાકોર કહે
છે, અમે હાણે હાણે વગોવીશું. ત્યારે ઠકરાળાં કહે છે અ-
મે થુળે થુળે વગોવીશું.

ઠકરાળાં વગોણું ગાય છે—" મારી રે અંબાજી માતા; હું માગું ઘણાં ઘણાં માનજીરે; નાનો સરખો મારો નાવલીઓ રે, તીને હઈડે દીજો માતા સાનજી રે. કરમે કજોડું મારે બાહાર વગોણુ, મારી સાહેલીઓમાં મેણું; સાહેલીઓનાં મેણાં માથે જન્મારો કેમ જાય. બેની મારો જન્મારો કેમ જાય." (ચડાવીને) સાહેલીઓમાં મેણાં, મારો જન્મારો કેમ જાયરે, મારો જન્મારો કેમ જાય રે. એસા થઇ તા થઇ. ભાગોળે જઇને રાંઢવા અમલાવે, ઘેર આવીને મને ગાળો બોલે; આ પરણ્યાથી મારે કાંઈ ન સીજે, મારે તરખલાને તોલે. થઇતા થઈ. કજોડે રાતે કરસન કીધી, માહે ઉગ્યો દાભ; આ પરણ્યો મારી સેજે આવ્યો ત્યારે તુટીને પડીઓ આભ. નાનો સરખો મારો નાવલીઓ, હાથમાં ઝાલે ભાલો; આ પરણ્યાથી કાંઇએ નવ સીજે, એથી કૂંવારો ભવ સારો. ( ચડાવીને ) સાહેલીનાં મેણાં માથે જન્મારો કેમ જાય." તા થઇ.

ભવાયા ઘણું કરીને આ ઠેકાંણે મસ્તક પુજા ગાયછે. વડનગરમાં સખી નામે તરૂણીએ; પોતાનો વર પોતાથી ઘણોજ નાનો હોવાથી, મહાદેવના દેહેરામાં પોતાનો જીવ આપવા માંડયો હતો એ ગરબો છે.

## મસ્તક પુજા.

પોળના ગણેશ તમને વિનવું રે, અજેપાળ લાગુ પાય;
સખી તાતાની વીનતી રે, સારા નગરમાં ગવાય;
એતો વર નાના માટે રે. ૧
કિધું મારા જીવને સાટે રે, સૈએરોના મેણાજ માટે;
સાસરૂં વેઠ્યું ન જાય રે, સભાગીયા મોટા ન થાય રે.
એતો વર નાના માટે રે. ૨

સાંભળો અજેપાળ સાગી રે. આણે નાનોજ પામી;
પેલે ભવે ભવે દેજો દેજોજ કામીરે. એતો વર નાના. ૩
વડનગર રળિયામણું રે, રૂડી સમેલાની પાળ;
રૂપ ઘણું ઘણી લક્ષ્મી રે, એવી ચતુરાં ચંચળ નાર. એતો.૪
વડનગર રળિયામણું રે, વસે નાગર લોક;
સખીએ શીશ ચડાવીયું રે, તેતો નાના વરને શોક. એતો.૫
દાડે દાડે ઘટતી ગઈ રે, મારી દુખે દાઝે દેહ,
માહાદેવ તુજને દયા નાવિરે,મારા હઇડામાં પડિયાછેહ.એતો.૬
કુંભેશ્વર કુંભેશ્વરને વિનવું રે; અજેપાળ લાગું પાય રે;
મસ્તક પુજા જે કરે, તેનો વર મોટેરો થાય રે. એતો.૭
સખિ તાતા બે સૈયર સમાણિ, એને વર વરવરવાની કોડ;
હાદેવ છે ગંજાનો દાતા, એતો આપે ભલેરી જોડ. એતો.૮
માસોમાસ અમાવાસ્યાને દાડે, પરણ્યો તે આવ્યો ઘેર;
નાગો થઇને પાણીરે માગે, તારે હવે શું કરીએ પેર. એતો.૯
હાથ સાઇને મેડિ લિધો, પાડવા લાગ્યો બુમ;
વાંકિ પાઘડી ઉછાછલો ચાલે, જાણે પરદેશી દુમ. એતો.૧૦
સોલે વરસે સુતારે ચાલ્યો, એક દન દીઠો વાંકો;
નાનેરો વરને મોટી કન્યા, તેનો છ પોળમાં સાખો. એતો.૧૧
સાંજ પડે સઉ સુવારે ચાલ્યું, હમે તે કયમ પાસે સુઇએ;
આપણ એને દુખ છે રે, જઇ મહાદેવને કહિએ. એતો.૧૨
ગિયાં શેમ તમને વિનવું રે, વચન અમારૂં ન ઉથાપો;
આજ હમારે કામ પડયું છે રે,તરૂવાર તમારી આપો.એતો૧૩
સખિ તાતાયે વિચાર કીધો, રાખી રૂદયામાં વાત;
મોટા વરતો આપણ પામિયે, કોજે ઉતમ ઘાત. એતો.૧૪
સખીઓ તે તરૂઆરજ સાઇ, ન દેખાઓ એમ ઝાલી;
કુંભેસ્વરની વાટડિયે રે, મુસ્તકપુજા કરવા ચાલી. એતો૧૫
વિચાર કરીને બે નિસરી, સાગી મળી છે એની મારી;

જમવાની ઘેર વેળા થઇછે, તું તો વહેલી વળજે પાછી. એતો૧૬
રાવળ વાવમાં નાહી ધોઇને, સુરજને હરઘદીજે;
કુંભેસ્વરના દેહેરા માંહે, ચાલો મુસ્તકપુજા કીજે. એતો.૧૭
કુંભેસ્વર તમને વિનવું રે, સાચા શંભુ ઇશ;
વર મોટેરો આપજો રે, હમે ચડાવીશું શીશ. એતો૧૮
તરૂઆર કાઢી હાથ ધ્રૂજ્યા, અવે શી કરીએ પેર;
સખીને તાતે ઇમ કહ્યું રે, હવે ચાલો જઇએ ઘેર. એતો.૧૯
ફટ ભુંડી ફટ પાપણી રે, તારી પેર મેં તો જાણી;
રાવળ વાવે નાહીં ધોઇને, શીદ સમરપ્યું પાણી. એતો૨૦
તરૂઆર કાહાડીને ગળે માંડી, એહી આંગળ બે;
મહાદેવ છે મંછાનો દાતા, તેતો સ્ત્રી હત્યા કેમ લે. એતો૨૧
ઉંટ ચારતો રબારી આવ્યો, તિણે જે ખુમજ દીધી;
કુંભેશ્વરના દેહેરામાં, કિણે મસ્તકપુજા કીધી. એતો.૨૨
નાગરી નાતમાં હલો રે થયો, સહુકો જોવાને ચાલ્યું;
કુંભેશ્વરના દેહેરામાંહે, સખીએ શીશ ચડાવ્યું. એતો૦ ૨૩
અખો કુંમાર બે વાહારે રે ચડીઆ, ગડગડે નિસાણ બે ચાર;
આસ્વારીનો પાર નહીં રે, પાળાની સંખ્યા અપાર. એતો૨૪
માતાતો એની રોતી આવી, માશી કુટે પેટ;
દિકરિ તો એને શેને અવતરી. તને જણુતે ઉદી વેદ. એતો૨૫
એ અકરમિ અભાગિયો રે, હસતો ચાલે લોક;
સાસરે જઇને શું કરૂં રે, માબાપની મુકું પોક. એતો.૨૬
ઇસ્વર પુજ્યા પહાણીએ રે, પારવતીને છાંટી ધુળ;
મુઈ ન હું એ મોટો ન થયો, આતો કેણી થઈ કુળ. એતો૨૭
ઝોળી ઘાલી ઘેરજ લાવ્યા, તેડાવ્યા ભાણજી વઇદ;
નાડી સાહી એમ કહે રે, ઇને જીવાડે જગદીશ. એતો.૨૮
પંદર દહાડા પડદે રાખી, સેશે ઘાલ્યું પછે પાણી;
મુસ્તકપુજાની વિનતી રે, એતો દેશ પરદેશે વખાણી- એતો૨૯

કજોડાનો વેશ.

કરજો જોઈ વિચારી;
છયે પોળમાં વિવા રે કરજો, કરજો જોઈ વિચારી;
નાનેરા વરને મોટી કન્યા દે, તીને હત્યા છે હમારી. એતો૩૦
વડનગર રળિઆમણું રે, માંયે ભવૈયાનો વાસ;
મોટા વરને પરણાવજો રે, સખી તીની દાસ. એતો. ૩૧
વડનગર રળીઆમણું રે, વસે નાગર લોક;
નાનેરા વરને મોટી કન્યા, તેનો તે વિવા ફોક એતો. ૩૨
હેલી વારની જો ઉગરૂં રે, મરૂં તે મહા વિખખાઈ;
ામલિયા સુત એમ વદે, જીણે મુસ્તકપુજા ગાઈ. એતો૩૩

એના પછી ઠકરાળાં નીચેનું ગાય છે.

કર્મે કજોડું મારે જુગમાં વગોણું દુખ કોને કહીએ, ક્યાં સુધી મહીયરમાં રહીએ. માએ બાપને આમે શું કહીએ, જો-ડું નવ જોયું, જોબન મારૂં અકારજ ખોયું. લોકના રંગ ભોગ જોઇને ભરાય છે હઇયું. વર છે નાનેરૂ છઇયું. ભ-ગર પલંગપર સુઈ રેહેવા જાઉ તારે મુખ મરડીને સુવે, હાથ લગાડું તો રૂએ. ગુણીઅલ હોય તો ગાઇને રીઝવું, હ-સી રમાડું છેલ; પણ મુરખને કેઈ પેરે રીઝવું, આતો છે નાનકડો બેલ. તા થૈ તા થૈ.

સાસુ કહે તમે સુણો વહુવરજી, કાલ મોટા થાશે, પછે ભવનું દુખડું જાશે. પારકા લોકમાં નિંદા કરતાં છકેલ થઇ જાશો, પછે દીલમાં પસ્તાશો.

ઠાકોર—હે રંગલા, લાવ પેંગડું.

રંગલો—પેંગડાને શું કરશો રાજ ?

ઠાકોર—ઠકરાળાંની કેડે ચડવાં જોઇએછે.

રંગલો—ઉભા રોહો હું કહી આવું. સાંભળોછો ભાભી આ ઠાકોર કેહેછે તમારી કેડે બેસીશ.

ઠકરાળાં—તમે ગાંડા થયા છો કે શું ?

રંગલો—એતો કેહેછે નહીં બેસાડોતો રોઇશું.

ઠકરાળાં—લાવો ઘરમાં, કોઈ દેખતું તો નથી ?

રંગલો—માનવી હજાર બે એક દેખે છે, તમે ને હું બે આંધળાં છીએ. એમ કહી ઠાકોરને તેની વહુની કેડે બેસાડેછે.

ઠાકોર—હે રંગલા હવે કોણ મોટું. અમે કેવા દેખાઈએ છીએ?

રંગલો—જાણે માએ દીકરો તેડયો તેવા.

ઠાકોર—કેડે બેસી વહુને તેના ઘરેણાના નામ પુછેછે. આ શું? જવાબ ચાંદલો. આ શુ? તુશી, વગેરે પુછી લોકોને હસાવેછે.

ઠાકોર છાતીભણી આંગળી કરી—એમાંથી શું નિકળે?

ઠકરાળાં—છૈયાંને ધાવવાતું દુધ.

ઠાકોર—લો ત્યારે અમે ધાવીશું.

ઠકરાળાં—ન ધવાય. તમેતો મારા ધણીછો; આપણાં છોરાં ધાવે.

ઠાકોર—તો અમે રોઇશું

રંગલો—કાંઇ કરતાં ધાવતાં રહો ?

ઠાકોર—હો, ઠકરાળાંને દોહવા ભેંસ, અને અમને ચઢવા ઘોડું આપેતો રહીએ. (આ વખતે ભવઈ કરાવનારા કાંઈ ભીખ આપે છે તે લઈ ઠાકોર કેડેથી ઉતરે છે.)

ઠાકોર—અમને મારે છે, કૂટે છે તે શું અમારે ઉપરાણુ નહીં હોય ? આવરે કજોડાની આઇ. ઠાકોરની મા આવી કહે છે, 'આવી મારી જાઇ, મને ગામને ઢેડે સાહી; આવીરે દોશી આવીરે.' તીગદા તીગદા તા થઇ.

ઠકરાળાં—આ ઉપરાણુ કેતું આવ્યું ?

રંગલો—ઠાકોરતું.

ઠકરાળાં—અમને નહીં હશે કે, અમને તો આવડા આ-
વડા દાંત છે.

ડોશી—મને કીને બોલાવી.

રંગલો—તમારા કજોડાએ.

ડોશી—ક્યાં ગયો મારો કજોડો ?

ઠાકોર—આ રહ્યો. પેલા પાંચ રૂપીઆ આપ્યા હતા તે ગયા ?

ડોશી—આ જોને મોટો રૂપીઆનો હીસાબ માગવા આવ્યો છે, હું તો દ્વારકાં ગઇતી, ત્યાં મને કાબે લુંટી.

ઠકરાળાં—ઠાકોર તમારે ઉપરાળું આવ્યું છે તો અમારે નહીં હોય ? આવરે રૂપૈની આઇ.

આઇ—આવી મારી જાઇ, મને ગામને ગાંજે સાઇ.

(ગાય છે) આજ મને વાહાલાંરે ગોદાવરી, કામકાજ વીસર્યાં રે ગોદાવરી. બે બદામનું ગોપીચંદન, ઉજ્જૂ ટીલું કરીએ, રામજી આપે રંડાપો તો તીરથ કરતાં ફરીએ; આજ મને વાહાલાં રે ગોદાવરી. પાંચ પાનાનું પતરાળું ને બે પાનાનો પડીઓ, ગોદાવરીના સંગમાં રાંડીરાંડો વઢીઓ; આજ મને વાહાલાંરે ગોદાવરી. એક મેલો રેંટીઓને બીજીએ મેલી પૂણી, ગોદાવરીના સંગમાં તો રાંડીરાંડો સુણી; આજ મને વાહાલાંરે ગોદાવરી. મને કીને બોલાવી?

રંગલો—તારી દીકરીએ.

ઠકરાળાં—હું આ રહી ગળો.

આઇ—આવ મા મળીએ.

બંને ભેટે છે, ને આઇ કહે છે ઠરજો ને ઠાંગરજોમાં.

ઠકરાળાં—આઇલાં તમે મને પેલું નાનું ઢેચું પરણાવ્યું છે તે મને દહાડે કચ કરે છે, રાતે કચ કરે છે, મારે છે.

આઇ—રાતે મારે છે કે દહાડે (વીગરે બોલી હસ.વે છે)

ઠકરાળાં—જો મારૂં શરીર કેહેવું થઈ ગયું છે. જાઓ કજોડાને શીખામણ દો.

આઈ ઠાકોર ભણી જઈને બાંડે છે, એટલે ઠાકોરની મા લડવા આવે છે. બેહુ ખુબ લડે છે. પણ અંતે સલાહ કરે છે ને કહે છે, 'આવોને વેહેવાણ આપણે શાને વઢી મરીએ. ધણી ધણીઆની રાડ, ને જવાસાની વાડ. ધણી ધણીઆણી રાજી, તો કીઆ કરે મીઆં કાજી. આપણે તેલ ઘાલીએ આવો.' એક ઠેશી બેસી બીજીના માથામાં તેલ ઘાલે છે, ને વળી ઠઠા કરે છે, ને લડી ધામધુમ કરી જતી રહે છે, એટલે એ કજોડાનો વેશ પુરો થાય છે.

---

## રામદેશનો સ્વાંગ.

### બેસણી—રાગ પ્રભાત.

શ્રી રંગા રે, શ્રી રંગા રે; ઠાકોર માવડીને પુજો રે.

(ચડાવીને) ઓળખ તારી બેલી ને દોહેલી રે, આવે મારા ઠકરાળાં, આવે મારો ઘડર ગઢનો રાય, આવે મારો મેરતીઓ ઠાકોર.

રાજા રામદેશ આવીને તરવારમાં મોહું જોય છે, હાથ ઉંચો કરી પુજા કરતો હોય તેમ છાંટા નાખે છે ને હથેલી હલાવે છે, એટલે ભુંગળો વાગે છે—ધૈં ધૈં ધૈં.

રામદેશ—હે રંગલા.

રંગલો—હે રાજ.

રામદેશ—હાજી* ઉતાર્યા દેવલસુ, સુખ તરઆરે જોયાં;

* આવી સભામાં ઉભા રહ્યા, એવા પાઠાંતર ઘણાછે.

## રાગદ્દેશનો સ્વાંગ.

દશગનના ર્ક્યા કટકા રે, હુળડાં સત્વળાં ખોયાં,
પખાજી ઉભો મેગસુ, રવાજી મન મોડ;
તાલગર ટોળે ગળ્યો, ભુંગળીઆ બે જોડ.
ભુંગળીઆ બે જોડ કે, આગળ રંગલો ઉભો રહે;
ઈશ્રી રીતે આસાઈત ઓચરે, હવે રાગદ્દેશ રગતોથયો.
આગર તાંડાં જાતર ભલી, જોતતણી જગ ગગ;
ઘણુઓક ગુણીજન રગી ગયા, તીહાંના પગની રજ.
સકળ સભા તો બેઠી બાલી, સઉ સકતરો દાશ;
બાવે બાવે સાંભળો, તેની અંબા પુરે આશ.
સકળ સભા તો બેઠી ભલી, સઉની દુરગતી હરો;
આસાઈત મુખથી ઓચરે, હવે રાગદ્દેશ રગતો કરો.
આંબે આંબે તે જાગે, આંબે મોટી ઈશ;
ઓઢું આદકું ઓઢાળીઓ, તમે રંગે ચડાવો રીશ.

## છંદ માતાજીનો.

માગો નમું માતાને. ઉગીઆ શુભકારી:
પ્રથમ મોહલી પ્રગટી, મહાજોત મોજારી.
રૂપ વર્ણું શક્તિ તણું, શી શોભા કહું તીહારી;
મોહોમાં ચરણા ચુંદડી, કંચવો જરતારી.
છબિ બીરાજે વેણ્ય. દાંત મોગ શોનારી;
આંગો બાજુબંધ બેરખા, દસ દરાશું બંધારી.
દશ આંગળીઓ વેઢ, ભુજ એક હજારી;
મોહોમાં કડલાં કાંબીઓ, વળી વેછુવા ઠમકારી.
તાલ બીરાજે માતને, કમર માંહે કટારી;
વેણુ જંત્ર કર ગ્રહો, માંહે રાગ ઉતારી.
ગંડ ગઢી ઉતરી, મહા જોત ગોવ્યારી;
મેરૂ ઉપર ઉભાં રહી, વાત મનમાં વિચારી.

અંબા કહે હું એકલી, નહીં કોઈ ધરણધારી;
પેહેલા બ્રહ્મા બણાવીઆ, દુજા દેવ મોરારી.
તે કર જોડી ઉભા રહ્યા, તુહી માત હમારી;
તેને બાળી પ્રલે કર્યા, પડીઆ તીની ઠારી.
કાળ ચડયો માતને, વાત ફેર વીચારી;
ત્રીજો માયે બણાવીયો, શંકર સરદારી.
જો તું વળઉ બોલીઓ, તો ગત એહની તે તારી;
વળતું કથન બોલીઓ, બીજું વૃત ધારી.
એહ બેને બેઠા કરો, એ બે જોડ હમારી;
બીજા બે રૂપ બદલ કરી, બેઠાં કર્યાં તીહાં ઠારી.
એક વરી મહારાજને, દુજી દેવ મોરારી;
વીષ્ણુ વૈકૂંઠ ગયા, બ્રહ્મા તે ઘરધારી.
વાસ આપ્યો કૈલાશમાં, શંકર સરદારી;
ખાઓ પીઓ ખેંગટ કરો. માંડો ઘરબારી.
હાસ વીનોદ કરતાં, વધે વસતારી;
અંગ થકી ઉપાવીયાં, એક નર દુજી નારી.
પહેલો પવન બનાવીઓ, સરવ જીવ જાત તમારી;
સરવ સુંપ્યું બ્રહ્માને, સરવ સૃષ્ટી તમારી.
વીષ્ણુ વાહાલા રાખજો, ભાવ ભગત તમારી;
જે જોઇએ તે આપશું, હું છું માત તમારી.
ઇમ ઓતમ વાણી ઓચરો, જે પુરો આશ હમારી.

આણી ભોમપર થઈ ગયા બાણુપત બાર; આણી ભોમપર ખાપીઆ ખોહેણી ( ક્ષોહેણી ) અઢાર; આણી ભોમપર રામને રાવણ દો રઢવઢીઆ; આણી ભોમપર છ રાજા ચક્વે ખડીઆ; સામત તો સોળ, મંડળીક બાર, શરા સો; દરજોધન સંગ્રામ કીઓ. એતો રાજા મોરી મોરી ક-

રતા ગયા, પણ કોઇ ભોમ સાથે ન લે ગયા. કોઇ ધારા સાથે ન ગઇ, કોઇ ધારા સાથે ન જાશે. ભોમે ઘણાને ખાધા, ને ભોમ ઘણાને ખાશે. કેતા રાવ રગાડીઆ ને કેતા ગયા નરાશે. માનધાતા મહીપતી તે સાથે ભોમ ન ગઈ. પણ સુણ મુજ સાંતલતણા તુજ સાથ ભોમ આવેનહીં.

## બાર બાણાવળીની કહેવત.

પ્રથમ બાણાપત શ્રીરામ, જીણે સતે શાહેર બાંધ્યો; દુજો બાણાપત લખમણ ઇંદ્રજીતથી જુધ જીતો; ત્રીજો બાણાપત શીવશંકર, ત્રીપુરાસુર દઇત વધેર્યો; ચોથો બાણાપત અરજન, જેને ધારાખંડ વખાણ્યો; પાંચમો બાણાપત ગટોરગચ્છ, જીણે મોત ભગવાનતો આંકયો; છઠો બાણાપત અભેમન, ચકરાવો ગઢ જીત્યો; સાતમો બાણાપત ભરત, જીણે હનુઓ ધરણ પોંચાયો; આઠમો બાણાપત લવ, જુધ રામજીસુ કીતો; નવમો બાણાપત કુશ, જીણે બાણ બાંધ્યો લવ છોડાયો; દશમો બાણાપત કરણ, જીણે અરજુનનો રથ હહોડયો; બારમો બાણાપત સુધનવા, જીણે ગંગા નિમાઇ; અગીઆરમો બાણાપત ભિસ્મપિતામા, ને જુધ ફરસુરામસુ જીત્યા વળી; કવિગદ કહે સુણ ઠાકરો, નારાએણે નિપજાવ્યા બાર બાણાવળી*

---

* વડનગરમાં લખાએલા એક જુના ગ્રંથમાં નિચે પ્રમાણે બાણાવળી લખ્યા છે. પ્રથમ બાણાપત શ્રીરામ, જીણે દાનવ વંસ નકંદ્યો; દુજો બાણાપત લખમણ, જીણે વંસ રાવણનો વીંધ્યો, તીજો બાણાપત ભરત, જીણે દેશ દેશ નમાયો; ચોથો સત્રુગણ કીજીએ, કુણાગર ચલાવ્યો. કેશ બાણાપત પાંચમો, અસ્વ સાખવરો તાણ્યો; લવ બાણાપત કીજીએ, જીણે અંત રામનો આણ્યો. સાતમો ગટોરગછ,

અંબા કહે હું એકલી, નહીં કોઈ ધરણુધારી;
પેહેલા બ્રહ્મા બણાવીઆ, દુજા દેવ મોરારી.
તે કર જોડી ઉભા રહ્યા, તુહી માત હમારી;
તેને બાળી પ્રલે કર્યા, પડીઆ તીની ઠારી.
કાળ ચડયો માતને, વાત ફેર વીચારી;
ત્રીજો માયે બણાવીયો, શંકર સરદારી.
જો તું વળતુ બોલીઓ, તો ગત એહની તે તારી;
વળતું કથન બોલીઓ, બીજું વૃત ધારી.
એહ બેને બેઠા કરો, એ બે જોડ હમારી;
બીજા બે રૂપ બદલ કરી, બેઠાં કર્યાં તીહાં ઠારી.
એક વરી મહારાજને, દુજી દેવ મોરારી;
વીષ્ણુ વૈકૂંઠ ગયા, બ્રહ્મા તે ઘરધારી.
વાસ આપ્યો કૈલાશમાં, શંકર સરદારી;
ખાઓ પીઓ ખેંગટ કરો. માંડો ઘરબારી.
હાસ વીનોદ કરતાં, વધે વસતારી;
અંગ થકી ઉપાવીયાં, એક નર દુજી નારી.
પહેલો પવન બનાવીઓ, સરવ જીવ જાત તમારી;
સરવ સુંપ્યું બ્રહ્માને, સરવ સૃષ્ટી તગારી.
વીષ્ણુ વાહાલા રાખજો, ભાવ ભગત તમારી;
જે જોઇએ તે આપશું, હું છું માત તગારી.
ઈમ ઓતમ વાણી ઓચરો, જે પુરો આશ હમારી.

આણી ભોમપર થઈ ગયા બાણાપત બાર; આણી ભોમપર ખપીઆ ખોહેણી ( ક્ષોહેણી ) અઢાર; આણી ભોમપર રામને રાવણ દો રઢવઢીઆ; આણી ભોમપર છ રાજા ચક્રવે ખડીઆ; સામત તો સોળ, મંડળીક બાર, શરાસો; દરજોધન સંગ્રામ કીઓ, એતો રાજા મોરી મોરી ક-

રતા ગયા, પણ કોઇ ભોમ સાથે ન લે ગયા. કોઇ ધારા સાથે ન ગઇ, કોઇ ધારા સાથે ન જાશે. ભોમે ઘણાને ખાધા, ને ભોમ ઘણાને ખાશે. કેતા રાવ રમાડીઆ ને કેતા ગયા નરાશે. માનધાતા મહીપતી તે સાથે ભોમ ન ગઈ. પણ સુણ મુજ સાંતલતણા તુજ સાથ ભોગ આવેનહીં.

## બાર બાણાવળીની કહેવત.

પ્રથમ બાણાપત શ્રીરામ, જીણે સતે શાહેર બાંધ્યો; દુજો બાણાપત લખમણ ઇંદ્રજીતથી જુધ જીતો; ત્રીજો બાણાપત શીવશંકર, ત્રીપુરાસુર દઇત વધેર્યો; ચોથો બાણાપત અરજન, જેને ધારાખંડ વખાણ્યો; પાંચમો બાણાપત ગટોરગચ્છ, જીણે મોત ભગવાનનો આંક્યો; છઠો બાણાપત અભેમન, ચકરાવો ગઢ જીત્યો; સાતમો બાણાપત ભરત, જીણે હનુઓ ધરણ પોંચાયો; આઠમો બાણાપત લવ, જુધ રામજસુ કીનો; નવમો બાણાપત કુશ, બાંધ્યો લવ છોડાયો; દશમો બાણાપત કરણ, જીણે બાણ ગંગા નિમાઇ; અગીઆરમો બાણાપત સુધનવા, જીણે અરજુનનો રથ હઠાડયો; બારમો બાણાપત ભિસ્મપિતામા, જે જુધ ફરસુરામસુ જીત્યા વળી; કવિગદ કહે સુણ ઠાકરો, નારાએણે નિપજાવ્યા બાર બાણાવળી*

* વડનગરમાં લખાએલા એક જુના ગ્રંથમાં નિચે પ્રમાણે બાણાવળી લખ્યા છે પ્રથમ બાણાપત શ્રીરામ, જીણે દાનવ વંસ નકંધ્યો; દુજો બાણાપત લખમણ, જીણે વંસ રાવણનો વીંધ્યો, તીજો બાણાપત ભરત, જીણે દેશ દેશ નમાયો; ચોથો સત્રુગણ કીજીએ, ક્રુણાગર ચલાવ્યો. કુશ બાણાપત પાંચમો, અસ્વ સાબવરો તાણ્યો; લવ બાણાપત કીજીએ, જીણે અંત રામનો આણ્યો. સાતમો ગટોરગચ્છ,

**આણી સોમપર ખપીયા ખોયણી અઢાર તેની કહેવત.**

પાંડવ સતીઆ ને નિરગુણ પોદ્વા, જુઠ બોલતા ના એક જરા, આપ સવારથ ધશમસ્યા, જઈ ધરા લેવા ધસ્યા. કુંતા સરખી નહીં કોઇ સતી, તિને દેવે આવીને પુત્ર દીધા. પંચને ઉગારવા પ્રેમદા જઇ ધશી કરણના ભાથા લીધા. ચત્રભુજ બોલ ના ચુકતા તે જુધમાં ભડઆયા. શેહેદેવ બોલ સંભાર લાયપે યત્ર કેલાયા. આઠપણે હંકારી, પીતા આડો પડયો; નવ દીવસ ગયા નીગમી, કોરણ પીડ કલકાયો; મોતીએ થાલ ભરી કાગની પીતા પ્રતે કરે સલામ; અજાણે પીતા એમ ઓચર્યો, થાશે તમારૂં કામ; ખડખડ હસ્યાં ત્યાં કુપતી, ગંગા સુતને એહી ઘટે, મોટાનાં થયાં વાએક કોહો પીતા હવે કેમ મટે. ત્યારે સીખંડીઓ કરજે સારથી ભામની તોરો ભ્રાત, માતુની તુજને મલીઆ માવજી નીકર રણ ખેલેત મહા ધાત. ત્યારે દરજોધન જખ ડર પાયો ને સલીતા મંત્ર સાંધ્યા, હરી કહે હેસનાપુર હારો તો બળીઆ કોન આવે બાથાં, નરપત કહે જો નિસરૂં મોહન રાખો. કરણ ચરણ ભેલા કરી શ્રીકૃષ્ણે બતાવી સાન, થાપડીઓ બો થાય તબ ભેમડ પાયો ભેદ. એહે રાપત ઉથાપકે ગરજે જુહું ગાઇ જે. વિસંભર કીધા વંક, દબરી કાજ હોય દામોદરા કાંઇ રાજ કીધા રંક.

---

જીણે મૃત્યુ મોહનરો આંકયો; બ્રખા કહેત કણુરો, જીણે બાણ ત્રકુદશ તાકયો. ધન ધન દ્રોણાચારજ, જીણે અઢાર ખુમ ઉડાડી; દશમો કરણ રાખીયે, જીણે વઘાબાણ ઉભાડી. અગીઆરમો અભેમન રાખીએ, જીણે તોલ ભવન ત્રણ તારવો; કવી ઇગ પીંગળ કહે જે, અરજન બાણાપત બારમો.

## મંડળીક રાજાનાં નામ.

આહીરા કંઈશ મંડળીક, અવર મંડળીક તે રાવણ;
કેશીકંસ મંડળીક, કાલજવન કહીએ; ગધુકીતી મંડળીક વ-
ળી જાલંધર તે જાણું; જરાસેન મંડળીક, શૂર શશીપાલ
વખાણું; મંડળીક તો બાણાસુર હુવો, નરકાસુર કહે વળી
ત્રેંપાન વધેરો ત્રીલોવન પતી, તે બારે કહીએ મંડળીક.

## અથ. દેવ વંસી રાજાનાં નામ લખ્યાં છે.

( વડનગરવાળા લેખમાંથી. )

આદ રાજા દુખ પરજાપત, તીહાની ઓગણસાઠ પૂર્ણ દીકરીઓ. તીમાંથી તેર દીકરી ઇંદ્રને ઘેર પરણાવી, બીજી તેર પરણાવી કાશ્યપને ઘેર, સતાવીસ પરણાવી ચંદ્રને ઘેર, ચાર પરણાવી ધરમને ઘેર, એક પરણાવી અકરુડને ઘેર, એક પરણાવી માહેશને ઘેર. તેમાં કાશ્યપનો વીસ્તાર, પેહેલી દીતી તેહના તેત્રીશ કરોડ દેવતા; બીજી અદીતી તીના સાત કરોડ દાણવ; ત્રીજી કંદોઇતી, તીના નવકુળ નાગ; ચોથી શુભામા, તીના નવ લખ તારા ને ચંદ્ર; પાંચમી ભાનુકસી તીના બાર સુરજ; છઠી વીનતા, તીના સાત અરૂણ ને એક ગરૂડ; સાતમી સુખવાસની, તીના અઠાસી હજાર રૂશી; આઠમી સુતભામા, તીની નવસે નવાણું નદીઓ; નુમી કનક દિક્ષા, તીની અઢાર ભાર વનસપતી; દશમી ખડકનેત્રા, તીના ઓગણ પચાસ પવન, ને છત્રીશ રાજકુળી. અગીઆરમી મેધા દે, તીના બાર મેઘ, ને નવ ચ્રોયણ; બારમી સમદ્ર, તેના આટકુળ પરવત; તેરમી નશીલકા, તેની સાત ધાતુ. એટલો કાશ્યપનો પરવાર.

લેખમાં લખ્યું છે કે એના પછી ‘ પેડીઓનાં નામ આવડે તો લેતાં. એ નામ મને મળ્યાં નથી. પછે ખાપ-

ના કવિત છપ્પૈ—ત્રહુ તલ જબ હોય, તબ એક જવ કહીજે; હેવા ત્રહુ જવ જબ હોય, તબ એક તસુ કહીજે; હેવા ચાર તસુ જબ હોય, તબ એક મુઠ કહીજે; હેવી આઠ મુઠ જબ હોય, તબ એક ગજ કહીજે; હેવા ત્રહુ ગજ જબ હોય, તબ એક ધનુષ કહીજે; હેવા શેહેસ્ત્ર ધનુષ જબ હોય, તબ એક કોશ કહીજે; એવા શેહેસ્ત્ર કોશ જબ હોય, તબ એક દેશ કહીજે; હેવા શેહેસ્ત્ર દેશ જબ હોહે, તબ એક મંડળ કહીજે; હેવા શેહેસ્ત્ર મંડળ જબ હોય, તબ એક ખંડ કહીજે; હેવા નવે ખંડ જુજુવા ખરા, કવિત ભેદ પીંગળ કહે; એ પૃથ્વી પ્રમાણ માપ તે, કવિતા ઇણી પેરે લહે.

ત્રણ વંશ, ત્રણ વાત, કૃષ્ણ ત્રણ કાળ કહીજે; ત્રણ આયુધ, ત્રણ રથ, ભોગ ત્રણ રાયો ભણીજે; ત્રણ દેવ; ત્રણ દાનવ, જોયણ ત્રણ, સાખા ત્રણ જાણું; ત્રણ વસ્ત્ર વાહાન, વાજ ત્રણ વેણ વખાણું; રૂપ પશૂ ત્રણ પેખીએ, પ્રેમ બંદ જેમ વેદ તરે; ઘડા બંધ કવિત વેહે, કવિતા પીંગળ ઓચરે.

### ભાર હનુમાન છપ્પૈ.

પ્રથમ ક્રોડ પંચાસ, લીધાં મણ લાખ અગીઆરે; ભાર શેહસ્ત્ર બતરીશ, ઉપર વળી સતર સારે; એના મણ એક ભાર, હેવા અઢાર ભાર જુજુવા કહે; વનસ્પતી એ પરમાણ, કવિત ભેદ મન પિંગળ લહે. સોળ સેહેસ્ત્ર જોજન, પંદર પાખાણ ભણીજે; નવ દશ લોહા મેહે, તીહાં દાનવ વાસ વસીજે; ત્રીસ સેહેસ્ત્ર ત્રાંબા મેહે, તીહાં ગંદ્રવ લીલા કરીજે, બાવીસે સરૂપા મેહે, તીહાં ઇંદ્ર ઈંદ્રાણી કીડા કરીજે; ચોવીસે સસોવણ મેહે, ઓ હંકાર ગર સર ર-

હે; પુજ્યા તે નર પામશે રે, કવિતા છગ પીંગળ કહે.

એના પછી રાજા ગરધવની વાત કહેછે પણ તે મારે હાથ લાગી નથી. એ વાતના પછી સાખો કહેછે—પેહેલા ક્ષત્રી પંચ, અંગ ગૃહે આચારે; નામ ઠામ વ્યાસ કુળે, તીની સાખ બધી ખોહોપારે. પેહેલા ક્ષત્રી પરમાર, તીની સાખ પાંત્રીસ જાણું; દુજા ક્ષત્રી રાઠોડે, ગાન ધાત સાખ તેર વખાણું; ત્રઉ નામ જાદવ, કૃષ્ણે વીશે સાખે તાર્યા; ચોથું નામ ચહુઆણ, સાખ ચોવીસે વધાર્યા; પાંચમો પંડ સોલંકી તણો, સાતે સાખે સુઝીયે; એ નવાણું સાખ સત જગતણી, દુજા અડીલ બુઝીયે.

સાખ પરમારની—જકે વંશ જાળીઆ, પગી ખેર રહોરને ખોટાના, કાલમા, ગહુઓલ, મેહોલ, સેજવાળા, જટ ઉગટ ને ચાવડા, વરણ ને હરણ વણહોલા, પંખેલા પલાણીઆ, વંશતાતા, ધુટેચા, ખોખર, ઢાંકણ ને ખડેખડા, ધડસીઆ, રાજસીઆ, સહુંવાણ, નરકલગામી, હડીઓલા, હેબોલા લેખોલા, લેકચા, વોમાળા, બોડાણા, બેહેરાણસરા, અસાધત સુખ આચરે રે, પાંત્રીસ સાખ પરમારાં નરાં.

રાહાડની સાખા—પ્રથમ સુરસેધલા, ચંદા, બગબીહોલ, નરસેયા, હાદરાવે, રાકોડ, તકીઆ, દાંનેતરી, જલખેડીઆ, કગધછીઆ, ધનધુહડીઆરાજાન, અવઝલા, હેગપટ, કોટેચા, જગનાજલ જુઝણ, ખતરીઆમાં, ખડેચા, બારગીર, વીરકપાળીઆ, ખડગ રાજા ન જસવંતસરા; અસાધત સુખ આચરે રે સખા તેર રાઠોડોનરાં.*

---

* ઉપર પ્રમાણે વડનગરમાં લખાએલી ચોપડીમાંછે અમદાવાદના ભવાયા નિચે મુજબ કહે છે-મેર, મસાણીઆ, ને મેડીઆ, સુરસુરમાં ને સુરખરેરીઆ, આસેક ને બ-

સાખ જાદવની—અલેક ને ભેચાણી, આજળસીને બળીઆ, જડીઆ ને જેઠવા, હળદર ને કાછેલા, ખોચા, પાવા, પઢીઆર, નળહળા, દેદાહળા, દામા, તામા, સામા, ચુડેચા, જટ ને જાડેચા, બખતાવર, મથીઓરા, વાવેણા, સંદાણા, વજાણા, બુડુગીર, વરા; અસાઇત મુખ ઓચરે, વીસ સાખો તો જાદવા નરા.[1]

સાખ ચહુઆણની—ગલેચા ને ગોગડા, ચાહેચા, ચીખી ને ચાવડા, દેવરખી, નવડા, હાડ હીડા ને હાડા. ખડ ખીચી ને ચંદા, વીર, વીહોલ ને વેહેદા, નાદલા, નરવાણા, રાવ, રાણા, અહવાણા, બગસીસ, બુહોલા, વરાં; અસાઇતિ મુખ ઓચરે, સાખ ચોવીતો ચહુઆણ નરા.[2]

---

ળ, ધ્રેલ ને ખરેલ, રાઠોડ, નર, ખત્રીઆચારણ, ખત્રીઆ આભ્રણ, કવિગત કહે સુણ ઠાકરે। ૧૩ સાખો રાઠોડા કુળ.

૧ અમદાવાદના ભવાયાએ આ પ્રમાણે જાદવની સાખો લખાવીઓ. મરમસીણી, મીઢીઆ, બુમાણ, ખચી, આદ અવલ સમલા, મેહોલ, દાના, દેડા ને જાડેચા, માડેચા, ને શીરોજા ને સંખલા, ને પઢીઆ, ને મયા, ને માણેક, બાબર, બુમાણ, ખચોર, વડી સાખતે વશીઆ દ્વીપમાં દેવ પ્રગટ હુવા ત્યારે વીશે સાખે જાદવ વશીઆ.

૨ અમદાવાદના ભવાયાના કહેવા પ્રમાણે—ગોહેલ ગલેચાને ડોડીઆ, ખીશીને છાજે હોર, હુનદ ને જાળીઆ; રથવડ ને આદેચ, સધ્રેણા ને વધ્રેણા, કાલમાં ને, ભટકીઆ, ને ટાડ, ને કચ્છલીઆ, ને હાડા, સળવી, લીમડા, વીઓળ ને વળ; કવિગત કહે સુણ ઠકરો ચોવીશ સાખ ચુવાણા કુળ.

સાખ સોલંકીની-વરપેરવીરપરા, હાલેખીર વીહોલ, ગાણ ગજણા, વાઘે ઝુઅતા વાઘેલા, મહીકાંઠે ગહીડા, ઝાઝે જખેકરે જકોળા, ભાદરવા સગોતર ભણે, ચાર ભમર ચોરી ચહે, કુળરી પાટ રાવત ભણે; અસાઈત ઇમ ઓચરેજે સાત સાખ સોલંકી લહે.[3]

ગડ છત્રીશ—આદ ગઢ ઓંકાર, ચહુદશચાર, પ્રથમ આદ પરમાર.

પૃથ્વી પરમારાંતણી, ધરા ઉજણ ધાર, ચોથો ચરણતગઢ બસણો, આબુગઢ ઓડાણું, સોનેલગઢ ઉત્તપત, નાગોરગઢ ચહુઆણ; બાહોરગઢ ગહીડા, આદગઢ ઘેલોતર, બ્રહ્માનગઢ બારોડ, ખુંદેગઢ હાડા, ચાંદગઢ ચાંદેલા. આસગઢ ટાંક, ક્રસનગઢ ડાડીઆ, જેતલપર જેતાણા, જેતળગઢ ડોડ, રુનેગઢ પઢારીઆ, ગાજણ ખપરા, બસત રોહીલા, જેસલમેર ભાટી, પાર ગઢ કાઠી, કનોજ ગઢ રાઠોડ, હુબેલ દાઘ તુબેલા, ગુંબ વાઘેલા, રાયગુગઢ સાંખલા, પડવાન ડીભી.

વડનગરમાં લખાએલી ચોપડીમાંથી આ ગઢ ઉતાર્યા છે. આ સિવાય બીજા કેટલાક લખ્યાછે પણ તે ઉકલી શકયા નહી. ચાસબીજા કેટલાક લખ્યાછે પણ તે ઉકલી શકયા નહી. આમદાવાદના બાવાગાના બોલવામાં 'ધઢ' છે. એમાં 'ગઢ' છે, પણ આમદાવાદે અક્ષરનો ઉતારો કર્યોછે. તેમણે નિચે પ્રમાણે લખાવ્યા.

ઓંકારથકી ઉત્પન્ન હુઈ, ચોદેશે ચાર, પ્રથમ આદ પરમા, પૃથ્વી પરમારાતણી, ધારા, ઉજણ, ને ધાર, ચોથો

3 વીરપરા ને વીરપરીઆ, હાલાવશી, ને ગાજને ગાજના, વાઘેયા ને વાઘેલા. મહીકાંઠે ગહીડા, ઝાઝાજગા કરે જકોળા, બીહોલ, કાલરી, પાટ, રાવતાં, ભાદરવે સગોતર ખરા; કવિગત કોઉ ગુણ દકરા સાત સાખ સોલંકીતણા.

સાખ જાદવની—ચલેક ને ભેચાણી, અજળસીને બળીઆ, જડીઆ ને જેદવા, હળદર ને કાછેલા, ઓચ્યા, પાવા, પઢીઆર, નળહળા, દેદાહળા, દામા, તામા, સામા, ચુડેચા, જટ ને જાડેચા, બખતાવર, મથીઓરા, વાવેણા, સંઘાણા, વજાણા, ખુડુગીર, વરા; અસાઇત સુખ ઓચરે, વીસ સાખો તો જાદવા નરા.[1]

સાખ ચહુઆણુની—ગલેચા ને ગોગડા, ચાહેચા, ચીખી ને ચાવડા, દેવરખી, નવડા, હાડ હીડા ને હાડા. ખડ ખીચી ને ચંદા, વીર, વીહોલ ને વેહેદા, નાદલા, નરવાણા, રાવ, રાણા, અહવાણા, બગસીસ, ખુહોલા, વરાં; અસાઇત સુખ ઓચરે, સાખ ચોવીતો ચહુઆણ નરા.[2]

---

ળ, ધ્રેલ ને ખરેલ, રાઠોડ, નર, ખત્રીઆચારણ, ખત્રીઆ આભ્રણ, કવિગત કહે સુણુ ઠાકરો ૧૩ સાખો રાઠોડા કુળ.

૧ અમદાવાદના ભવાયાએ આ પ્રમાણે જાદવની સાખો લખાવીઓ. મરમસીણી, મીઢીઆ, ખુમાણ, ખચી, આદ અવલ સબલા, મેહોલ, દાના, દેડા ને જાડેચા, માડેચા, ને શીરોજા ને સંખલા, ને પઢીઆ, ને ગયા, ને માણેક, બાબર, ખુમાણ, ખચોર, વડી સાખતે વશીઆ દ્વીપમાં દેવ પ્રગટ હુવા ત્યારે વીશે સાખે જાદવ વશીઆ.

૨ અમદાવાદના ભવાયાના કહેવા પ્રમાણે—ગોહેલ ગલેચાને ડોડીઆ, ખીશીને છાજે હોર, હુનદ તે જાળીઆ; રથવડ ને આદેચ, સઘેણા ને વઘેણા, કાલમાં ને, ભટકીઆ, ને ટાડ, ને કછલીઆ, ને હાડા, સળવી, લીમડા, વીઓળ ને વળ; કવિગત કહે સુણુ ઠકરો ચોવીશ સાખ સુવાણા કુળ.

આબુધઢ બેસણો; આદગઢ છીલોતેર, બ્રાહ્મણધઢ બારેડ, તાસમધઢ તાક, ક્રશનધઢ ડોડીઆ, તેલપરડોડ, પાટડીએ ઝાલા, પાટસીસોદીઆ, બાકરોળ મહીડા, રહતાકધઢ છક, આગડધઢ બોરસદા, ગાંજણે ખોપરા, ખાંડાણે ગોહેલ, પાટણ ચાવડા, રાણધઢ સંખલા, ચોતડધઢ સોરી, ગાડણધઢ લકુંચ, વેજલપર વેજા, તરવરધઢ ચાહોર, નાગોરધઢ ભાએણી, વાવડધઢ કાઠી, અમરધઢ આગતા, ઝાલોરધઢ રોઠ, અમીરધઢ અઢીહોલો, ચાંદધઢ ચાંદેલા, કપડવન દાભી, દલ્લીએ તુવાંર, મથુરાં જાદવ, બુંદી હાડા, જોધપર રાઠોડ, પાવેધઢ ચુહાણ. ધૂમલી જેઠવા, સોલડધઢ ભીલોડ, પ્રતાપધઢ પઢીઆ, સોનધઢ આદેપાણ, ધન ધન ક્ષત્રીયાં વારવળી, કવિગત કહે સુણે ઠાકોરો કે છત્રીશે રાજકળી.

તેમાં છ રાજા ચક્રવે થયા તેનાં નામ.—વડોવણ પડીઆર, કરકાહુસા સેનાલીના; રાજાબલ રાઠોડ વસોદ્વા વામન કર દીનો; ત્રીજો ધુંધમાળ જાદવ જીણે ઇંદ્રસુ જુધ લીનો; ચોથો અજેપાળ ચહુઆણ, જીણે આપેકરી જસ લેણો; પાંચમો મરૂવાહન પરમાર જેણે સેખનાગ ભચો અળવે; છઠો માનધાતા મહીપતી રે, રાજ કર્યાં ખટ ચક્રવે.

**અથ દુખો ( ચાલ્યો ) લખી છે.**

**દોહા**—ચંગા નર તાતા તોરી, ચોખાની શીર પાઘ; રાજ કુંવર રળીઆમણા, અસહિલો લે રાગ ૧—પછમ દેશ મોટા સુભટ, રાજધારી રજપુત; બાદશા ઇયા ઝાલા, પ્રગટે સાહેલા રાખણ સુત. ૨. ગાજે ને ગરગડે, રાજ કરે, રણછોડ; ગરડે તીરથ ગોમતી, કટીયા પ્રાછિત ક્રોડ. ૩. ઝાલાધર જુગત માલમ, સુણો ચતુર જાણ; કાઠેલા કવિઆણ કરે, એહ વજ્યા એહ લાણ. ચોખાની બાંધે પાઘડી. ચડતા તોરી સચંગા; લડસડતા પેહેરે વાઘેલા રે લો-

વેણા સુરતરૂ ધારણી, કવીયાં મુખ દે આધાર.
રામ રે જપે પ્રાણી રામ જપે, અવર મુખ રાગ નહીં
જપાય;
જે મુખ રામ ન ઓચરે, તે મુખ લોહે જડાય.
રામ દેજે રૂડા દહાડલા, કવિજન બોલે ઘર દવાર;
મેખી દુઝે અતી ઘણી, જેને નેત્ર ઘુમે નાર.
રામ વંકા તેને નવ ગૃહ વંકા, વંકે રાવણની વાર દશે;
દસરત સુત કોપીઓ, ત્યારે રાંક મેર રતન કેમ રહે.
રામ મળ્યાનું મન થયું, સપનું લાધું સાર;
જાણું નાવ કાંઠે રહ્યું, અમે ઉતર્યા પેલે પાર.
રામ મળ્યાનું મન થયું, કે સંગાતે કાહાવું;
થાળ ભરૂ સગ મોતીરે, ગુણી રામ વધાવવા આવું.
કુંવારી કર કંકુ પડયો, મુખ વચન એવું કહ્યું;
રાગ મળે સુખ ઉપન્યું, ગારૂ દુખ દરીય તેડે રહ્યું.
ધન દિવસ સખી આજનો, ગુણીઅલ રામ મળશે આજ;
હઇઆતણાં હેત ઉઘડયાં, સઘળાં સરીઆં કાજ.

રાજા—હે રંગલા, એમને એટલાં સુખ થયાં ત્યારે અમને કેટલાં થયાં તે સાંભળો.

સરોવર સો પરમાણ, જેમાં શેહેજળ હોય પાણી;
વાણી સો પરમાણ, પંચે વખાણી;
કીરત સો પરમાણ, દેશ વદેશે જાણી;
રાજા સો પરમાણ, જેને મોહોલે હોય રાણી;
દીવ ઘોઘેથી આવતાં, કેને ન પુછયાં કે તણા;
ગોરાદે મેહેલે પધારતાં, અમને લાભ થયા સોસો ઘણા.*

---

* વડનગરના પૂસ્તકમાં રાજાનો જવાબ આ પ્રમાણે છે-ભલે પધાર્યા રાજ, આજ હમે સુખીઆ થયા; દુખ તો

ચર સામર ને રેંછ ઘણા મનખ ન લાધે ગાગ. ૨. કેરી મહુડાં કરોડ. નીત ઉઠ ખાયે ઘણે નેહ; ઈડર ધરાની વજ્યા, દેશ વાળા સરદેહ.

**વજયા પાલીઆની**—ખાટી કેરી ખાઇજે, ગાંય તાડીની જાત; ભુખ ખોસ શરમ રીસ વાસો વસે, પાલીઆની વજયા.

**વજયા રાઠોડાંની**—ધઢ તે લંકા ગરૂડપંખાં, મે પરબતા મોડ; ચંદન વનાને વ્રજભોમાં, ઈમા રાજ કલી રાઠોડ. ૧ જોધાણાના ઉપમાં, દલીથી ભોડાં; ઉમરાવ અજીતસંગ, થાને રંગ હો રાઠોડાં. ૨

**સલવણા.**

દેશ વદેશ ન જાણીએ, સુણ રંગા મોરી વાત;
દમણ દીવ ઘોઘેથી આવિયા, હમારૂ નામ રામદેશ રાત.૧
દીવ ઘોઘાનો પાટવી, સાચું ગામ શીહોર;
સલુણી ઘેર સુભારજા, જીતુ પાવાગઢ પીયોર; ૨

રાજા—હે રંગલા, ઠકરાળાંને બોલાવો.

રંગલો—હે રાજ, આવે છે.

રાણી આવી ગાએ છે. રાગ. રામકળી.

"શ્રીવ્રજલાલને ગુણગોપાલ નારાએણરે; દુંદાળો દુખભનજનો સદા બાજે વેશ, પ્રથગ જીને સમરીએ ગવરી સુત ગણેશ;" એના જવાબમાં રાજા રામદેશ નિચેની સ્તુતી બોલે છે.

સવૈયો—આનંદ કે કંદ જુગવંદ શવનંદ કૌ, અગ્રકે ધુપ દે નાગ લીજે; બીઘન કે હરન સુખ કરન તારન તરન, ચરણ ગૃહ નામ લીજે, દેવ દરબાર ગજબન સોભા રચી, પ્રીત કે કાજ નવનીત દીજે; શીશ સિંદુરમે રહત ગરકાવ, ગનપતકું સમર કર ગવન કીજે. ૧

રાણી—સરસતી તું ભગવતી, વંદતી વાણી સાર;

ખાવા ધાય.
આંગ ભાગી ભુક્કો કરી, સઉકો ખાવા ધાય;
કાથો ચુનો એલચી, વીધ વીધ બીડું ગુથાય;
આસાઈત મુખ ઓચરે, તે સોપારી કહેવાય.
રાણી—નીચ સરોવર ઊંચ જળ, તે જળ પંખેરે જણાય નહીં;
તે તણાં ફળ લાવજો, તે માછલીએ માણ્યા નહીં.
રાજા—વીવાહ મંગળ ધબળ ગડે, શક્તી સેવા માંહે;
પેહેલું તો હવન ચડે, પછે લાડલો કરમાં સાહે.
જેણુ નાહે જ્યાં પંખી ચડે, માછલી જળ ના નાહે;
પાતાળે જળ સદા વસે, ઉંચુ આકાશ માંહે.
તમે મંગાવ્યા આગ પાસે, સમજી લોને નાર;
આસાઇત મુખ ઓચરે, તે લીલાં શ્રીફળ સાર.
(બીજીરીતે) સીવના નામ સરીખું સોહીએ, સુરતક તેને જટા;
લોચન તેને ત્રણ કહીએ, જાણીએ ઝાડના સખા.
વળી હવન હોમ જાગમાં તે, આપણે સંભારીએ;
આસાઇત મુખથી ઓચરે, શીફળ મગ્યું મોકલાવીએ.
રાણી—ત્રણ મુખ ને તેર પગ; સાંભળ ચતુર સુજાણ;
નર ઉપર નારી ચડે, પછે હુઇ છે તાણા તાણ.
રાજા—મેખી પગ ચાર, ચાર સઘુ ભાણી જે;
તરપૈઆના ત્રણ, જુગલ દોહોનારના કીજે.
કહી સમસ્યા નાર, ચતુર મન રંજન કારણ;
જેમ પીધે દુધ, દુખ થાય નવારણ.
તેમ થાય સુખ, સકળ સભાને સો ઘણું;
આસાઈત મુખથી ઓચરે, જે નાર વાહાલું તે દુજણું.
રાણી—આખાંને આણીઆળાં, સુડા પંખાં જેહ;
રામ પધારો નવરંગ બાગમાં, મોકલાવજો તેહ,
રાજા—વન રહંતા પડહ ઘણા, પવન વેલ ન ખાય;

કે મછાએ ગરધન કે દિન ગળ્યો.

રાજા—કૌરવ પાંડવ જુધ કીયો, પડીઆ જોધા અપાર;
મદગલ દળ મતો કીયો, અગર હસ્તી હાર.
મગદલે શીઆળ વળગીઆ, રજની પહોર રહી જીહાં;
અસાઇત મુખ ઓચરે, સરગ શીઆળ બોલીઆં તીહાં.
શીતા વાળી લંકા બાળી, સમુદ્ર બાંધી પાજ;
રાણો રાવણ રોળીઓ, દીઓ ભભીક્ષણ રાજ.
રામ અજોધા આવીઆ, નગરલોક હરખાવીઆ;
સીતાનું કલંક ઉતારવા, હુતાસન પ્રગટ તીઆં.
કંઠે કમળ બાંધીયું, જાનકી જવાળા માંહે;
અસાઇત મુખ ઓચરે, અગનસર કમળ ખીલીયું તાંહે.
ત્રીપુરારી ત્રીસુળ ગૃહો બેઠા કડળી વન;
અરધઅંગ ઉમીયા ધર્યાં, વાળ્યાં ચોરાસી આસન.
તપ માંડયું તેહ વેળે, ધુમરપાન અપાર;
શીવે સત તપ આદર્યું, નમ્યા ધરણીપર સાર.
શીવ લેલાટે ચાંદલો, મુસ્તકને ચોધર વળ્યો;
અસાઈત મુખ ઓચરે, સસીઅર ધરણી તે દન ઢળ્યો.
કસો હુવો કુળ ખેત્રમાં, કૌરવદળ મોટો થયો;
પડી જોધ અપાર જુધ, રૂધીર નદી જળપુર વહો.
પંખ સમારે પાંખણી, સમુદ્ર મછ નદમાં મળી;
આવટી ખોરણી અઢાર, સોદન મછા ગરધન ગળી.

રાણી—નગરમાં નાગી ફરે, વનમાં પેહેરે ચીર;
તે તણાં ફળ લાવજો, મારી સગી નણંદના વીર.

રાજા—વન વસંતી નારી, આવી નગર માહે;
સુઘડ નર સોદો કરે, બહુ હાટડે વેચાએ.
રાજવીયાં રંકાં વળી, સઉકો વસાણી થાય;

આંગ ભાગી ભુક્કો કરી, સઉદો ખાવા ધાય.
કાથો ચુનો એલચી, વીધ વીધ બીડું ગુથાય;
આસાઈત મુખ ઓચરે, તે સોપારી કહેવાય.
રાણી—નીચ સરોવર ઊંચ જળ, તે જળ પંખેરે જણાય નહીં;
તે તણાં ફળ લાવજો, તે માછલીએ માણ્યા નહીં.
રાજા—વીવાહ મંગળ ધમળ ગડે, શકતી સેવા માંહે;
પેહેલું તો હવન ચડે, પછે લાડુલો કરમાં સાહે.
એણ નાહે જ્યાં પંખી ચડે, માછલી જળ ના નાહે;
પાતાળે નાગ સદા વસે, ઉંચુ આકાશ માંહે.
તમે મંગાવ્યા આગ પાસે, સમજી લોને નાર;
આસાઇત મુખ ઓચરે, તે લીલાં શ્રીફળ સાર.
(બીજીરીતે) સીવના નાગ સરીખું સોહીએ, મુરતક તેને જટા;
લોચન તેને ત્રણ કહીએ, જાણીએ ઝાડના સખા.
વળી હવન હોમ જાગમાં તે, આગળે સંભારીએ;
આસાઇત મુખથી ઓચરે, શીફળ મંગ્યું મોકલાવીએ
રાણી—ત્રણ મુખ ને તેર પગ; સાંભળ ચતુર સુજાણ;
નર ઉપર નારી ચડે, પછે ફુદ છે તાણા તાણ.
રાજા—ભેંશી પગ ચાર, ચાર સગુ ભાણી જે;
તરપૈઆના ત્રણ, જુગલ દોહોનારના કીજે.
કહી સમસ્યા નાર, ચતુર મન રંજન કારણ;
તેમ પીએ દુધ, દુખ થાય નવારણ.
તેમ થાય સુખ, સકળ સભાને સો ઘણું;
આસાઈત મુખથી ઓચરે, તે નાર વાલોલું તે દુજણું.
રાણી—આખાંને આણીઆળાં, સુડા પંખાં જેહ;
રાગ પધારો નવરંગ બાગમાં, મોકલાવજો તેહ,
રાજા—વન રહંતા પડદા ઘણા, પવન વેલ ન ખાય;

જબ નાર બજાર ચલી તબ, અંગ ઉઘાડે વેચાય.
અંગ ઉઘાડાં કરે પર હાટડે, રંગ પાંખાં કીર;
રાજદ્વારે સાંચર્યા, ત્યાં આધુ ઢાંકણુ શરીર.
મજલસ ઓપણુ મુખ શોભણુ, મુરખ ઉપજાવણુ સાન;
અસાઇત મુખ ઓચરે, રાજ મંગાવો તે પાન.
કાથે હીમાળો સેવીઓ, ચુને સેવી આગ;
સોપારીએ કરબત સુકાવ્યું, નાગરવેલને કાજ.
રાણી—રવી ચકથી ઉતર્યો, કરમાણો ચરણે;
ચાર પોહોર અગની ચર્યો, ભાગો કમણુ ગણેશ. (ઘોડો)

## ખાટ ખટુકાના દોહા.

પરદેશથકી પીયુ આવીઆ, અસ્ત્રી હરખ ન માય;
સજી સોળ સણગારને, પીયુસુ મળવા જાય.
કરે આરતી પીયુતણી, બેઠી પીયુની પાસ;
પાન બીડાં લે પ્રેમશું, ઉરમાં અતી ભરી હાસ.
વાત કરે હસે ચંતની, અંગમાં સ્નેહ જાગે;
ઝાળરત વીપ જે અંગમાં, વેરી થૈ લાગે.
ગાનની થઇ મન ભંગતા, સખી સબ હસે ઝરૂખે;
અસાઇત સુખ ઓચરે, તીણે ખાટ ના ખટુકે.

## મોતીનું હોઢીયું.

પીતાના છોરડા, તીનો હુવો ધરસુત્ર;
છેટું રહે અતી ઘણું, તીણે જાઓ પુત્ર.
નાર તે ન્યારી રહે, પીયુ પાસે નવ જાય;
મુખ દેખતાં માસ રહે, તે કૌતિક સરખું થાય.
માતા તો મેહેરામણ વસે, પીતા વસે કૈલાસ;
જુના જોઇએ તો મોકલાવીએ. નવા તો આસો માસ.

રાસદેશનો સ્વાંગ.

## ઓઢીયું સુખપાલનું.

પીતળ પેહેરે પદમણી, ચાલતી ઝોળાય;
નબળા ઘેર નીપજે, સબળા ઘેર સોહાય.
ચંદ્રવદની ચમર ઢળે, દીસે ઝાક ઝમાળ;
ઝુંબા ઝુંબા કામની, પરણે ઝાકઝમાળ;
મરદાં કંધે મલપતી, આપ લઇ અસવાર;
પદમણી નાગ પાલખી, આવી રાજદુવાર.
ઉગર તપ જીણે કીયા, દીયા અભેપદ દાન;
આઠ પહોર હરી જપ્યા, જીતું સંત વધારણ માન.
ધર્મ કર્મ કરી દેહ ધરી, અવતરીઆ સંસાર.
હાથી ઘોડા નોબતો, પામ્યા ગરથ ભંડાર.
પુત્ર પરિવારે આગલા, સત્રુ ગંજ્યા કઠોર;
ચોર ચોરી ન કરે, જાલમ ન કરે જોર.
હરી કેરી ભગતી કરે, હરીજન હરતા લાલ;
અસાઇત સુખ આચરે, તે બેસે સુખપાલ.

### વીંજણાનો દુહો.

ગરમી ગંજણ શરીર શીતળ, તનમન સુખ દેયણ ઘણો;
અસાઇત કહે ગરમી દનમાં ઠકરાળાં મંગાવે વીંજણો.

### કુકડાનોઃ

પ્રેફાટે પગડેઃ થયો, કુકડ કરે કીલોલ;
અસ્ત્રી સમારે કંચુઓ, પુરસ સગારે મોલ.

### વ્રેહુના દુહા.

વદેશ પીયું વણ એકલી બેઠી મેહેલની માહે;
તડતડ ફાટે કંચુઓ, તીનો વેહ ગાંજ્યો નવ જાય.
મેહેલતો મહા વન સરીખો, ખાલ ખટકો થાય;
આળસ મોડે ને ઇસ ગ્રહે, કઠણ બીડી સાય.

વ્હેણી વ્હેહે આગવી, તે રજની દોહેલી થાય;
સખી સમજાવી મોકલી, તું રસીઓ લેવા જાય.
પાંચ બીડાં, પાનનાં, તું દેજે રસીઆ હાથ;
મેહેલ બોલાવે માનની, પૂછે અનોપમ વાત.
સખી ચાલી ચૌટે, કંઠે ફુલનો હાર;
પાંસેટ ઉપર પાંચ વધ્યા, તે સજી ઉભો બજાર.
સખીએ જાય બીડાં દીયાં, ચાલો હમારે સાથ;
સચંગ હસો તો શોભશો, રંગ રસીલી રાત.
ચડવડ ચાલો ઉતાવળા, ચંદ ઢળકી જાય;
સો સીંડી પગથીએ ચડી, આવ્યા મેહેલ માહે.
ધડકે છાતી સાસ બહુ, નાક ધમેણની ધાર;
તુટા લમણ નેણ ગળ્યાં, કહો કેમ ઉપજે પ્યાર.
સામું થઈને શીર ધુણ્યું, દાશી થઇ અજાણ;
નવ તેરા દશ આગલા, સો યોગ્ય નહિ સજાણ.
એ રસીઓ પથર સરીખો, હું પટકું છાતી માંહે;
મારી આગ ગરમ ધમે, તે ધણે કેમ સમાય.
સખી સાથ પોચાવીઓ, મારૂં એક ન સધરૂં કાજ;
મન મારીને થર કર્યું. મારી હરીએ રાખી લાજ.
પરણ્યો પરમેશર જાણીયો, નારીએ ગૃહ્યો આપ;
અસાઇત સુખ ઓચરે, બીજા બંધવ કે બાપ.

અહીં રોટલા ખવડાવે છે. રંગલો કેહે છે હું ધોધેથી આવ્યો ને ઠાકોરને ત્યાંથી ખબર કહે છે, ને ખેમ કુશળતા પુછે છે તે સંવાદમાં માલ નથી.

રાણી દુહા કહે છે.

તેતર વરણી વાદળી, ધારોણે નીર ઢળીઆં;
સંદેસો કહેજો મારી સઇએર, ઘણે દિવસે મળીઆં.

રામદેશનો સ્વાંગ.

આજ રામસું રંગે રમી, હુતી બાળપણાની પ્રીત;
પડદો તો પાછો કરૂં, તમે રાખો રાજવીઓની રીત.
બધા ભવૈયા બોલે છે 'થઈ થઈ તા થઈ, ભલેરે ભાઇ ભલે.'
આ વખતે સવાર થયું હોય તો નીચલી સ્તુતી બોલે છે.
અચ્યિતમ્ કેશવમ્ રામનારાયણમ્, કૃષ્ણ દામોદરમ્ વાસુદેવહરે;
સીદ્ધવગ માધવમ ગોપીકા વલભમ્, જાનકી નાયકમ્ શ્રી રામચંદ્રહરે.

પછી આંખડા અથવા ઓખડા ગાય છે.
અહી હો સલુણાજીરે, આજ મારા રામને મેળાવોજીરે.'
એજ બોલો કેટલીવાર ગાઇને થઈ તા થઈ કહે છે.
'મધઠણી મેલ્યા રાઠ, ચાંદલો તપે છે લેલાટ.' થઇ તા થઇ.
અની હો સલુણાજીરે જીરે, મોતીડું ગોરાદેહને નાકેરે રામ;
અની હો સલુણાજીરે જીરે, બાવ બડીતો ગોરાદેહને હાથે.
અની હો સલુણાજીરે જીરે, ઝાલડી ઝબુકે ડાબે કાને. થઇ તા થઈ.
અની હો સલુણાજીરે

જીરે પાલવડાને બાંધ્યારે રામ, રાજને પાલવ બાંધ્યા રામા;
રાજનો પાલવ નહીં મેલું હે રામા. થઈ તા થઇ.
અહીં રંગલો ટોલ કરે છે. રામદેશના અંગરખાની
આળને પોતાના નાડે બાંધે છે ને મશકરીનું બોલી હસાવેછે.
હાકાર—હે રંગલા. આ શું કર્યું ?
રંગલો—શું કર્યું શું આતો આપણે વીવાના બંધાયા, આપણો વીવા થશે.
હાકાર—બાયડી કોણ ને ભાયડો કોણ ?
રંગલો—હું બાઓડી ને તમે ભાયડા. હુતો હવે ગાઇશ, તે સાંભળો.
લાડા તારે દોરડીઓ દશ ગાંઠ, હો લાડા દોરડો ના

છુટે. લાડા તારા બાપનો બાપ, તેનો બાપ. તેનો બાપ, ને તેનો બાપ, તેડાવે લાડા દોરડો નહીં છુટે. લાડા તારો સઘળો સાથ તેડાવે, તારો ભાઇ ભુંગળીઓ તેડાવે, લાડા દોરડો ના છુટે. ઉંઉંઉં, ઓ, ઓ એમ કરી રોયછે.

રામદેશ—અલી કેમ રૂએ છે?

રંગલો—મેંતો કુંભારનો ચાક ના વધાવ્યો; હુંતો કામાગણેશની માટલી નથી લાવી. ( એ ભવૈયાની નાતની રીતો છે. )

રામદેશ—-જા હવે લાવ.

રંગલો—તેમાં કાંઇ મુકવાને જોઇશેને?

રામદેશ—હોવે પાંચશેર અખ્યાણું, એક નાળીએર, ને એક રૂપીઓ.

રંગલો—તેતો મારી પાસે નથી.

રામદેશ—ટકો નાખજે એટલે ચાલશે.

રંગલો માથે લુગડું હોડી ફરે છે ને ગાય છે, "હોજાના ઘર કેમ જાણીએ, શોભા શ્રી રામની રે; હોજો પોઢીઓ છે ઢોલીએ, હોજી ઢોળે છે વાય. વાય ઢોળંતાં પુછીયું, શોભા શ્રી રામની રે; ગામની પટલેણને ચુડલો એવો મને પેહેરાવે." હોજો કહે હમણાંતો નથી હું નવરો, પછે નંગ વેહેરાવે. વળી રંગલો રડે છે ને કહે છે મારે ઘેર કોઇ બાયડીઓ કામે આવતી નથી. સૌના વીવા હોય છે ત્યારે હુંતો દોડતી દોડતી જાઉછું, ને આજ મારે ઘેર વીવા આવ્યો ત્યારે કોઇએ આવતું નથી.

ઠાકોર—તારે ઘેર તે શું આવે? તું સોપારી ના આલે, ખારેક ના આલે.

રંગલો—મેંતો સોપારી ને ખારેકની કોથળીઓ ભરી મુ-

કી છે. મારો હાથ કંકુવાળો છે, તેથી હાથે લેને હું કાં ના કહુંછું. મારો માડી જાયો વીર ના આવ્યો, આ વખત મા-રાં બાઇ ભોજાઈ નથી.

ઠાકોર—તેં કંકોતરી મોકલી છે ?

રંગલો—હોવે મોકલ્યો તો.

ઠાકોર—કોને બ્રાહ્મણને મોકલ્યો તો.

રંગલો—બ્રાહ્મણતો નાહાવા બેઠોતો.

ઠાકોર—ગાંયજાને મોકલ્યો તો ?

રંગલો—મારો પીટયો હોળ ખેડનોતો.

ઠાકોર—માળીને મોકલ્યોતો ?

રંગલો—મારો પીટયો ફુલ વેણુવા જતોતો.

ઠાકોર—ત્યારે કોને ?

રંગલો—ભંગીઆને.

ઠાકોર—મેર રાંડ ભંગીઆને વીહીવાની કંકોતરી અ-પાય ?

રંગલો—એમાં શું ? *

ઠાકોર—લે જો આવ્યો તારો બાઇ પેલા ચંગ વાગ્ય સાંભળ.

રંગલો ગાય છે-કોણ આવ્યું ને કોણ આવશેરે, ઓઢણે. છેરે આવ્યો મારી માડી જાયો વીર લાડકડીને ઓઢણે. આડદા છો તમે મારે આજતો મેં આડદા પરવત નોતર્યા.

---

* અમદાવાદ તથા આસપાસના ગામોમાં મરણની ખબર નેવા (નળીઆ) ઉપર લખી ભંગીઆ જોડે મોક-લે છે એ રીવાજ કણબી વગેરે નાતોમાં છે. બધી વરણુ-માં નથી. શેહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં પણ ભંગીઆ એ રીતે ખબર કરે છે.

પાપડ વણવા જોગ, મારે સજન મેળાવો જો મળે. જીરે આજતો મે ચોળા પરવત નોતર્યાં. ચોળા તમે છો મારે વડીઓ મેલ્યા જોગ, સજન મેળાવો જો મળે. જીરે આજતો મે ઘઉં ગોરડીઆ નોતરીઆ; ઘઉઆ તમે તો મારે કંસાર ભડવા જોગ, મારે સજન મેળાવા જોગ; (ચડાવીને ગાય છે) "સાએ સોએરે સોહેલા સોગતડું, મારે માંડવે મેલ્યું ફુમતડું. ફુમતડુંતો ફરકે છે, હોજી બેઠી ધુરકે છે. હોજી ધુરકે શે માટે, અખ્યાણું થોડું તે માટે. ધુપ પડે ધરતી તપેરે, પડે નગારાની ધુસ, ભમર તારી જાન; મારી લાડકડી ચડીરે કમાડે સુંદર વરને નીહાળવારે." રંગલો કુદે છે, નાચે છે ને તમાશગીરોને હસાવે છે. તે કહેછે સવાસો રૂપીઆ આપો તો નાડું છોડું. વેદ ભણે છે. મુવાનું ને લગનનું ભેળસેળ કરી બોલે છે ને હસાવે છે. પછે નાડું છોડી દે છે.

રાણીનું નામ સલુંણાછે તે પડદા બાહાર આવી લાજ કાહાડી ફરેછે ને આંખડા ગાયછે—"આની હોરે સલુણા રે રામા, હોરે સલુણારે રામા, આની હોરે સલુણા રે રામા. એસા થઇ તા થઇ.

પાછી પડદામાં જઇ પેહેરેલું ઓઢણું બદલી બાહાર નિકળેછે ને બીજુ આંખડું ગાયછે.

"સુંદર મુખને ભામણે ચાલી આવો ગોરાં દેહને આગણે રામા." એસા થઇ તા થઇ. (વળી લુગડું બદલી આવેછે ને ગાયછે) "હુંતો ખાંડા ખેંડા પરવારી રે, રાજને મારી લે બલીહારી રે રામા. એસા થઇ તા થઇ.

"હોજી જીરે જીરે ચમકતી ચાલે આવો રે. ઢળકતી ઢાલે આવો રે, તમોપર વારીરે રામા." (ઉતાવળે)ત-

રામદેશનો સ્વાંગ.

મોપર વાગીરે રાગા. મોરીકે મોહો લાગ્યો રામા.' એસા
થઇ તા થઇ.

સઘુણા પડદામાં જઇ લુગડાં બદલે તે વારે રામદેશ ક-
વિત બોલેછે.

કવિત. જળકી બીના રૂપ કહા, એમ લછન બીના રૂપ
કહા; એમ તરીઆકો બખાણ કહા, આરેરકો એત કહા;
ગુણકાકો હેત કહા, મુતકી કપુત કહા, હુઓ કળ જાનવો; જો-
ગુનીજન ગાયગા, કીરતન બનાયગા, સબકું સુનાયગા; જો-
બનસે જરૂર હૈ, ઓત તીરથ ફરેગા, તીલક છાપ ધરેગા;
રીકે નહીં વાસવાસ, સો નર માયકા મજુર હૈ. ૧. રા-
તીઓર ન કીઓ ગઅકસંગ, ઘડી કાયા અમર ન કીની; સો-
ના ઘર દાલીદર દીગો, લછ લેઇ કરપીન ઘર દીની; નેન
દીયા કોરંગને, નેન હેનકા નારી; નાગરવેલ અફળ કીની,
બહુ ફુલ લાગો તાડી; સોનામાં સુગંધ નહીં, શ્રી રતના-
ગર નીર ખારો કીયો; કવિગન કહે સુણો હાકરો. હાવ હાવ
પ્રભુ ભુલ ગયો * ૨.

દુહા. મન ઘોડે ચિત પિંગડે, તાણી બીડીઆ તંગ;
હાંસો હાંસો જો હુવા, તે રામ્મા ન રંહન. ૧. છણી રી-
તે બગ પાવશ બેસે ચારો છેડે મોર; તિણી રીતે ત્રણ
સંચરે, ચાકર માગણ ને ચોર. ૨. માગણ તો કણુઓક ઘર
રહે, ચોર ચોરવા ન જાય; ચાકર બીચારા ક્યા કરે, માલ
મરાયા ખગ. ૩.

* કવિગત કેવળ મુર્ખ જણાયછે. પરમેશ્વરની એણે ભુલ
બતાવી છે તે ભુલ ન હોતાં મોટી ખુબી છે એવું વિદ્વાનો
એજ બતાવી શકેછે એ કવિતનો ઉપયો છે પણ ગને જ-
ણ્યો નથી.

**છપ્પા.** ફટ દાન વણ માન, ફટ વારતા ફલારી; ફટ રેણી બીન ચંદ, ફટ ખત્રી વેવારી; ફટ નાયક વિણ નેહ, ફટ જોગી ગરૂ હિણા; ફટ વેદ વીણ વીપ્ર, ફટ ચારણ ગુણ હિણા; ફટ પુત્ર કૂળ લજવો આપણો, લખમી કરપીણ ઘર વસે; ફટ જગત જે માનવી, જીણે રૂદે હરીગુણ ના વસે. ૧. જળ વિણ સરોવર મેલ, મેલ તરૂવર ફળ હિણો; કાયર ખત્રી મેલ, મેલ સાયર જળ કળ હિણો; મેલ ફુલ વિણ વાસ, મેલ તોરી જે ન તેજે; ગુણ વિણ અસ્ત્રિ મેલ, મેલ બંધવ જે ન હેતે; વિદ્યા મેલ ગુરૂ બાહેરી, વિણુ પંડીત શ્રવણે સુણી; અદાતાર મેલ ડાબો કરી, જીમાં દાન તુચ્છ ને ડાયમ ધણી. ૨. મેહેગળારો મધગળે, રાય પોળ ભાંજતાં; કેસરી :રવસ ગળે, સીંહ સાંકળ જડતાં; તારૂણીનો તેજ ગળે, વૃદ્ધસુ ખેલ કરંતાં; વિદ્યારો માન ગળે, મુઢસુ વાદ કરંતાં; એકીલી પંજર ગળે, મુઢ આગે પંડિત ગળે; કવિગદ કહે સુણ ઠકરો જે, દાન વિના ગુણ ઇમ ગળે.* ૩.

**દોહા.** હોય સલક્ષણા કામની, જેમાં રૂપ ગુણ અપાર; પોહોર રાત રેહે પાછલી, તારે નિંદ્રા તજે નાર. પ્રભાત હુવો ભાણ પ્રગટયો, જાગી મેહેલાં માંહે; ચાર પોહોર પીયુ શું રંગ રમી, વસ્ત્ર જળ ભીંજાયે. કાંકણ ચુડી ચુડલો, ખળકાવે વારોવાર; કાંકણ ચુડો ખળહળે, તોયે ભરનિંદ્રા ભરથાર. ધુઘરી ધમકે નેવર ઠમકે, નાયો તે નિંદ્રા માંહે; ધુઘરી ધમકે નાયો ન જાગ્યા, તારે આપ અંગુઠા સાહે. નિંદ્રા તજી નાયો જાગીઆ, ગળમળ ઘાલે બાથ; ઘેંગો લોટો જળ ભરી, હજુર જોડે હાથ. હાથ જોડી ઉભી રહી, પ્રેમ તે નેણા માંહે; એકવાર ચાલી કહે, તારે હજાર-

---

*કવિગદ મોટો ભીખારી હશે. ભીખારીઓ એવું કહેછે.

રંગલો હા કહી પછી અંગના ચાળા વગેરેથી ઠઠ્ઠા કરી હસવાનું કરે છે.

હાકેર—સાંભળ, સાંભળ ફુલનો ચોડો કહું.

ફુલે ચંપો રાય, તેને જાઈ જુઇ પટરાણી;
તાસ કુંવર કેવડો, વળી માંહે કેતકી વખાણી;
ગલગોટા ખીલે ઘણા, ચંબેલીની તરી કર ખેવાસી;
ફુલ્યો પાધર બોરસલી, માંહે મોગરો મેવાસી;
દુઢણીઓ પરધાન વળી, મુચકંદ મોગરો રહે;
કર જોડી દુરગો કહે જે, રાજ રીતી તે ફુલે રહે. ૧

છપ્પા. સોમ સુત કુળ હેણ, તીહાં દરવ બોહોજ આપ્યા; સુરો ને દાતાર, સો નર નિરધન કરી થાપ્યા; નારી હોય કૂળ સુધ, તીહાં વર હિણો લદ્ધાં; નર ચૌદ વિધા ગુણ જાણ, તિને ગળે પથર બંધા; નાગરવેલ નિરફૂળ કરી, સેગરફુલ અકરણા; કવિગદ કહે સુણ ઠકરો જે, ભુલ્યો હો ભવતારણા. ૧ આસ્ત્રી ચરીત્ર નવ લાખ, બેઠી અહુગન જોડે; દને બીહે દોરડો, રાતે વસીઆર ફણ મોડે. સેજ થકી લડ થડે, ચડે ડુંગર સીલાડે; ઉંદરથકી ડરે, સહેજ સીંહ બથાવે, સુકી નદી ડૂબી મરે, સાત સમુદ્ર સહેજે તરે; કવિગદ કહે સુણ ઠકરો જે, આસ્ત્રી ચરીત્ર એતા કરે. ૨

દોહા—ત્રાસી છેક ન માનીએ, નવ જઇએ ધુતાને સાથ; આસ્ત્રી ચરીત્ર નવ માનીએ, છવે ઘાલે બાથ. વિક્રમ ત્રિયા ન ધારીએ, જે શીર કાપી દેત; નદી કીનારે રૂખડા, સીંચે સમુલાં લેત.*

---

* આપણા જાતની આ જુઠી નિંદા છે. સ્ત્રી જેમ વીશવાસઘાત, કળભેદ વખતે કરે છે તેમ પુરૂષ પણ કરેછે.

રામદેશનો સ્વાંગ.

છપ્પા—નમે તોરી બહુ તેજ, નમે દાતાર દાન દ-
હંતો; નમે આંબ બહુ ફળો, નમે જળહર વરસંતો; નમે
કામની ફૂળ સારી, નમે ગજવેલ સમારી; કુંદન તો કસોટી
નમે, મેણ બંબ સાચુ ચળે; અજાણ નર તે મુકો કાટ, તે
ભાગ પડે પણ ના નમે ૧

છોડ વાવ્યો લસણનો, વાડ ચંદનની કીધી; કેસર
ક્યારો કીધ, ખાતર કસ્તુરી દીધી; કોસ કુંદનનો કીધ. પા-
ય ગંગાજળ પાણી; સીચનારી સઉ કોય, આપ સીચ પ-
ટરાણી, કરોડ જતન કરી જાળવ્યો, તેમ તેમ ગંધે અધીક
ભરો; કવિગદ કહે સુણો ઠાકરો તે, જાત કજાત ન ગટે
નરો. ૨

કવણ તરણથી તુછ, કવણ સોનાથી સારો; કવણ દૂ-
ધથી ઉજળ, કવણ કાજળથી કાળો; કવણ લોહથી કઠણ,
કવણ અગનીથી તાતો; કવણ વીછીથી ડંક, કવણ મદીરાથી
માતો; કવણ રવીથી તેજે વધે, કવણ આંધાથી અંધ વ-
ળી; કવિગદ કહે કહો ઠાકોરો, સાકરથી હોય કવણ ગળી. ૩

સુરખ તરણાથી તુછ, સપુત સોનાથી સારો; ગુણ
દૂધથી ઉજળો, કલંગ કાજળથી કાળો; સોમ લોહથી કઠણ,
કાળ અગનીથી તાતો; કૂવેણ વિછુથી ડંક, અમલ મદીરા-
થી માતો; નેત્ર રવીથી તેજ બહુ, કામી આંધાપે અંધો વ-
ળી; કવિગદ કહે સુણ ઠાકોરો જે, ગરજ સાકરથી હોયગળી.૪

ઉમીઆ આગળ ઈશ, મધરાત નાટા રમતા; વન
રાવનમાં કાન, એ પણ એમજ કરતા; સુરખ હુઓ માવ,
મેલા કારણ મુછ મુડાયો; ભાણ મતીરો ભોજ, ખાંધ ચડી
હેમં રસાયો; આદથી તે આજ લગીં, વીરલા કોઈક વંચી-
આ; કવિગદ કહે સુણ ઠકરો, તે નારી આગે ના ના-
ચીઆ. ૫

પંડીત વસ્યો કુગ્રામ, નગણ ઘેર સુઘડ સમરપી; દ્રાખ ભખ જંબુક, ધન ચડયો હાથ કરપી; પાન ગયો ખર ખાયે, લોહ લેકે સર જડીઓ; મળીઆગર ચંદન, તે લઈ મૃતકને ચડીઓ; નાળ કેમ ખાધી મંડકે, મમલ વલંઠો નિરમાણ; કવિગદ કહે સુણ ઠકરો જે, ઇમ ગુણવંતી દેવી અજાણ. ૬

જેસો દીવસરો ચંદ, યેસો ઝડપરો પલાસો; જેસો લુણીરો ખેત, યેસો જંગલરો વાસો; જેસી જવાસા વાડ, શાવણ જાય સુકતાં; યેસો ન ગુણ શું નેહ, દન દન જાય ટુટતાં; ધુણી ધુઆ ઉપરે, તંબોલ રસ નાખ્યો જસો; કવિગદ કહે સુણ ઠકરો જે, અણ પ્રખો માણસ અસો. ૭

રૂપવંત ગુણહીણ, સખી તેને કાય કરીજે; મોતી ઉજળવાન, ખાંડી કાય ખીચરા ધરીજે; મસ્તક વેણ રસાળ, આપ કાંય છાંય બેસીજે; હેમ છરી હોય હાથ, આપ કાંય પેટ હણીજે; બાંધીએ પાળ વેળુ તણી, નિરમળ નીર તે કેમ રહે; કવિગદ કહે સુણો ઠકરો જે, નગુણ શું નેહ કઇ પેરે રહે. ૮

હવે—ચોથું ઓખડું રાણી ગાયછે.

સરોવર ગયાંતાં પાણી રે, ગુણવંતો બેઠો દાણી, મને દેખે મહીઅરના લોક રે; લોક દેખી લાજ ભરાણી રે. મેંતો ગુંગટ લીધો તાણી રે.

એ ગાતાં ગાતાં ઠકરાળાં પાણી ભરવા જાયછે, ને વચમાં બેસી જાયછે.

રામદેશ—હે રંગલા, આ ઠકરાળાં પાણી ભરવા જાયછે, તે શું અમારી લોકો વાતો નહીં કરે? રજવાડામાં અમારી ફજેતી નહીં થાય? અમારા કુંવરને સામા પાંચસેં

ટાટબા, બે હાથીના હુદા, ને બે હજાર રૂપીઆ રોક ગુજ્જુ
આવેછે. પણ આ વાત જાણેતો જતું રહે.

રંગલો—પડયું ! પડયું ! પડયું ! ઠાકોર પડયું !

ઠાકોર—શું ?

રંગલો—આભલું ઉપરથી પડયું !

ઠાકોર—કેમ ?

રંગલો—તો શું તમે આ જુઠી ભેડસાઇ હાંકોછો. આ
પાસે ભાઇતો વાંઢો ઉભોછે ને સીદ ગપ્પો મારોછો

ઠકરાણાં—રંગજી ઠાકોર અહીં આવો.

રંગલો—હાં ભાભીજી, હાં ભાભીજી, હું મરી જાઉ, આ
આવ્યો.

ઠાકોર—અલ્યા તું મારો ભાઈ કોયા દાહાડાનો કે ભા-
ભીજી કહેછે ?

રંગલો—હું તમારો ભાઈ ખરો.

ઠાકોર—કેહેવો ભાઈ, મસીઆઇ ?

રંગલો—ગસીઆઇ તેતો ખસીઆઈ.

ઠાકોર—પીતરાઈ ?

રંગલો—પીતરાઇ તો લાકડીએ આવીએ.

ઠાકોર—મોળાઇ મોગોલા ભાઇ ? કેવા ?

રંગલો—વેવાઇ.

ઠાકોર—તે કેવા અલ્યા ?

રંગલો—તમારો ડોસલો ને મારો દાજી.

ઠાકોર—અરે કમબખત મારાને ડોસલો કેહેવાય ?

રંગલો—ત્યારે તમારો દાજી ને મારો ડોસલો એમ. ત-
મારા દાજીએ રેવાજીનો સંઘ કાહાડયો.

ઠાકોર—કેવડો હતો ?

રંગલો—મોટો ?

ઠાકોર—કેટલો મોટો ?

રંગલો—બહુ મોટો !

ઠાકોર—કેહેને, હાથી કેટલા, ઘોડાં કેટલાં હતાં, ઉંટ, રથ, વેહેલ, ગાડાં, પાળા, એ કેટલાં કેટલાં હતાં ?

રંગલો—બસ !

ઠાકોર—બસ તે કેટલાં ?

રંગલો—એકે નહી !

ઠાકોર—તું તો કેહેતોતોને કે સંઘ કહાડયો હતો.

રંગલો—એક ખેતરૂં હતું તે ઘરેણે મુકી, છોકરાંને રજળતાં કર્યાં ત્યારે જાત્રા જવાયું. ફાટા ટુટા પગમાં જોડા, માથે જુની પાઘડી ને અંગમાં થીગળાવાળો ડગલો પેહેરેલો, હાથમાં લાકડી ને કંમરે ખાંડું, એવા વેશે નિકળ્યા. મારો ડોસલો જોડે ચાકર થઇને, ગયો. અમલપાણી કરે રોટલા ખાય ને હીંડયા જાય. ત્રણ ગાઉ રેવાજી રહ્યાં ત્યાંને મુકામે તમારા દાજી રોટલા ઘટતા હતા, ને મારો ડોસલો પાણી ભરવા જ્યાતા, એવામાં તીરથ આવ્યું.

ઠાકોર—તીરથ તે શું ?

રંગલો—તીરથ એટલે ઘધાડું. તે ચોકામાં પેઠું ને કેમે કર્યું જાય નહીં. તમારા દાજીએ પાડી બુમ. મારો ડોસલો દોડી આવ્યો, ને ઘધેડાનો એક કાન ઝાલ્યો, તમારા દાજી બીજો પકડયો, ને બંને મળી ખેંચતા ખેંચતા વેગળે તેને મેલી આવ્યા. તેથી હું તમારો ઘધાઇ ભાઈ કેહેવાઉં.

ઠાકોર—ઠીકતો મારો દાજી ને તારો ડોસલો બેએ મરી ગયા, હવે આપણી સગાઇ ઉતરી.

રંગલો—લોને ફરીને આપણે ચડતી કરીએ.

ઠકરાળાં—સાંભળોછો રંગજી ઠાકોર, પાણી નહીં જઈએતો ઠાકોર પીશે શું.

રંગલો—તરશે મરશે.

ઠકરાળાં-પાણી ભરવા હમે ગયાં તેમાં આમારો વાંક નથી.

રંગલો—ત્યારે કોનો છે તે કહી દેખાડો.

ઠકરાળાં ઉભાં થાયછે ને ગાયછે. ભુંગળીઆ ભુંગળ વગાડેછે. ચાલ દેશી. આની હો ઠાકોર કાંઇ એમાં મારો વાંક નથી; આની હો ઠાકોર હુંતો પાની ગઇ પસ્તાની રે રામા; આની હો ઠાકોર છોડી ધાયણીના કામ રામા; આની હો ઠાકોર આપણા કાકાજીના કામ રામા.

રંગલો—રોહો, રોહો, બધા છાના રોહો. તમે મને કાજી કોહોછો તે કેમ. હું તમારો કાકાજી શાનો ?

ઠકરાળાં— રંગાજી ઠાકોર, તમે કાકાજી કેમ નહી. તમારે હમારે પીયરની સગાઇ છે.

રંગલો—હુંતો સાસરાની સગાઇ રાખુંછું.

ઠકરાળાં—ત્યારે પીયરની ખોટી ?

રંગલો—ના ખોટી કેમ, હું બેએ રાખુંછું, એક કાયાની બે સગાઇ.

ઠકરાળાં—બે કેઇ ?

રંગલો—માથાથી કેડ સુધીનું અડધું શરીર પીયરનું, ને બાકીનું અરધું સાસરાનું.

ઠકરાળાં—બે જુદાં કરોને.

રંગલો—ના તેમ ના થાય.

ઠકરાળાં—રંગજી તમે જાણોછો ? આ ઠાકોરને પરનારીપર ચીત લાગ્યું છે. ગાયછે આની હો ઠાકોરનું પરનાર ચીત લાગ્યું રે, મારૂં તણેકરી દીલ ભાગ્યું; તમે જુઠા ગજી હાથ વાગો, તમે મુજને મારી ઘેર જાઓ. ઓ જીરે જીરે તમે સનેહેરી સીદ લગારો રે રામા, તમે સનેહેરાના વેરી રામા. ( ચડાવેછે ) સ્નેહેરાના વેરી રામા, સ્નેહેરાના વેરી રામા.

વેરી રામા, સ્નેહેરાના વેરી રામા. ” એસા થઇ તા થઇ. પડદો કરી ઠકરાળાં માંહે જાયછે.

ઠાકોર—હે રંગલા, આ ઠકરાળાંએ મારે માથે જૂઠું કલંક મેલ્યું છે. હમે એમાંનું કાંઇ જાણતા નથી. પરનારીમાં જાણતો હોઉતો સોગન ખાઉ.

રંગલો—ખાઓ સોગન.

ઠાકોર—કલેડામાંની સલ્યા મારે હઇએ પડે.

રંગલો—કલેડામાંની સલ્યાતો મારે હઈએ પડે ને જોડે વાડકો દાળ; પેલો પથર તમારે હઇએ પડે એવા સગ ખાઓ. ભાભીજીને કહુછું એ વના બીજા ખાઓ.

ઠાકોર—લે ફરીને ખાઉછું. હે સુરજ નારાએણ જો હું સાચો હોઉતો મારે દીકરા થાજો ચાર.

રંગલો—છી, છી, ભુલ્યા, ભુલ્યા ઠાકોર, પાંચ જોઇએ ને ચાર કેમ બોલ્યા.

ઠાકોર—પાંચ કેમ અલ્યા ?

રંગલો—ચારતો તમે મરશો ત્યારે ખાંધ લેશે, ને પાંચમો હોયતો દુણી લે.

ઠાકોર—તારે તું પાંચમો. તું અમારા ઘરનો ચાકર એટલે દીકરો ખરોકને.

રંગલો—તે ખરૂં. પણ મારામાં એક કટેવ છે. હુંતો મડદાને સમજાવુછું.

ઠાકોર—તારો બાપ મરી ગયો ત્યારે કર્યું હતું ?

રંગલો—હું તાંહાં નહોતો.

ઠકરાળાં પડદા બાહાર નીસરી ગાય છે ને કહે છે—

રંગલા અમારે ઠાકોર જોડે રોસણું થશે, રંગલો જવાબ દે છે કે ઠીક, રોસણું ગાઓ. ઠકરાળાં ગાય છે

ચાલ દેશી. "જીરે જીરે અબોલા લીધા રે રામા, વેગલા રહેજો રે રામા; હાંથી પરો જાને રામા, અરે મારી સોકના ભંભેર્યા રામા, નજરે ના આવે મારા વેરી, ઓ જીરે નજરે ના આવેરે મારા રામા; જીરે જીરે અબોલા લીધારે રામા." એ છેલો બોલ ચડાવીને ગાય છે, ને રોય છે. ઠાકોર વળગવા જાય છે તેને ઠકરાળાં ખસેડી દેછે. પછી બે જણા લડે છે. ઠાકોરની ઢાલ છીનવી લે છે. રંગલો ઠકરાળાંની તરફ થાય છે. ને ઠાકોર ઉપર પોતાનાં પાઘડી લુગડાં ફેંકે છે, કુદે છે, ધુણે છે ને લોકને હસાવે છે.

ઠકરાળાં—રંગાજી અત્યારેને ઠાકોરને રાઢ થઇ તેવારે તમે ક્યાં ગયાતા ?

રંગલો—હું મારા ભાનરીજાની વહુને તેડવા ગયોતો. હોતતો બચકાં ભરત.

ઠકરાળાં—હું ને ઠાકોર સોગટાની બાજી રમતાંતાં તેમાં ઠાકોર જુઠી ચાલ ચાલ્યા, તેથી રાઢ થઇ. અમે, ને ધારણી, ફુમતી, રાયસેલ, અમલાણી એ સૌએ મળીને ઠાકોરને માર્યા, ઠાકોર નાસી ગયા. અમે ઢાલ પડાવી, પણ તરવાર લઇ નાઠા. જાઓને તરવાર લાવોને, સમજાવીને છેતરીને લાવજો.

રંગલો—જાઉં બાબીજી લાવુછું, એમાં મોટું શું કામ છે.

ઠકરાળાં—જાઓછો તો હું તમને સીખામણ દઉછું તે સાંભળો. ઠાકોર રાડી કરીને ગયા છે, હજી અમલ નહીં ઉતર્યો હોય, તમે તરવાર લેવા જાઓ એટલામાં ઠાકોર તમારૂ માથું વાઢી નીચે પાડે તો બોલશો નહીં હો. હું તમને રૂપીઆ દશની પાઘડી બંધાવીશ.

રંગલો—માથું પડ્યા પછી પાઘડી કાંહાં બાંધુ? ઢેંચણે બાંધુ ?

ઠકરાળાં—હાથ વાઢે તો બોલશો નહીં હું તમને સોનાનાં કડાં પેરાવીશ. ( વગેરે કહે છે ) જાઓ તારે ગાતા ગાતા જાઓ. રંગલો પરભાતીઉ ગાતો જાય છે. જાગીએ ગોપાળલાલ, કેસરીઆનો ભેનો રે. ઠાકોરને ઝવાર કરે છે.

ઠાકોર—આવ રંગલા આવ્યો, કેમ આવ્યો.

રંગલો—આપણા દરબારમાં ભજકચથી જીવો સરાણીયો સારી સારી તરવારો લાવ્યો છે, તેથી તમને ઠકરાળાંએ સંભાર્યા છે. તે કહે છે ઠાકોરની તરવાર ઉતરી ગઇ છે, તે બદલી નવી લેવાને મંગાવી છે. તરવાર આપોતો બદલાવી લાવું.

ઠાકોર—અમે ખતરી હથીઆરાં વગરતો નહીં રહીએ.

રંગલો—લો આ લાકડી. એમ કહી તરવાર ઝુંટવે છે. ઠાકોર મુકતા નથી.

રંગલો લઇ લે છે ને કહે છે એ લઈ ગામનાં ઢોર ચારી આવો, ને મારો આખલો પણ ચારજો. જુઓ આ ઠાકોર ગોવાળીઆ થયા!

ઠાકોર—લાકડીમાંતો નવ ગુણ છે તે સાંભળ આંધળાની આંખ, પાંગળાનો પગ, જે ઘેર નાર કભારજા તે ઘેર દંડ સભાવ, કુત્તા મારન, ને કુનર સાસન, જળ તારણ, છોરૂ, ગોરૂ, ને સરપા હાંકલીઆં; કવિગદ કહે સુણો, ઠાકરો નવ ગુણ લાકડીઆં.

રંગલો ઠાકોરના હાથમાંથી લાકડી પણ ખુંચી લઇ નાસી જાય છે, ને ઠકરાળાં કને આવી કહે છે, જુવોને આ તરવાર વેચાતી લાવ્યો કેટલી કીમતની છે.

ઠકરાળાં—લોઢાની શી કીમત! એનું શું આલ્યું. રંગલો મશ્કરી કરે છે, ઠકરાળાં તરવાર ખુચી લઇ તેને મારી

ાઢે છે રંગલો ઠાકોર પાસે જાય છે.

ઠાકોર—હે રંગલા, તરવાર લાવ્યો ?

રંગલો—હે રાજ, દરબારમાં બઈરાંએ લઇ લીધી.

ઠાકોર ઠકરાળાંની પાસે તરવાર માગે છે પણ તે આપતાં નથી તે વારે સમજાવવાને આ પ્રમાણે કહે છે.— કામની કેહે વાલમ કહે વધુ ચાલવું, હુવો તે પ્રાતસકાળ; પેટી જસર ને વેહેલા આવજો, આજી ઢાળ હો સંભાળ. બગદો ખંજર બકડો, દો ધાબંકડી, ધનુષ ને તરવાર; કગરી છરી ચુકણી, ધાયો શીવણી ધામ; ઝ- ી તરવાર; કટાર ને વાઘ નખ, ઉપટ પટ આમ; ઢાલ શેલ લર કટાર ને કામડી, ધનક ને કબાન; દોરી ગુપતી ધાયોટી, સુરબાણ ત્રસુ ઠોલી; ધનક નાગણી ને ટકોરા, છકડ તબલ ત્રાટક; કતલી મુસલી, નયો ચક્ર તે પાંતરીશ; કવિગદ કહે સુણ ઠકરાં ઓસાણ આયુધ એ છતરીશ. અંગે આયુધ ભીડીયાં, જાવું પરદેશા માંહે; કર લેઇ પટ ભીડીયાં, તારી કામની કસા સાહે. હરીએ હથીઆર બંધાવીઆં, દુરીજન કરે કાજ; જીણે બાંધે રણ જીતીએ, તે કેમ છોડું આજ. શો કેમ છોડું આજ, તું સાંભળ સગુણ દેહ નારી; જીને બાંધે દશમન કાંપે. તે કેમ છોડીએ તરવારી.

પણ ઠકરાળા માનતાં નથી ને તરવાર આપતાં નથી ત્યારે ઠાકોર તેની સાથે લડે છે ને રીસાઇ જાય છે. રંગલો ટિખળ કરી લોકને હસાવે છે. ઠકરાળાં ઠાકોરને મનાવવા જાય છે ને ગાય છે. સકળ સગા રળીઆમણી, માર રામાને મનાવવા જાઉં; ઓ જીરે જીરે અબોલા રાજ ભંગાવો. જીરે ઠાકોરાને ચડવાને ઘોડા ઠકરાળાંને દોઆ જોટડીઓ; ચીર જ્યારે લાવશો ત્યારે હસીને બોલીશું, હસીને બોલીશું તે ટાણે. તા થઈ ના થઇ.

ઠાકોર—હે રંગલા, હવે અમલ ઉતરી ગયાં, ધારણીને બોલાવો કસુંબો કાઢે ને પાય. હે છોરી ધારણી અમલનું પોતું. પાણીનો છાગળ લઇને હેંડ.

છોડી નથી આવતી તે વારે રંગલો કહે છે, અરે રાંડ ધારણી, ગુલાગડી આવને. તોએ નથી આવતી. ઠકરાળાં બોલાવે છે એટલે હાથમાં કંકુની થાળી ને પાણીની છાગળ લઇને આવે છે. ત્યારે ઠકરાળાં ગાય છે ધારણી તું વેહેલી આવે, અમલનાં પોતાં લાવે; સાકર હોયતો લેતી આવેરે, અમલનાં પોતાં લાવે;

ઠકરાળાં—ધારણી તુ કહીં ગઈતી?

ધારણી—મુંબાઇ ગઈતી. તાંહાં બાર મહીનાએક કંસારાને ઘેર રહી. આ બે ભુંગળીઆ. એ કંસારાના દીકરા છે.

ભુંગળીઆ—ચલબે સાલી જુઠી. આ બે ભુંગળો કંસારાની બનાવેલી ખરી. અમેતો ભવાયાના બેટા છીએ.

ધારણી—મુંબઈથી સુરત આવી. ત્યાં ડબગરને ઘેર રહી. તેનો દીકરો આ પખાજી.

પખાજી—જુઠી રાંડ જુઠી. પખાજ ડબગરે મઢેલી. હુંતો ભવૈયાનો દીકરો છું.

રંગલો ને ધારણી લડે છે, ને ઠઠા મશકરી કરે છે પછી જાય છે. ઠકરાળાં ગાય છે તારો કસુંબો કેસરવર્ણો, અગલ ભાંગ આરોગો મારી નણદીના વીરા. હાંજી આરોગોરે (ચડાવીને) તા થઇ તા થઈ.

ઠાકોર—હે રંગલા, અમલ વના અમલીઓ, નિરધનને શીઆળો; અમલ વીના અમલીઓ, ઘોડો ચડ પાળો, અમલ વીના અમલીઓ. દુધ વિના બાળો;

અમલ વિના અમલીઓ, ઉનાળો અંગારો. હે રંગલા,
અગલ ખાજે અમલીઆ, ગાતા થાજો મલ, રાયાંજાદાં
રમાડવા આયો તઠ અમલ. કોટ ઉપર કાંગરા, ઘેંઘ ઉપ-
ર ઢાલ, એમ રણ વચ્ચે અગલી ફરે, જેમ મોતી વચ્ચે
લાલ. બના સારાં સુખડાં, ઓર સુખડાં અવલ; ઈણી વ-
ખત થાને ઇયાદ કરાં થેં આજો સેણ અગલ. ગડદાંતણી
હોય ગરજના, મલ અખાડે ગલ; ઇણી વખત થાને ઈ-
યાદ કરા, થેં આજો સેણુ અગલ. સાંઝ સમે કાગની મ-
દમાતી, કંથ મળવા ઉગંગ ધરે; કામની કીકી કરે કેગ
કાળી, જેતા પીયુ ના રાતડી આંખ કરે. રાતડી આંખ
ને રગ પણ રાતો, રાતો માતો આવ બણી; ધોળી આંખ
ને દીલ પણ ધોળો, પછે ધોળે મુઢે માં આવ ધણી. શી-
રા પૂરી સાકરાં, આછો ભાત અગલ; જંબા કેરી જુગત
બની, તઠ આયો સેન અગલ. સોફીડાની નાર, નત ઉઠી
જથ્રડા કરે; તું તારાને વાર, ગારેતા પીધે સરે. જલહરન
બલ હરન, કામ હરન ધ્રવ હરન; અમરત છોડ બીખ
ખાન પીયા, કોન ભલપન જાન. ધડતોડન, ગૂખ મોડ-
ન, સેજ રમાવન સામ; અમરત છોડ બખ ખાત હે, ત-
રીઆ ઓઇ બાલપન જાન." એના પછી કસુંબો કાઢે છે
ને ઠાકોરને પાય છે, તથા ગાય છે—એકવાર લોને રામા,
બીજી વાર લોને રામા, ત્રીજીવાર લોને રામા. હોજી ઇયો-
ને રામા (ચડાવીને) થઇ તા થઈ.

ઠાકોર દકરાળાંને કહે છે તમે પીઓ ત્યારે દકરાળાં
કહે છે સકળ સભાને તમે જઈ પુછો કોઇ બૈરાં અગલ
આરોગે, મારી નાણુદીના વીરા. જીરે પેટમાં દુખે રામા રે.
થઈ થઇ તા થઈ. (બંનેને સહલા થઇ.)

ઠાકોર—હે રંગલા હાલો હાલો જે નર હુવા, રા-

ખ્યા નવ રહંત; મન ઘોડે ચિત્ત પીંગડે, તાણી ભીડ્યા તંગ. રાણા ભેમસંગજીના પટા લખ્યા તે માટે હમે ઘેર રહેવાના નથી. ઠકરાળાં તેને ઘેર રહેવાને કહે છે ને મહિના ગાય છે.

**દુહો**—કારતગ માસ નહીં દઉં ચાલવા, કામની કહું કરજોડ; અબળા મન ઉલટ ઘણો, ગોરી ઉભી આળશ મરોડ. કારતગ માસ નહીં દઉં ચાલવા, શીળા હુવા પરવેશ; મારો પીયુ પરતાને જઈ રહ્યા, ઘેર અબળા બાળેવેશ. ચંતડામા ચોડા લાગીઓ, તરવર પોકર્યાં તીર; એણી રતે ઠાકોર ચાલીઆ, મારે નયણે ઢળીઆં નીર. ગાણું. જીરે જીરે રાજ રોહો રોહો રે, જાવા નહીં દઉ રામા, રાજ મારા અવગુણ પાલવ ના બાંધોરે રામા. એવું મેલી કેમ ચાલસો જીરે જીરે રામા.

ઠાકોર—હે રંગલા, આ કારતગ મહીનો ઠકરાળાંએ વખાણ્યો તે કારતક કહેવો છે તે સાંભળો-કારતક મહીને ચાલશું, અબળા મેહેલો વાદ; સાથીડા સુંઢાવશું, શુભ ચાલશું પ્રભાત. કારતક આગળ ને રવી નિરમળ, જગહી અંતર જળકજળ; કાજળસર દીપઆળ વસ્ત્ર ઉજળ, મનમે મનજન, સફળ અંગ સકોમળ; તરણી ખોહોબળ, કંઠ એકાવળ, ગુજગળ, રતનજળ, રૂપ સબળ, તરીઆ હુઈઅત શળહળા સમાન, પાતળ રે મન રેન ખટકે એની રત.

**દુહા.** કારતક માસે અમે ચાલશું. કાંકરો કલપંત; કાલ અમો ઘર આવશું, હઈએ હરખ ધરંત. કુમ કુમ લઈ કરો ચાંદલા, સઈઅરો મળી વધાવીએ; અસાઈત મુખ ઓચરે, કુશળખેમ ઘેર આવીએ.

ઠકરાળાં—માગસરમાં નહી દઉં ચાલવા, અબળા

રામદેશનો સ્વાંગ

બાળેવેશ; ગ્રેહ વાર્યું નવ કરે, પીયુ કાંહાં ચાલ્યા પરદેશ.
ગાણું. માગસર મન છે માહેરૂં, મારૂં ચિત ના રહે ઠામ;
તમે જુવો જાણ્ય જોશીઓ, એક વાત પડી છે વરાંશ.
આંખડીનું કાજળ લળી રહ્યું, મારે અંગે ચીર ના સોહા-
ય, એની રતે ઠાકોર ચાલીઆ, મારી ભરીઆ જોબન
જાય. જીરે જીરે રાજ રોહો રોહોને જાવા નહીં દઉં. રાજ
મારા અવગુણ પાલવ ના બાંધો. એવું મેલી કેમ ચાલ-
શો, જીરે જીરે રામા.

ઠાકોર—માગસર માસે અમે ચાલશું, તમે રહે ના ધરશો
આશીશ; શુભ સકને અમે ચાલશું, તમે રહે ના ધરશો
રીશ. હુઓ પગસર મગસર. શીતડમર, તપેતમર, તેલ મ-
શલ, ઘોમ અગર, પસર મસર; નારી નર, ઉત્તરવાને દખે
હોનીઆર, દખણુતર, પરતુછતે વધીઆ તગર, ચોલવળાવે
પળવટ, શળહળા સમાન પાતગારે, મન રેન ખટકે એની રત.

ઠકરાણી—આગે ઓરડે પોઢતા, નથી ચાલ્યાનો મો-
ખ; એણી રતે નહીં દઉં ચાલવા, ઘેર ગાળો મહીનો
પોસ. પોસ માસની પ્રીતડી, ખરી દોહેલી જાય; મઠ મ-
રતમાં મેલી ગયો, કેમ કરૂં મોરી માય. અબળા તે જુવે
એકલી, આળસ થાય ગારે અંગ; એણી રતે ઠાકોર ચા-
લીઆ, મારા જોબનીઆના દન. જીરે જીરે રાજ રોહો રોહોને જાવા નહી
દઉં. રાજ મારા અવગુણ પાલવ ના બાંધો. એવું મેલી
કેમ ચાલશો, જીરે જીરે રામા.

ઠાકોર—હે રંગલા, રાણીએ પોસ વખાણ્યો, હવે હ-
મે વખાણીએ તે સાંભળ. પોસ માસે ચાલશું, તાણી ભી-
ડ્યા તંગ; અબળા મને આરત ઘણી, પીયુ મળવા ઉછં-
ગ. કુપહી નીર કળ કળે, અન કળકળ કામની ઉર, ક્ષુવર-

તો હીર ખીર ધરે, અંતઃકરણથી અમરત ઝરે. ખાણું ના છંડુ તરીઆ નામ, નાગ ખણું રાફ ન છંડે; પુરણ પોસ જઠરા અગન, પાનરસ અનેક જાત શળહળા સમાન, પાતળરે મને રેન ખટકે એની રત. પોસે પ્રીત ન વીસરીએ, ને સુખે કરીએ પરીઆણ; ચંતે ચોળાના ધાલીએ, તમને દાજી કેરી આણ. હઠીલી હથીઆર બંધાવીએ, કે અમે સકન માગીને સધાવીએ.

ઠકરાળાં—માહા માસે નહીં દઉં ચાલવા, તપે તરૂણીનો તેજ; ભમર ભોગી સાહેબા, આપણુ રંગભર રમશું સેજ. કામની કહેરે હું કેમ રહું, આ વીહીલો માહા એક માસ, મારા પીયુ સંગાથે એક પ્રીતડી, રંગ ભીના રહ્યા અવાસ. જીવશે તે જાણશે, જોબન હશે વીનાશ; એણી રતે ઠાકોર ચાલીઆ, મારે રેણુ જાય ખટ માસ. જીરે જીરે, રોહો રોહો.

ઠાકોર—માહા માસે ચાલશું. મેગળ બાંધ્યા બાહાર; ઊંટે હાથર ભીડીઆ, ને કામની સજે સણગાર. જેની રતે અનળ ન ફરહરે, તેની રતે થરથર રહે અનળ; કયુ-એકે વા વાય શીતળ, કયુ એક તરવર ઝરે, કયુ એકના ઝરે. નકો દન ભયા પળવટ, શળહળા સમાન, પાતળરે મને રેન ખટકે એની રત સમાન. માહા માસે આવી મળી, ને લાવી ચોસર હાર; કંઠે હમે ઘાલીઓ ને તલક ર્ક્યાં વીશાળ. ગોરાંદેહ કંઠ વળગી રહી, અમે તેથી સુખ પામ્યા સહી.

ઠકરાળાં—ફાગણ માસે નહી દઉં ચાલવારે, કામની કહે સુણ કંથ; અબીલ ગુલાલ ઉરાડશું, આપણે રમશુ માસ વસંત. ફાગણ માસ ફરૂકીઓ, કેશુ કરે કલોલ; જેમ જેમ વાલમ સાંભરે, મારા નેણુ ફમ ફગ લોલ. જળવટ

ગયાં કેમ વીસરે, તરવર પોંચ્યા કંથ; એણે રતે ઠાકોર
ચાલીઆ, મારા સુનાં રહ્યા વસંત. એ જીરે જીરે.

ઠાકોર—ફાગણ માસે ચાલશું, આવી રત વસંત;
અબીલ ગુલાલ ઉરાડશું, નારીઓ કરશે નરત. ખાખર
ખર્યા ને કેશુ ફુલ્યા, કુપળ તરને ફુલ ઝર, રંગ કેશર અ-
રગ અરગ, ગુંઝ ભમર કોકીલા શર પરમળ, પરમલ ના-
રી નેન ભત ફાગસો, ફાગ શોભાગ દન કેશર ભંગન તે
રગત ભંત શળહળા સમાન, પાતળ, મને રેન ખટકે એ-
ની રત સમાન. ફાગણ માસે ફાગ ખેલતી, આવી ગોરાંદે
પાસ; કેશર ઘોળી કળશ ઝારી ભરી, સાત સાહેલી સાથ.
અબીલ ગુલાલ બહુ છાંટતાં; મન ગમતી ગોઠ અમે
આપતાં.

ઠકરાળાં—ચૈતર માસે નહી દઉ ચાલવા, ધુપ પડે લુ
વાય; દમરા મરવ કેતકી, કાગની કંઠ ના સોહાય. ચૈતર
માસની છાંયડી; ચંપક મોરી મોરી જાય રે; ચુવા ચંદન
અરગજા, મારે અંગે તેલ ના સોહાય રે. અંગે તે મારે
નેહ ઘણો, સ્વામી પધાર્યા ગામ; ટચલી આંગળી કેરી સુ-
દ્રકા, લલીવત લાગી બાહે. ચૈતર ચંપો મોરીઓ, મોરી તે
દાડમ દાખ; આંબે સુડા ચગમગે, કોયલ સરૂએ સાદ.
લાખ લઇને સાટવો, એટલી મુજમાં હાણ; ટચલી આં-
ગળી કેરી મુદ્રકા, લળી આવી ગોરાંદે બાંહ. જીરે જીરે રા-
જ રોહોને જાવા નહી દઉં.

ઠાકોર—ચૈતર માસે ચાલશું, પાદર મોરી મોરી જા-
ય; આબળા મન આરત ઘણી; મને ઘર રહો ન સોહાય.
ચૈતર વન પછે પવન, ફળીઆ ફળકે દન, સુજ જોબન
તુજ દન. ગળે ચંદન છાંટીઆ, ભમર શીર ગુંજઆણ,

નીશા ઘટે ને દન વધે સુરજ દે લગન; નીકોદન ભયા પ-ળવટ, શળહળા સમાન, પાતળ રે મને રેણુ ખટકે એની રત સમાન. ચૈતર માસે ચંતા તજો, ફાં સહો આંસુ ધાર; સાથી જુવે ભાગોળ વાટડી, મુકો હઠ થાય અમને વાર. મુખથી કહો તમે જાઓ, ને માતુની સહુ મંગળ ગાઓ.

ઠકરાળાં—વૈસાખે વન મોરીઆ, મોરી તે દાડેમ દ્રા-ખ; એને વન સુડીલા ચગમગે, કોયલ સુણાવે મધુરો સાદ. વૈસાખે વને મોરીઆં, મોરી તે દાડેમ દ્રાખ; મોરી તે મરવા કેતકી, મોરી તે આંબે સાખ. કોએલડી કલવલ કરે, વનમાં તે અતી ઘણી ભીડ; એણી રતે ઠાકોર ચાલી-આ, હઇડે જોબનીઆની પીડ.

ઠાકોર—વૈશાખ માસે ચાલશું, સળેખાના કાહાડયા આહાર; ઘોડે જીન માંડીઆં, હઇઆં અનઝાર વાર.

વૈશાખ જમીઅણુ, છળળળ છતીઅન, તેજતો અ-નળ, ને વેળતો ઓતમ ફળે બોહોબત, ગળે ચંદન ચા-તુરી, તતખયન, નેત્ર ટાડો પદમની, આમ રસ ભંગ રસ, કોકમ સરસ, ગ્રહે ગ્રહે સુડા નાના પંખ ગત, શળહળા સમાન.

ઠકરાળાં—ધુપ પડે ને તન તપે, જાલમ મહીનો જે-ઠ; એણી રતે કેમ ચાલશોજી; ગોરી ઉભી છજા હેઠ. જે-ઠ માસમાં જળ ભલાં, ને ભલાં તે આંબા વન; ભલી તે સજન ગોઠડી, ભલાં તે ફોફ્લ પાન. આગે તે પંડીત ભા-ખતા, જોશી તે જોતા જોશ; નાવલો તમારો આવશે, તુ-મે રદે ના ધરશો રોશ.

ઠાકોર—જેઠ માસે ચાલશું, આંબે પાકી સાખ;
અનેક ફળ તાંહાં આવશે, મીઠી દાડમ દરાખ.

સરોવર નીર ખેચીઆ, આંબાગળ વેડ વમળ, ફળે

રાગદેશનો સ્વાંગ.

દાડેમ, સફળ ફળ, જણ જાય જેઠ તણ આગે સળી રસ,
તે ભણે કવિ કીરત ભત. શળહળા સમાન.
દકરાળા—ઝરણુ ઝરે ને તન તપે, વીજ તણો ચ-
મકાર; એણી રતે કેમ ચાલશો, પીયુ આવ્યો માસ અ-
શાડ. માસ ભલે આવીઓ, ઘટા ગરવા વરસે મેહ; બ-
પૈઆ પીયુ પીયુ કરે, ને કાયર કંપે દેહ. એક અંધારી
ઓરડી, દુજે વીજ તણો ચમકાર; એટલાં વાનાંતો ભલાં,
જેને મંદીર હોય ભરથાર. ઓઈરે જીરે.
દાકોર—અસાડ માસે અમે ચાલશું, ગાજે વીજ
ઘનઘોર; બપૈઆ પીયુ પીયુ કરે, ગીહા બોલે મોર.
જાગરી અગર ડમર, ઘોરહી બાદલ લીલ ઘટા, આ-
ઝુક પીયુ પીયુ ચસે, બીખ બીખહી દાદુર વટ, ઝણ ઝણ
ઝગે, જળ આગળ નિજળ ઝરે, ઘર ઘર ઘરકે મોર, કરે
કોયલ કેકો, સર પરગલ, ભરવા સરોવર લહેરગાર ઘડ
આશાડે એની ઝટ. શગાહળા સમાન.
દકરાળાં—શાવણુ માસે નહી દઉં ચાલવા, ભીજે તં-
ણુ દોર; ડુંગર ચોદેશે તાણીઆ, જીણા જીણા ટઉકે મોર.
શાવણુ માસની સુંદરી, ગોરી ઉભી સરોવરીઆ પાળ; વે-
ણુ રાગડી સગારે, નાકે મોતી ઝાક ઝમાળ. લેલાવટ ટી-
લડી શોભતી, કંઠે એકાવળનો હારજી; સોળ વરસની સું-
દરી જુવે, નાવલા કેરી વાટજી. શાવણુ માસની સુંદરી,
ગોરી ઉભી સરોવર પાળ; મુખ નિહાળે પોતાતણું, વેણુ
રાગડી શુંગાર રે. ડુંગરીઆ દશ આંગમાં, મારગ વસમાં
ધાર; સરોવર ઉભી સુંદરી, જુવે નાવલા કેરી વાટ.
દાકોર—શાવણુ માસે ગાલશું, નવી આવી સાલ;
પરભુ પાર ઉતારશે, ઘેર આવીશું કાલ,

શાવન ખીન ખીન, શાવન ઘોર ધરન લીલવરણ, હરણુ વરણુ પંગરણુ સોહી જડે ચુડે બરન સોરન સોહીજે, રાગ મલાહાર મન મોહીજે, ધડીઅર પગબત શાળ હળા હળ.

ઠકરાળાં—રામ ઘન ગાજે ને અમરત ઝરે, પીયુમળવાની આશ; એણી રતે કેમ ચાલશોજી, રાજ અબળા મન ઉદાશ. ભાદરવો ભરથાર વના, મને દિન દોહેલો જાય; દહી દુધ અતી ઘણાં, સવાદ સઘળા થાય. સખર અંબર છાયલો, ઘટા ગરૂઆ વરસે મેહ; એણી રતે ઠાકોર ચાલીઆ મારી દુખે દાજે દેહ.

ઠાકોર—ભાદરવે અમે ચાલશું, જોશીએ જોયા જોશ;
પારકા પટા લખાવીઆ, તમે રદે ન ધરશો રોશ.

ભાદરવો ખનું એક ઉજળ, ખતું એક લીલો ને ખતું એક પીળો, ખતું એક વરસે ને ખતુંએ રેહે, ખતું એક માતા લીલી રત. શાળ હળાહળ.

ઠકરાળાં—આસો માસે નહી દઉં ચાલવા, નવ દહાડા નવ રાત; દસેમે દસરા પુજશું, આપણે રમશું કાળી ચોદશની રાત. આસો માસ દીવાલીઆં. ઘેર ઘેર મંગળ ગાય; તમે ઉઠો સઈઅર સલક્ષણી, કાપડ પેહેરો સાર. મારે આગળ વાવું એલચી, તોરણ નાગરવેલ; બારે મહીને ઠાકોર ના આવીઆ, મારે મહીરે વળાવી મેહેલ.

ઠાકોર—રજપુતાના બેટડા રાખે પરાયાની વટ; ઠકરાળાં મનાવે ઘેર ના રહે, ઈમ કહે અસાઇત જાત. આસો ઉજળ ને તુછ જળ. સાથ વમળ, સમુદરા રંગી વાદળ, ફુલ્યા કમળ, નકોદન ભયા પળવટ. શળ હળાહળ.

ઠકરાળાં—સાંભળોછો રંગજી ઠાકોર. ઠાકોરના રહ્યા એટલે અમે ઠાકોરને જમાડીશું.

રામદેશનો સ્વાંગ.

જમાડજોને.

રંગલો—હું રેહેવાનો છઉં ને મને જમાડજોને. ને મન ઠકરાળાં—સાંભળો, સાંભળો; ચીત્ત સુરમુ ને મન ચોખતી, લાગશી, ઉપર ઘીની ધાર; કોળીએ કોળીએ હું ચોખતી, દીવસમાં દશવાર ઠાકોર ચાલ્યા ચાકરી, મને મેલી નોધા-રી; મુજ સરખી રાજ તમને નહીં મળે, કોક મળશે ધુતારી. ઠાકોર ચાલ્યા ચાકરી, ઉપલાણે પલાણ; જીને સારા-વર મુયાં મોતીઆં તે પચરા લાલ સોરંગ કાંકન વેચું રા-જ ઘેર રહો, વેચું હઇઆનો હાર; ઘેર બેઠા મોજ માન-જો, મુજ નોધારીનો આધાર. સુરજ હું તને પુજતી, કર-તી આદીત વાર; ઘડી બેચાર મોડા ઉગજો, મારો પીયુ છે ચાલનહાર. કુંકડીઓ સરવે ટોળે મળી, દશ ને વીશ; તો પરણ્યો ઘેર નહીં, તેની ગોરી ચંપે ઈશ. મોતી ગ-ગ ગગ જેવડાં, તેના આડા આવળા વેહ; જીજવા ગાઆ-પનાં જોરવાં, તેના આવડાશા નેહ. મોતી ભાગ્યું વીંધતાં, ગન ભાગ્યું ક્બોલ; લોક કેરે બોલડે, પરણ્યા બાંધી પ્રીત ન તોડ. રાગ મારે મન મોતીનું જુગાણું, હું પરવાળી વેલ; જો ગન ના માને પીયુ તાહેરૂં, તો મારે મહીગેર વળાવી મેલ.

રાણી બોલેછે.

ઠાકોર દીઠ્યા તે વારે શુકનનો દુહો હોય;
ડાબેથી દેવા ઉતરે, ને જમણે દરગાન હોય. ને ગંજે કોય.
તાંબાં પગ દેજો પેંગડે, તગને વેરી ના ગંજે કોય.

પછે વલામણુ ગાય છે. રાગ સામેરી. (ચડાવીને) ઉભા ઉભા લાગા લાગા જાઓને રે રામને વળાવીઓ. ઉભા ઉભા વડ પીપળીઆની છાંય, નોગુ સલુણી ગોરાંદેને ત્રેહ ઘણો. આડાં આડાં ડુંગરાં રે રામ તમને ઉતરે, હરણા તારે કોટ ઘુઘરમાળ; સોને રે મઢાવું હરણા તારી શીંઘડી, મારા રા-મને પાછો વાળ. નોગુ સલુણી ગોરાંદેને ત્રેહ ઘણો, ડુંગરી

એ ચડીને રે રામ તને જોઇશું, મારા રાજ, ડુંગરીએ છે દેવા કેરા વાસ; ભુતળનું ભમતુ ગોરાંદેને ખીવરાવશે, હોશે મારા જોબનનો વનાશ. નેણ સલુણી ગોરાંદેને વ્રેહ ઘણો. જીને જીને આંગણે ગંગોદક નદી વેહે, તેની ગોરી છીદરીએ સીદ જાય; જીનો જીનો પરણ્યો રામ સરીખો પાતળો, તેની ગોરી મહીએરીએ કેમ જાય, નેણ સલુણી ગોરાંદેને વ્રેહ ઘણો. માન ફેરવીને હવે બીજી ઢાલ ગાય છે. વળાવી આવીને ઘરમાં રોય છે. સાગ સીસમના ઢોલીઆ, ડમરા મરવા તે વાએ સોવાએ; ઉપર રામજી પોઢતા, મૃગયાનેણી તે ઢોળે વાએ. પાદર મોરી રે રાજ પાદર મોરી રે, પાદર મોરી ફુલડે, વનમાં મોર્યાં કેશ, ગોરાંદે મોર્યા ભર જોબનમાં, જેનો પીયુડો ચાલ્યો પરદેશ.

ફરીને સંદેશો મોકલે છે, ઘોડો ને ઉંટ મોકલે છે તેનું ગાણું.

" સુંદરી સંદેસો મોકલે. ઘેર વલણુ કરો, જેના નાથ સામળીઆ. જીરે જીરે મારા અવગુણ પાલવ ના બાંધો રે રામા. જીરે જીરે પુરવની પ્રીત સંભારો રે પાતળીઆ. ચડવા ઘોડો હઇશલો, ડેરો લાધવારે ઉંટ રે રામા."

( વેશ સંપૂર્ણ. )

# સુરાસામળાનો વેશ.

રાગ સામેરી. એક સામેરીરે, દુજો શામવેદ, ત્રીજુ
નારાયેણ નામ, ચોથું વ્રત એકાદશી, પાંચમું ગંગા સ્નાન.
ઉંચો રે ધઢ દીસે દ્વારકાનો, પથરા લાખ કરોડ;
સામો રતનાગર ગરગડે, ત્યાં રાજ કરે રણછોડ.
માગણ જાજો માગવા, મન ધરજો મોહન;
રેવંત ચાલે કુદતો, પાવા પત ચુહાણ
ચાલો મન જઈએ દ્વારકાં, કરીએ ઉત્તમ કામ;
જાતાં ભેટીએ જાદવો, વળતા રાવળ જેમ.

સુરો પડદા બહાર આવેછે તે વેળા ગાવાની મેલણી—
મનના પ્યારા કેમ કીજીએ, આપણા રે મારી સઇએર,
મનરા પ્યારા કેમ કીજીએ આપણા રે મારી સઇએર." પછી
એજ ચઢાવીને ત્રણ ચાર વાર ગાય છે ને ફરે છે. પછી
હો હો હો હો એમ હોકારો કરે છે એટલે ભુંગળો વાગે
છે. પછી સુરો ઉભો રહે છે ને નીચેના દુહા બોલે છે.

ધન ધન મોહન નીધરા, ધન કુંવર લખ ધીર;
પાવેથી સાગ પ્રગટયો, અધ રાજવી હમીર.
રાખી ખતરવટ રજપુતાવટ, સબ ધીરાગાં સમધીર;
શરીર વીંધાણુ ભાલડે, તોએ નયણે ન ખંચે નીર.

હો હો ભાઇ નાએક આ વેશ કીના કહીએ ! સુરા
રાઠોડનો કહીએ. તે સુરો કયાં થયો ? જોધપરા રાઠોડ
જોધપરથી આવી સંખેડ *બાદલપર આવીને રહ્યા. માધ-
વ ને કેશવ બે ભાઇ હતા. માધવદેવનું સાસરૂં બેડેબાદ-
રવે. માધવદેવ એક દી જંબાને બેઠા તેવારે કહ્યું આજ-
મે સાંભળ્યું.
એવું
છે
પાસે
ડભોઇની

* એ ગામ ડભોઇની પાસે છે.

એ ચડીને રે રામ તને જોઇશું, મારા રાજ, ડુંગરીએ છે દેવા કેરા વાસ; ભુતળતું ભમતું ગોરાંદેને બીવરાવશે, હોશે મારા જોબનનો વનાશ. નેણુ સલુણી ગોરાંદેને વ્રેહ ઘણો. જીને જીને આંગણે ગંગોદક નદી વેહે, તેની ગોરી છીદરીએ સીદ જાય; જીનો જીનો પરણ્યો રામ સરીખો પાતળો, તેની ગોરી મહીએરીએ કેમ જાય, નેણુ સલુણી ગોરાંદેને વ્રેહ ઘણો. માન ફેરવીને હવે બીજી ઢાલ ગાય છે. વળાવી આવીને ઘરમાં રોય છે. સાગ સીસમના ઢોલીઆ, ડમરા મરવા તે વાએ સોવાએ; ઉપર રામજી પોઢતા, મૃગયાનેણી તે ઢોળે વાએ. પાદર મોરી રે રાજ પાદર મોરી રે, પાદર મોરી ફુલડે, વનમાં મોર્યા કેશ, ગોરાંદે મોર્યા ભર જોબનમાં, જેનો પીયુડો ચાલ્યો પરદેશ.

ફરીને સંદેશો મોકલે છે, ઘોડા ને ઉંટ મોકલે છે તેનું ગાણું.

" સુંદરી સંદેસો મોકલે. ઘેર વલણુ કરો, જેના નાથ સામળીઆ. જીરે જીરે મારા અવગુણ પાલવ ના બાંધો રે રામા. જીરે જીરે પુરવની પ્રીત સંભારો રે પાતળીઆ. ચડવા ઘોડો હઇશલો, ડેરો લાધવારે ઉંટ રે રામા."

( વેશ સંપૂર્ણ. )



ડીમાં પેઠી. બાવો કહે રંડી મોડી કિયું આઇ. અસ્ત્રી કહે ગાહારાજ મારો ઘણું આવ્યો છે. બાવો કહે રડો ભાંગ રગડ. અસ્ત્રીએ ભાંગ વાટી તઇઆર કરી બાવાને પાઈ. ને ગાંજાનો સલ્પો પણ પાયો. પછે બંને ઉંઘી ગયા. માધવદેવે એ સરવે જોયું. મારેલા વાઘનો કાન કાપી લીધો હતો. બંનેનાં ગળાં કાપવાને તરવાર ખેંચી, પણ વળી મનમાં વિચારયું કે રે રામ અસ્ત્રી હત્યા નહિં લઉં એકલા બાવાને મારૂં. મડીમાં જઈ બાવાના ગળાપર તલવાર મેલી ને ચાંપી તે માંથુ વેગળુ જઇ પડયું. પછી પોતે બારણે નીસરી એક ઝાડપર ચડી બેઠા. બાવાના લોહીએ કરી અસ્ત્રી જાગી, ને જોય છે તો બાવાને મારેલો ભાળ્યો. લઈ તરવારને બાહાર નિસરી. બે ખેતરવા આણી મેર દોડી બે ખેતરવા પેલી મેર દોડી પણ મારનાર માલમ પડયો નહિ પાછી આવી બાવાની લોથ બારણે લાવી હાથમાં જળ લઇ બોલી, હે મારા બાવા ચારે ચૌદે જે વારે તારો મારનાર મળે તે વારે તારૂં વેર લઉં તોજ હાસ બેસું

"કોણ મારા હેણાં હેર્યાં, કોણ લીધી મારી કેડ;
પત રાખું પરિયા તણું, શીશ કાપું સમશેર."

એમ કહી જળ મેલ્યું ને બાવાને દાટયો. પછે તલવાર હોં હોં કરી ફેરવી. તરવારનો કટકો માધવદે બેઠા હતા ત્યાં જઇને ચોંટયો. તે લઇ માધવદેવે ઢાલના ભંડારીઆમાં મેલ્યો ને ઉતરી અસ્ત્રી પેહેલાં જઈ ઢોલીઆ ઉપર સુતા. પછવાડેથી અસ્ત્રી આવીને સુતી. સવારે ઉઠી કોઇને કહ્યા વગર માધવદે એકલા ચાલ્યા ગયા. ઘેર આવીને ભાભીને કહ્યું એ અસ્ત્રી કામની નથી. ભાભી કેહે કેમ નથી. માધવદે બોલ્યા.

ની કઢી સારી થઇ નથી. ભાભીએ મેણું માર્યું, સારી ખાવી હોય તો વહુને તેડી લાવો. તે સાંભળતાંજ ઠાકોર ઉઠી ઘોડે ચડયા.

દુહો.

માધવ રેવંત પલાણીઆ, સાસરે તેડવા જાય.
ઝટપટ વેહેલા પધારીઆ, મને ખરી વમાસણ થાય.

પોતે ઘોડે બેસીને સાસરે ગયા. ત્યાં બતરીસે રસોઇ તઇઆર કરી; તેત્રીશ ભાતનાં શાક કર્યાં. રાઠોડ જમ્યા. તેગને સારૂ મેડીએ ઢોલીઓ બીછાવ્યો. માધવદેવ સુવા ગયા. પછવાડેથી અસ્ત્રી આવીને ઢોલીઆપર બેઠી. માધવદે મોહોપર લુગડું નાખીને જાગતા પણ આંખ મીચીને સુતા હતા. બાએડીએ પછેડો ઉપાડી જોયું પણ ઠાકોર ઉંઘતા જણાયા. ઠાકોરે એની પરીક્ષા જોવાને એમ કર્યું હતું. બાએડીએ વિચાર્યું ઠાકોર ઉંઘે છે એટલામાં હું મારા બાવાને આજ ગળી આવું. એમ કહી વીરકાછ વાળી દીધો: ઢાલ તરવાર હાથમાં લીધાં, ને નીચે ઉતરી. કરરર કરતી દરવાજાપર જઇ સાંકળ ઉઘાડી આગળ ચાલી. સામાં અંધારી રાત સમ સમ બોલી રહી છે. માધવદેવ ઠાકોર કેહે જોઊં અસ્ત્રી કાંહાં જાય છે ને શું કરે છે, હું એની પાછળ જાઉં. ઢાલ તરવાર લઇ તેની કેડે થયા. અસ્ત્રીને સામા નવ ચોર મળ્યા. તાણી તરવારને પડી તે નવે ચોરના માંથા વાઢી નાખ્યાં. આગળ હીંડીતો સામો ઓં ઓં કરતો વાઘ મળ્યો. હાથે રૂમાલ વીંટી તેના મોડામાં આપ્યો ને બીજે હાથે ઝટકો એવો માર્યો કે તે ધડને શીશ જુદાં કર્યાં. ત્યાંથી ગંગાપર ગઈ. મહીસાગરમાં જળ બે કાંઠા ભરેલા છે, ને પ્રવાહ ખળ ખળ વેહે છે. અસ્ત્રી માંહી પડી પેલે પાર તરી ગઈ. જઇને બાવાની મ-

જોઇતી કુળ સુંદરી, જોઇતી ખરી ખાપ;
જો લાવું ઘેર આપણે તો, થાય પરીઆનું પાપ.
વેરી ઉઠયો દાવ લે, વસીઅર ચંપો ખાય;
વસન વળુદી ગોરડી, વીખ દઇ પરઘેર જાય.

એ અસ્ત્રી સારી નથી. ભાભીએ ફરીને પૂછયું કેમ સારી નથી. ત્યારે માધવદેએ જે જોયું હતું તે બધું કહ્યું. તે સાંભળી ભાભી બોલ્યાં.

" જાઓ માધવદે પાછા ફરી, હરખે તેડી લાવો એ નાર;
તેના પેટશું આવે પૂત્ર રે, તે બાદશાહશું બાંધે તરવાર."

માધવદે પાછા ગયા ને બાએડીને તેડી લાવ્યા. ઘર સુતારૂ બાંધ્યું, (એટલે ઘર કરી રહ્યાં) તેને પેટે ત્રણ દીકરા થયા, સુરો, સામલ, ને જુંગો. છ, સાત, આઠ વરસના થયા. હવે એક દહાડો સમાજોગ છે. માધવદે પોતે નાહાવા બેઠા. અસ્ત્રીને કહે પેલા ઓરડામાંથી થેપાડું લઇ આવો. અસ્ત્રી ઘરમાં લેવા ગઇ. ઓરડામાં કોઠીઓ વચ્ચે બિલાડી બેઠી હતી, ને પુરૂ અજવાળું નહોતું, બલાડી આંખો ગરગનાવતી હતી, તે જોઇ ખાધી એના બાપ એમ કહી તે બાઇ પાછી ફરીને અસ્ત્રી ચરીત્ર કરવા લાગી. માધવદેવે પુછયું કેમ અસ્ત્રી શું છે? તે કેહે મનેતો બલાડી કરડે છે, મને બીક લાગે છે માધવદે બોલ્યા શી વાત કરોછો, એ અસ્ત્રી ચરીત્ર શાં કરવાં.

વાઘ પડારણ જળતરણ, નવ શીશ કાટચા જેણ;
આજ મંજારે બીવરાવ્યા. અસ્ત્રી ચરીત્ર તેણ.

અસ્ત્રી કહે સામીનાથ તમે શું બોલ્યા. એ વાત ખોટી છે. માધવદે કહે ખોટી છે તો લાવ મારી ઢાલના ભંડારીઆમાંથી તરવારનો કટકો ને વાઘનો કાન. અસ્ત્રીએ

ક તેમનાં પેહેરેલાં ચીર પણ બહુજ સુગંધીદાર થા-
યછે. રાજા તે સાંભળી પાછો વળ્યો ને મોહોલમાં
આવી સુઈ ગયો. સવાર થતાં તેણે માધવ કેશવ
પરધાનોને તેડાવ્યા ને કહ્યું મહીકાંઠાના ઠાકરડા ખં
ડણી નથી ભરતા. લશ્કર લઈ જાઓ તેમને વસ
કરો. રાજાની આજ્ઞા માથે ચઢાવી બંને ભાઇ મહી-
કાંઠે ગયા. ત્યાં જઇ ડેરા તંબુ તાણ્યા છે, માંહે ક-
ચેરી ભરી છે, મેહેવાસીઓને એકઠા કર્યા છે, કોઇ
ખંડણી લાવ્યાં છે, કોઇના જામીન લેવાય છે, કોઇને બાં-
ધ્યા છે, કોઇને સીપાઇઓ મારે છે, એમ થઇ રહ્યું
છે. માધવ કેશવ નાગર હતા. અહીં પાટણમાં રા-
જાએ પોતાની દાસી મોકલી તેમને ઘેર પદમનીઓને
કેહેવડાવ્યું કે રાજા તમારે ઘેર જમવાને આવે છે.
પદમનીઓએ જવાબ કહાવ્યો કે ભાઇ બેનને ઘેર
જાય, બાપ દીકરીને ઘેર જાય તેમ આવજો. દાસી-
એ રાંડે એવું ન કહેતાં કહ્યું કે તેઓ કહેછે રાજા-
જી સુખે આવજો, અમે વાટ જોઈ બેઠાં છઇએ.
રાત પડતાં રાજા ગયા. નાગરીઓએ સુંદર રસોઈ
કરી જમવા બેસાર્યા. રૂપાના થાળમાં બત્રીસ રસો-
ઇ ને તેત્રીસ શાક પીરસ્યાં. હાંડી અને જુમરના દી-
વા ઝળકી રહ્યા છે. પદમનીએ ઝીણું વસ્ત્ર પેહેર્યું હતું,
સોળે સણગાર ધારણ કર્યા હતા, ચોટલાની લટો છુ-
ટી મેલી હતી, અંગમાંથી મોગરાના અત્તરથી વી-
શેશ સુગંધ આવે છે, એવી રૂમઝુમ કરતી હાથમાં
રૂપાની વાઢી લઇ રાજાને ઘી પીરસવા આવી. લુ-
ગડું મોઢાપરથી ખશી ન જાય માટે દાંત વચે
ઝાલ્યું હતું તે ઘી રેડતાં ખસી ગયું ને જાણે વા-

ઠાકોરને નિશાળ સોંપી ગયો હતો. તે છોકરો ખંદો છે, એ કામ કદાપિ તેનું હશે. રાજા કેહે એને મારી નાંખું; મારી કુંવરીને એ છેડનાર કોણ. રાજાને ક્રોધ ભરાણો જોઈ પરધાન બોલ્યા ખમા મહારાજ ખમા. એ કુંવેર રાઠોડ છે ને ઉંચા કુળનો છે, હાલ શોધ્યો એવો વર ગળનાર નથી. રાજા કહે ઠીક છે ત્યારે એની વેરે લગન કરો. ઘડીયાં લગન લઇ પરણાવી દીધાં. પરણાવીને મોહોલ રેહેવાને આપ્યો, હાથી, ઘોડા, ચાકર, નફર, દાસ દાસીઓ, જાગીર, ખજાના આલ્યા. બંને ખાય પીએને મોજ કરે.

એક રાતના રાજા ફરણ નગર ચરચા જોવા નિસર્યા. ફરતા ફરતા દરવાજા બાહાર આવ્યા. ત્યાં તલાવપર ઘોબી લુગડાં ધોતો હતો. પુનમનો ચંદ્રમા માથે આવી રહ્યો છે. ઘોબી સોહી સોહી કરે છે. રાજા તેની પાસે ગયો ને બોલ્યો.

ઘોબી કેના ધુવે છે કપડાં, સરોવર તીર;
હું તુંજ પુંછું પરીએટડા, તું કેનાં પખાળે ચીર.

રાજા—અલ્યા આ વખતે, અરધી રાતે કેનાં લુંગડાં ધુવે છે તે મને કહે.

ઘોબી—માધવ કેશવ દો બંધવા, રાજા તણા વજીર;
તેને મોહોલે વસે એ પદમની, તેના પળાળુ ચીર.

રાજા—દહાડે કેમ નથી ધોતો.

ઘોબી—એના ચીરમાંથી એટલી ખુશબો નીકળે છે કે ભમરા આવી મને ચુંટી ખાય છે. રાત્રે ભમરા ઢુંગતા હોયછે માટે રાતના ધોઉછું.

રાજા કહે અલ્યા એટલી બધી સુગંધી શાની. ઘોબી કેહે પદમનીઓના પરસેવાની એટલી સુવાસ હોયછે

ક તેમનાં પેહેરેલાં ચીર પણ બહુજ સુગંધીદાર થા-
યછે. રાજા તે સાંભળી પાછો વળ્યો ને મોહોલમાં
આવી સુઈ ગયો. સવાર થતાં તેણે માધવ કેશવ
પરધાનોને તેડાવ્યા ને કહ્યું મહીકાંઠાના ઠાકરડા ખં
ડણી નથી ભરતા. લશ્કર લઈ જાઓ તેમને વસ
કરો. રાજાની આજ્ઞા માથે ચઢાવી બંને ભાઇ મહી-
કાંઠે ગયા. ત્યાં જઇ ડેરા તંબુ તાણ્યા છે, માંહે ક-
ચેરી ભરી છે, મેહેવાસીઓને એકઠા કર્યા છે, કોઇ
ખંડણી લાવ્યા છે, કોઇના જામીન લેવાય છે, કોઇને બાં-
ધ્યા છે, કોઇને સીપાઇઓ મારે છે, એમ થઇ રહ્યું
છે. માધવ કેશવ નાગર હતા. અહીં પાટણમાં રા-
જાએ પોતાની દાસી મોકલી તેમને ઘેર પદમનીઓને
કેહેવડાવ્યું કે રાજા તમારે ઘેર જમવાને આવે છે.
પદમનીઓએ જવાબ કહાવ્યો કે ભાઇ બેનને ઘેર
જાય, બાપ દીકરીને ઘેર જાય તેમ આવજો. દાસી-
એ રાંડે એવું ન કહેતાં કહ્યું કે તેઓ કહેછે રાજા-
જી સુખે આવજો, અમે વાટ જોઈ બેઠાં છઇએ.
રાત પડતાં રાજા ગયા. નાગરીઓએ સુંદર રસોઈ
કરી જમવા બેસાર્યા. રૂપાના થાળમાં બત્રીસ રસો-
ઇ ને તેત્રીસ શાક પીરસ્યાં. હાંડી અને જુમરના દી-
વા ઝળકી રહ્યા છે. પદમનીએ ઝીણું વસ્ત્ર પેહેર્યું હતું,
સોળે સણગાર ધારણ કર્યા હતા, ચોટલાની લટો છુ-
ટી મેલી હતી, અંગમાંથી મોગરાના અત્તરથી વી-
શેશ સુગંધ આવે છે, એવી રૂમઝુમ કરતી હાથમાં
રૂપાની વાઢી લઈ રાજાને ઘી પીરસવા આવી. લુ-
ગડું મોઢાપરથી ખશી ન જાય માટે દાંત વચ્ચે
રાખ્યું હતું તે ઘી રેડતાં ખસી ગયું ને જાણે વા-

દળામાંથી સુરજ નિકળ્યો તેવું થઈ રહ્યું. તેનું મુખડું રાજાની નજરે પડયું. રાજા તુરત મોહ પામી ગયો. તેની શૂધબુધ જતી રહી ને દગમુડ થઇ ગયો. પેલી ધી રેડી જાય છે પણ રાજા બસ કહી શકતો નથી. થાળ ઘીથી ભરાઇ ગયો. રાજાથી બોલાતું નથી. પદમની પાછી વળી જવા લાગી કે તેના પગના ઝાંઝરના નાદથી રાજા જાગરૂત થયો. તેણે વિચાર્યું હું એની જરા મશ્કરી કરી પરીક્ષા જોઉં. ધોબો ભરી ઘી તેની પીઠ ઉપર છાંટયું. તેવી પદમની કરોધ કરી બોલી ' જો બીજો કોઈ હોય કેની તો આ વાઢી છુટી મારી માથું ભાગી નાંખુ. પણ શું કરું તુ મારો રાજા છે. જા જવા દઉંછું.

કેશરી મુછ ને ભોરંગ મેણા, શોડા શરણાગત;
કરપીનું ધન ને સતીનો પાલવ, તે મુવે જાય પરહથ.

એ પાંચ વાના મુવા કેડે પારકે હાથ જાય છે. હું તો સતી અસ્ત્રી છું. શું કરૂ જે તું મારા બાપને ઠેકાણે છે. નીકર આ વાઢી એવી મારત કે માથાના કપાસીઆ કાહાડત. એમ કહી તે ચાલી ગઇ. રાજા ઉઠી પોતાને મેહેલ આવ્યો. પદમનીએ તેજ વખત પોતાના સ્વામીને કાગળ લખ્યો. કે મારા નાથ રાજા તમારાપર કોપ્યો છે માટે આ વાંચતા વારને ઘેર આવજો, પાણી પીવાને પણ ખોટી રહેશો નહી. હલકારા સાંઢણીએ બેસી ગયા તે મધરાતે પોંતા. તાંહાં કચેરી ભરાએલી હતી, ભરણાં ભરાતાં હતાં, લખત લખ્યાં હતાં. કાગળ વાંચતાંવાર તે ડેરા તંબુ ઉઠાલી બંને ભાઇ સાંઢણીઓ ઉપર અસવાર થયા. પોહ ફાટતાં શેહેર બાહાર આવી પોચ્યા. ત્યાં પો-

તાની અસ્ત્રીઓને બોલાવી લીધી ને તુરત દીલી ભણી
રવાને થયા.

અલાઉદીન ખુની એ વખતે બાદશાહ હતો, તેની
હજુરમાં જઇ સલામ બજાવી. બાદશાહે પુછ્યું કાંહાંસે
આતેહેં. નાગરો કહે ગુજરાતસે. બાદશાહે પૂછ્યું ગુજરા-
ત કેસી હય? કેશવ માધવ કહે પત્રકીમે છોગા, મોહોપર
મુછ, વીંટીમે નગીના, એસી ગુજરાત હય. બાદશાહ બો-
લ્યો હમકું લા દેગા. નાગરો કહે નસીબ તમેરા. ટેગ હ-
મેરી, તરવાર તુમેરી, રસ્તા હમ દેખાયગા. બાદશાહ તેર
તુંબા લશકર લઇને ચડ્યો. કુચપર કુચ, આગાડીનું પ-
છાડે ને પછાડેનું અગાડી, એમ કરતાં પાટણની ભાગળપર
આવી મુકામ કર્યો. રાજાને ખબર થઇ કે નીમકહરામ કે-
શવ માધવ બાદશાઇ ફોજ લાવ્યા છે. બત્રીશ પાનનું બી-
ડું રાજ સભામાં મેલી રાજાએ કહ્યું એવો કોઇ છે કે
બાદશાહનું લશકર જોઇ આવે; ને ખબર લાવે કે દુશ-
મનની ફોજ થોડી છે કે ઘણી. થોડી હોયતો લડીએ ને
ઘણી હોયતો હાથ જોડી તાબે થઇએ. બીડુ ઉઠાવવાની
કોઇની હીંમત ચાલે નહી. ત્રણ દહાડા સુધી તે પડયું ર-
હ્યું. ચોથે દિવસે સુરજી સામેથી કચેરીમાં આવતો હતો.
તેને કોઇએ મશકરીમાં પટકાર્યો કે ભલે સુરજી આવે છે
તે આ બીડુ લેશે. તે સાંભળી સુરજી આવતાં ઉભા રહી
મુછોપર હાથ ફેરવી બીડું ઉપાડ્યું ને માથે મેલ્યું. તે
વેળા તેની અસ્ત્રી બારીએથી જોતી હતી તે બોલી.

"સામ સોહંદા પાંદડા, ગરવા કંઠ પોશાય;
લઇ શકેતો લેવરાવજે, નીતર શર સાથે બંધાય."

તેણીને સુરાએ ઉત્તર વાળ્યો કે,

કંઇ લીધા કાંઇ લેવરાવીઆ, હું લીધા સમરથ;
રણ વચ્ચે પડે બુમડી, તાંહાં જોજે મારાં હાથ.

એવું કહી પોતે ઘેર આવ્યો. સાંજ પડી તે વારે વાળુ કરી સુવા ગયો. સવામણ ફુલની સેજ પથરાઇ હતી તેમાં અસ્ત્રી ભરથાર પોઢયાં. અસ્ત્રીનો હાથ પાસા તળે આવ્યો તેથી ચુડાની ચીપ ટુટીને તેની ચપટી સુરાને આવી. તે હોં હોં હોં કરતો ઉઠયો ને કહે મને કાંઇ, કરડયું. જોને દીવો લઇને એ શું છે. અસ્ત્રી કહે સ્વામીનાથ કાંઇ નથી. સુરો કહે સાપ કરડયો હશેતો લોક કહેશે ઝેરે મુવો માટે દીવો લઇને જોને. અસ્ત્રીએ દીવો લઇને બધા ફુલ ઉલટપાલટ કરીને જોયું પણ કાંઈ દીઠું નહી, તેલવાળી આંગળી સોનાની ચીપે લોહોતાં તેને છુટી દીઠી ત્યારે તેણે કહ્યું સામીનાથ આના ખુચવાથી હોં હોં કરી ઉઠયા ને આટલા બીધા, તો કાલે પારકી માના જણ્યા મળશે, ને જે વખત તરવારોના પરછટ પડશે તેવારે તમારી શી વલે થાશે. સુરે જવાબ દીધો કે સેજપર આવીએ તે વખત ફુલથી કુમળા, ને લઢાઇપર ચડીએ તે વેળા લોઢાથી કઠણ એવા અમે છીએ. આ ચુડો ઉતારી મેલો, હું કાલે પાદશાહના હાથીને મારૂં ને તેના દંતુશળનો ચુડો કરાવું તે પહેરજે.

સવારે નાહી ધોઇને વસ્ત્ર પહેર્યાં ને ઘોડો તઇઆર કરી શકન જોય છે, એટલે માથા ઉપર ગરધને ભમવા માંડયું. સુરાએ ઉંચુ જોયુંતો માથે ગરધન ભમતી દીઠી. તે વારે દુહો બોલ્યો.

ગરધન માં ભમ ઉતાવળી, પલાણું તાં લગ ધીર;
શર બેસારૂ આપણે, નકર સામા તણે શરીર.

એવામાં માલણ આવી, તેણે સુરાના કોટમાં હાર નાનાખ્યો. બાંધ્યો હાર હતો માટે અપશુકન થયા, તેપર નિચલો દુહો કહ્યા.

માલણ તું મારી બેનડી, છુટાં આસે ફુલ;
સુરો જાઉં લઢવા, જેમ આશાડા પુર.
એમ કહીને હાર પોતાની અસ્ત્રીને આપવા માંડયો,
ત્યારે માલણે કહ્યું માહારાજ અસ્ત્રીને શાને આપોછો એ
કાંઈ તમારી હારે આવનાર છે? આ આપના ઘોડાને પે-
હેરાવો. તે સાંભળી સુરાની સ્ત્રી બોલી.
ઘોડા માધણ મરાવીએ, ને મુખ ભર્યાં લોહાં;
ફુટી આશે જે મરે, હું બલીહારી માલણ તુહાં.
એના જવાબમાં માલણ કહે છે.
ઘોડા માધણ મમાણવણ. ધણ જાશે અવળા;
ઢાલાતણે ઝુમકડા, તમે શેહેશો બે જણા.
સુરાએ ઘોડાનાં ગળામાં હાર નાખ્યો. અસ્ત્રી ધણીને
ફુલે વધાવીને પાછી વળી. સુરો આગળ વધ્યો. મારગમાં
પોતાનો જવાન ભાણેજ મળ્યો, તેનું નામ વધાવો હતું.
ભાણેજે પુછ્યું મામા કાંહાં જાઓછો. સુરો કહે બાદશાહ
ના લસ્કરમાં લઢવા જાઉંછું. વધાવો કહે મને જોડે લોને મેં લ-
ડાઈ જોઇ નથી. સુરજી કે ઠીક આવ મારી પાછળ બેસી
જા. શેહેરના દરવાજા બાહાર નિસર્યા તેવારે બાદશાહનું
લશકર જોયું. વાદળ ચડ્યું હોય તેવું દૂરથી દેખાણું. ભા-
ણેજે કહ્યું જુવોને મામા વરસાદ કેવો ચડ્યો છે. સુરો
કહે બા એ વરસાદ નથી એતો બાદશાહનું લશકર છે.
દમકતી ઢાલ ફરકતા નેજા, આ દળ દીસે બાદશાહતણા.
મામો કહે સુણ ભાણેજા, આપણે મરીશું ખરા પણ
મારીશું ઘણા. સંવરાતે દળમાં પેઠા. બાદશાહનો જાંહાં ડે-
રો હતો ત્યાં પોંચ્યા. ચાગડાનો કોટ હતો તે કાપ્યો ને
અંદર ગુસ્યા. ખાડી આવી તેમાં ખેરના અંગારા ધકી ર-

ણ્યા છે. ઉંટો ઉભાં હતાં તેગાંના કેટલાંકને મારી અંગા-
રા ઉપર નાખ્યાં ને તે પર થઈ ચાલ્યા ગયા. આગળ
જતાં વાઘની ચોકી આવી. સુરાએ લુગડાનો દડો નાખ્યો
તે જેવો વાઘ લેવા જાય છે કે ઝટકો મારી તેનાં ધડ
શીશ જુદાં કર્યાં. છેલેં બાદશાહના તંબુમાં દાખલ થયો.
ત્યાં ત્રણ સખસ હતા, એક વાકાં નવીશ, એક બાદશાહ,
ને એક મુગલ સીપાઈ. સુરાએ બાદશાહને ત્રણ સલામો
કરી, બાદશાહ અચરજ પામ્યો ને સામુ જોઈ બોલ્યો
' અએ હિંદુ તું કાંહાંસે આયા, ઓર તીન સલામ કીયું
કીની સાત કરના. સુરો કહે સાહેબ એમાંની એકે આપ-
કું નહિ. બાદશાહ બોલા તબ કીનકુ. સુરો કહે જી એક
મેરે માતપીતાકું, જીને મેરેસે જનમ દીયા ને ભેનેસે કોરા
કીઆ. એક સલામ ઉસકુ કી, ઓર દુસરી સલામ અમે-
રા રાજા ધેલારા કરણકું, કે જીસકા મેં નીમખ ખાતાહું.
તીસરી ધાર ભવાની જો મેરી તલવાર ઉસકું કી. ઈસસે
સારા દળ કાટના હે. બાદશાહ કહે કીઆ ગજબ બોલતા
હે, એક ધા ઓર સાત ટુકડે. એવી અસારત પોતાનો ક-
ને મુગલ બેઠો હતો તેને કરી એટલે તેણે કમાન ઉપર ટ-
કોરો ચડાવી જોસભેર ફેકયો. સુરાએ તે ચુકાવ્યો ને એક
ઝાડને વાગો. તે ઝાડના બે કટકા થયા. સુરે કહ્યું આપ-
કા બચન ખાલી ગયા. સાત ટુકડા ના હુવા, ફકત દો
હુવે. દેખો અબી મેં કર દેતાહું, ઈસતરે ધા ના કીજીએ,
યું ધા કીજીએ. પોતાનો ઘોડો લાવી કાએદે કર્યો ને તે
પર એક ધા કર્યો તેથી તેના સાત કટકા થયા. ઘોડાની
ડોકપરથી ઝટકો માર્યો તે પગમાં થઇ પુંછડી સુધી ઉતા-
રી નાખ્યો, તેથી માથું, ધડ ચાર પગ, ને પુંછડું એ સા-

ત ભાગ જુદા પડ્યા. બાદશાહ કહે 'તોબા ભાગો યારો હિંદુ બુરા હે." પાછે ઘોડાની કોટી હતી તેમાં નોકર તે તેના કોટ ઉપર ચડીને ઉભો. સુરો બાદશાહની સામો ઘો- હીંવાળી નાગી તલવાર લઈ ઉભો તે કહ્યું હુકમ હોયતો લઉં, એવામાં એક મોગલ પાછળથી આવ્યો, તેને બાપે બે બકરા ને હાથમાં બે સીસા હતા. સુરાએ તેને ભાળ્યો નહિ. બાદશાહે તે મોગલને ઈશારત કરી તે પરથી તેણે બકરા ને સીસા ભાંએ ઉતારી બાથામાંથી ટકોરો કહાડી મે વાગ ચડાવી જે મુક્યો હતી કે સુરાનું મથું નીચુ પડ્યું, તેજ વખત માથાની આસપાસ તરવારથી કુંડાળું કરી જે ઘાયો તે લાખો માથા વાઢી નાખ્યા. ચોગરદમ ફેરી વળ્યો. પોતાનું અંગ ભાલાથી વીંધાઈ ગયેલું છે તે લોહીની ધારા આખે શરીરે વહી રહી છે. ભાણેજ તેના ધડ કને ઉભો રહી કહે વાહવા મારા મામા ! વાહવા મામા !

રાખ્યો ખતરવટ રજપુતાવટ, સમધીરમાં સમધીર;
શરીર વીંધાણું ભાલડે, ધારત ખંચે નીર.

બાદશાહ કહે એ બોલતા હે સો કોન, ઓર લડતા હે સો કોન ? નોકરે જવાબ દે છે, સાહેબ એ લડતા હે સો મામા હે ઓર બોલતા હે સો ઉસકા ભાણુજા હે. બાદશાહ કહે અરે તોબા એ શીર વગરકા ધડ એસા લડતા હે તબ શીરવાળા લડેગા તબ કીઆ હોયગા. એમ કહી વંધાવાને પૂછ્યું તું કબ લડેગા. વંધાવે કહ્યું મેરા મામા ગીરેગા તબ મે લડુંગા. બાદશાહ કહે સુભાન અલ્લા, તબતો કોન જાને કીયા ગજબ હોયગા. તેરા મામુ કબ ગીરેગા, ભાણેજ કહે તીન બાતાં હોવે તો મેરા મામુ ગીરે. બાદશાહ કહે કીયા સો બોલ. ભાણેજે કહ્યું એકતો અમેરે

જીતે આદમી આપકે ઉવાં બંદીવાન હે ઉસકુ છોડો, દુસરા આપકા લશકર સાડાતીન કદમ પીછા હઠે, તીસરા અગારા ઘેલારાકરણકી દવાઈ આપકે લશકરમે સવાપોહોર ફરે. બાદશાહએ કબુલ કરી તેમ કરયું પણ સુરો પડયો નહિ તે જોઇ બાદશાહ વધાવાને કેહે કીયુંએ ગીરતા નહિ. ત્યારે વધાવે કહ્યું હાં ખમાં મામા ખમાં, હિંદવાણે હદ થઇ, બાદશાહ તોબા કરેછે, મામા બસ થઈ હવે આવો. એ સાંભળી સુરો પોતાના માથા આગળ આવ્યો. એટલામાં પોતાની અસ્ત્રીને પાદશાહના હાથીના દાંતના ચુડા કરાવવાની વાત સાંભરી આવી તેથી તે પાછો દોડયો ને પાદશાનું હાથીખાનું હતું ત્યાં જઈ સાતસે હાથી માર્યા ને દતુસળો પકડી શેહેર ભણી નાખ્યા. તેના ઢગલા દરવાજા આગળ થયા. પછી પાછો માથા આગળ આવી તરવારને પોતાના અંગરખાની ચાળ વડે લોહીનાખી સાફ કરી ભાણેજને આપીને ઇસારતથી કહ્યું જેવું દીઠુ તેવું તારી માંમીને જઇ કેહેજે. ભાણેજ સારૂ કહી શેહેરમાં ગયો. રતનબાઈ સુરાની અસ્ત્રી વાટ જોતી ગોખમાં બેઠીછે કે કોઇ આવેતો ખબર પુછું. વધાવાને તરવાર લેઇ આવતો દેખી તે બોલી,

કેહે વધાવા રૂડી વાતડી, સસીઅર ન લજજે જેણ;
કેત્તા સુરે ઘેમડ ગુડીયા, કેત્તા હણ્યા પરીએણ.

વધાવો ઉત્તર કરેછે,

સાતસે ઘેમડ ગુડીઆ. સોડા સંખન પાર;
મસ્તક વના ધડ લડે, હે મામી તુજ ભરથાર.

રતનબાઇ—લે વધાવા રૂડી લોભડી, લાખ પસાર આલીશ;
જીની ચાલે મારા પીયુ ચડયા, તીની ચાલે ચડીશ.

એવામાં વધાવાની વહુ આવી પોંચી તેણે કહ્યું,
સુરા પાસે ધર કરી, ભલી લજની મોરા કંથ;
તું રહયોહોત ઘર ઝુંપડે, તો મામા સાથે લડવા જાહંત.
અરે ભુંડા કોરોને કોરો કાળું કરીને શું આવ્યો બે
ઝટકાએ ખાધાવના આવ્યા. ક્ષત્રીનું નામ બોળ્યું! છી! છી!
વધાવો—માથું હુકું ધડ ધસ્યું. પાસાં ગાઢાં જોય;
ઉપર બીજારા મોરીઆ, જેના ફળ આરોગસે કોય.
રતનવહુ—સુરાનું માથું તુકું ને ધડ ધસ્યું, પાસાં ગાઢાં જોય;
ઉઠશેતો આરોગશે નહીંતર આગ ચરતા જોય.
પછી તે વધાવાને કેહેછે ઉઠ તું મારી સંગાતે ચાલ,
આપણે મારા સામીનું મસ્તક લાવીએ. તે ખોળામાં લઇ
હું બળી મરીશ. વધાવો બીકથી ના કેહેછે ને ધબરાયછે ને
કેહે હે મામી હું આવી શું કરીશ. મામીએ સમજાવ્યો,
ધીરજ આપી. બા તું ના આવે તારે કોણ આવે. હું એ-
કલી જાઉં તે શી રીતે જાણું કે માથું ક્યાં પડયું છે. વ-
ધાવો તેની જોડે ગયો. હાથીના દંતુસળના ઢગલા આવ્યા.
દંતુસળ સીંદુરે રંગ્યા હતા તે જોઇને બાઈ બોલી,
ઓ દીસે સુરા સીંદુરીઆ, આ દીસે ગજદંત;
સહેજ બોલ્યાતા બોલડા, પાળ્યા મોરા કંથ.
થોડીવારમાં દુશમનની છાવણીમાં દાખલ થયા. માથું
પડયું હતું ત્યાં જઇને કહ્યુ
વાએ ફરકે તારી મુછડી, રસન ઝબુકે દંત;
કાગા રણે શું પોઢીઓ, મુજ સવાગણ પંથ.
હે સામીનાથ આમ પડયો તે ઠીક નહીં. એમ કહી તે
રોવા લાગી. પાદશાહને ખબર થઈ કે સુરાનું શીર તેની
અસ્ત્રી લેવા આવીછે. તેણે હુકમ કર્યો હાં જાઓ તેને ઘેરો

કંબરમાં એક પુતળી બાંધેલી હોયછે, ને છેલીવારે આવળું ડોકું પેહેરે છે.

ઉપર કહેલી અસંભવીત અને અશક્ય વાતો ભવૈયા તથા અજ્ઞાન લોક સાચી અને ખરેખર બનેલી માને છે!

---

## કાબાનો વેશ.

ગાવા વગાડવા ઉભા રહેલા હોય તેઓ કહે છે, રામ ભજો, 'રામ ભજો, રામ ભજો ભાઇઓ રે રામ ભજો; એસા થઇ તા થઇ.'

બ્રાહ્મણ આવે છે ને કહે છે, " હું બ્રાહ્મણ ગાગમાં આવ્યોછું મહારાજ, હું ગંગાપારી બ્રાહ્મણછું, મારો કાંઈ આટો કુટો થાય એવું છે માહારાજ."

નાએક—હા, ગામમાં જા ટેલ નાખ તારો આટો કુટો મરશે.

બ્રાહ્મણ—વારૂ જજમાન રાજા, ભગવાન તગારૂ પુરૂં કરે, હું ટેલ નાખુછું.

ભટને કુંવારો કુવારો કહે છે, પીતરાઈ મેણાં દે છે.
ભટને પરણ્યા વના કેમ ચાલે, ભટના મંદીરમાં કોણ મહાલે.
જેવા ચઈતર વૈસાખના તડકા,એવા કુંવારા બ્રાહ્મણને ભડકા.
ભટના સસરાનું નામ છે પંડયો, મને ખુણે ઘાલીને દંડયો.
ભટની સાસુનું નામ છે લાલી, રૂપઇઆ માગે એક પાલી.
ભટની સાળીનું નામ છે વેલી, એને નાખો કુવામાં ઠેલી.

માહારાજ મને આટો મળ્યો, હવે હું રસોઈ કરવા બેસુછું, ઓકા કરતા હઉં. માહારાજ તમેરા મુલકમે

કાયકા ચોકા કરતે હો.

નાએક—ગાએકા ગોબરકા.

બ્રાહ્મણ—ગાયકા ગોબરકા ! છી ! છી ! ગાયતો ઘાસ ખાય, ભુસ ખાય, વાકો ખરાબ ચોકો, ઉનકો ચોકો અમારા મુલકમાં ના કરે.

નાએક—તબ તુમારા મુલકમાં કાએકા કરતે હો ?

બ્રાહ્મણ—માણસકા ગોબરકા.

નાએક—ખરાબ તુમેરા મુલખ ખરાબ !

બ્રાહ્મણ હાથે ચોકો કરતો હોય તેમ ચાળા કરતો બોલે છે, 'ચોકા કરો નારાયણ, ચોકા કરો નારાયણ.' પછી નાહાવાના ચાળા કરે છે ને કહે છે, અસ્નાન કરો નારાયણ, અસ્નાન કરો નારાયણ. પછી અંગ લોહે છે. પગથી લોહાતો ઉપર ચડે છે ને કહે છે તુમ ગુજરાતી લોક ખરાબ હો, તમ મોહોકા તેજ પાઉ ઉપર લાતે હો, હમ નીચેકા ઉપર લાતે હૈ. અબતો ભાખર કરતા હઉં. રોટલા કરવાના ચાળા કરે છે ને પછી ખાવા બેસે છે ને કહે છે 'અબ કોઈ આવેતો મેરેકું કહેના હો. દેખ ભાઈ કુત્તા આયગાતો મેં નહીં ખાઉંગા, ભંગીયા આવેગા તબ મેં નહીં ખાઉંગા ભીસ્તી આયગાતો મેં નહીં ખાઉંગા. ફકીર આયગાતો મેં નહી ખાઉંગા.'

નાએક—ટુકડા રોટી ડાલીઓ.

બ્રાહ્મણ—કોન હે ?

નાએક—કુત્તા આયા ઉઠ જા.

બ્રાહ્મણ—કુત્તાકા મોહોમેસે લેકર [illegible]

રી બ્રાહ્મણ હઉં.

એક—ટુકડા રોટી દીજીઓ.

કાણાનો તેળ

બ્રાહ્મણ—કોન હે ?
નાએક—ફકીર.
બ્રાહ્મણ—ફકીરકી ઝોલીમેસે લેકર ખાઉ અસા હઉં.
નાએક—ટુકડા રોટી દીજીએ.
બ્રાહ્મણ—કોન હે ?
નાએક—ભીસતી આયા તેરે ઘરમે પાની દાલતા હે.
બ્રાહ્મણ—ઉસકા પાની નહીં હોના, મેરા મૂત પીઉંગા.
નાએક—ટુકડા રોટી દીજીએ.
બ્રાહ્મણ—કોન આયા ?
નાએક—ભંગીઆ આયા.
બ્રાહ્મણ—ઉં, ઉં, હગને બેઠાહું ખાતા નહીં. ભંગીઆકું નહી દઉંગા. ચલો ભાઈ આગતો જાતાહું, મેરેકુ હુવારકાં જાનેકા મારગ કોઇ દેખાવ. મેને અસ્તાન કીઆ, ખાગા તઇઆર હુવા, આપ મેં જાઉંગા. કોઇ રસ્તા બતાવ.
નાએક—એક લંબા રસ્તા હે, ઓર એક ટુંકા હે, એક છ મહિનેકા, દુસરા એક મહીનેકા.
બ્રાહ્મણ—મેરેકુ ટુંકડા હોયસો દેખાવ.
નાએક—ટુંકડા મારગપર ભો હે, હુવાં કાણા લોક લુંટતે હે
બ્રાહ્મણ—મેરે પાસ પીરજમલાકા ધોંસા હે સો સાલા મર જાય. મેરી પાસ ઇલમ હે, મેરેકું કોન લુંટને વાલા હે.
નાએક—જા તબ.
બ્રાહ્મણ જાય છે, ને કાણો આવે છે તેથી મેલણી ગવે... ગાગો છે—

કાયકા ચોકા કરતે હો.

નાએક—ગાએકા ગોબરકા.

બ્રાહ્મણ—ગાયકા ગોબરકા ! છી ! છી ! ગાયતો ઘાસ ખાય, ભુસ ખાય, વાકો ખરાબ ચોકો, ઉનકો ચોકો આમારા મુલકમાં ના કરે.

નાએક—તબ તુમારા મુલકમાં કાએકા કરતે હો?

બ્રાહ્મણ—માણસકા ગોબરકા.

નાએક—ખરાબ તુમેરા મુલખ ખરાબ !

બ્રાહ્મણ હાથે ચોકો કરતો હોય તેમ ચાળા કરતો બોલે છે, 'ચોકા કરો નારાયણ, ચોકા કરો નારાયણ.' પછી નાહાવાના ચાળા કરે છે ને કહે છે, અસ્નાન કરો નારાયણ, અસ્નાન કરો નારાયણ. પછી અંગ લોહે છે. પગથી લોહતો ઉપર ચડે છે ને કહે છે તુમ ગુજરાતી લોક ખરાબ હો, તમ મોહોકા તેજ પાઉ ઉપર લાતે હો, હમ નીચેકા ઉપર લાતે હૈ. ગબતો ભાખર કરતા હઉં. રોટલા કરવાના ચાળા કરે છે ને પછી ખાવા બેસે છે ને કહે છે 'અબ કોઈ આવેતો મેરેકું કહેના હો. દેખ ભાઈ કુત્તા આયગાતો મેં નહીં ખાઉંગા, ભંગીયા આવેગા તબ મેં નહીં ખાઉંગા ભીસ્તી આયગાતો મેં નહીં ખાઉંગા. ફકીર આયગાતો મેં નહી ખાઉંગા.'

નાએક—ટુકડા રોટી ડાલીઓ.

બ્રાહ્મણ—કોન હે?

નાએક—કુત્તા આયા ઉઠ જા.

બ્રાહ્મણ—કુત્તાકા મોહોમેસે લેકર ખા જાઉં, મેં ગંપાડી બ્રાહ્મણ હઉં.

નાએક—ટુકડા રોટી દીજીઓ.

બ્રાહ્મણ—કોન હે ?
નાએક—ફકીર.
બ્રાહ્મણ—ફકીરકી ઝોલીમેસે લેકર ખાઉં એસા હઉં.
નાએક—ટુકડા રોટી દીજીઓ.
બ્રાહ્મણ—કોન હે ?
નાએક—ભીસતી આયા તેરે ઘરમે પાની દાલતા હે.
બ્રાહ્મણ—ઉસકા પાની નહીં હોના, મેરા મુત પીઉંગા.
નાએક—ટુકડા રોટી દીજીઓ.
બ્રાહ્મણ—કોન આયા ?
નાએક—ભંગીઆ આયા.

બ્રાહ્મણ—ઉં, ઉં, હગને બેઠાહું ખાતા નહીં. ભંગીઆકુ નહી દઉંગા. ચલો ભાઈ અબતો જાતાહું, મેરેકુ દ્વારકાં જાનેકા મારગ કોઇ દેખાવ. મેને અસ્નાન કીઆ, ખાયા તઇઆર હુવા, અબ મેં જાઉંગા. કોઇ રસ્તા બતાવ.

નાએક—એક લંબા રસ્તા હે, ઓર એક ટુંકા હે, એક છ મહિનેકા, દુસરા એક મહીનેકા.

બ્રાહ્મણ—મેરેકુ ટુંકડા હોયસો દેખાવ.

નાએક—ટુંકડા મારગપર ભો હે, હુવાં કાબા લોક લુંટતે હે

બ્રાહ્મણ—મેરે પાસ પીરજમલાકા ધોંસા હે સો સાલા મર જાય. મેરી પાસ ઇલમ હે, મેરેકું કોન લુંટને વાલા હે.

નાએક—જા તબ.

બ્રાહ્મણ જાય છે, ને કાબો આવે છે તેથી મેલણી ગવૈઆ ગાએ છે—

'આ હેડી આયોરે રામા, આ હેડી આગોરે, કાબો

આયોરે.' એસા થઇ તા થઇ.

કાબો બ્રાહ્મણને લુંટી લેછે, તેથી તે રોતો રોતો આવે છે ને કહે છે મેરેકું મારગ બતાનેવાલા મરે, મેંતો લુંટાગો.

નાએક—તેરા કીયા ગયો? ચંગો ભયો કે નંગો?

બ્રાહ્મણ—ચંગો કીયા નંગો ભયો. સેરેક સોનો ગયો, સેરેક રૂપો ગયો, પાની પીનેકી કરબતીઆ ગઇ, કૂત્તા મારનેકી લઠીઆ ગઈ, રામ ભજનેકી માળા ગઈ, ધોતી ગઇ, પોથી ગઇ, સબ મેરા લે ગયો.

નાએક—તું અબ રોતા કીયા, તું કહેતા હોતા મેરી પાસ પીરજમલાકો ધોંસોથો, સો કીયુ મારા નહીં.

બ્રાહ્મણ—અરે ભાઇઆ ઓતો મેં ભુલ ગયા. સાલા કાબો મેરેકું મારને લગો એસો કે મેં સબ ભુલ ગયા, અબકો આવેતો મારૂં.

નાએક—આ હેડી આયોરે, આ હેડી આયોરે કાબો આયોરે. લે કાબો આવ્ગો. બ્રાહ્મણ છુંમંતરની ફુંક મારી તેને ધોંસે મારે છે એટલે કાબો લાંબો સુઇ જાય છે; જાણે મુવો હોયને તેવો. બ્રાહ્મણ કહે છે સાલેકું ધાઉજ્ના કરનેદો એમ કહી પાટાં મારે છે ને ગાળો દેછે. તેના પગ એક ઉપર એક ચડાવીને હાથને તેમ કરવા જાય છે, કે કાબો પગ છુટા કરી નાખે છે, પગ પાસે લાવે છે એટલે હાથ છુટા કરી દે છે, એમ બે ચાર વાર કરે છે.

નાએક—અબે ઓ એતો હિંદુ હે, ઇસકી કરીઆતો કર.

બ્રાહ્મણ—કીઆ કરૂં? ઇસકે મોહોમેં મુત ડાલું. શકરી કરે છે.)

નાગોક—આગે બગન ઇસકી બાઇરી બડી જબર હે, સો તેરેકું મારદાલેગી.

બ્રાહ્મણ—મેરેકું કીયા કરનેવાલી હે.

કાબાની બાએડી હાથમાં નાગી તરવાર લઇને શોક ભરેલા સાદે ગાતી આવે છે.

“મારી બાળી ભોળીનો નાવ કેને મારીલોરે, મારી- મારા જંગલકેરે નાવ કેને મારીલોરે, મારીલોરે.”

એ બોલો ગાતી જાય છે ને ફરતી જાય છે. પેલો બ્રાહ્મણ સંતાઇ જાય છે. પછી કાબા પાસે બેસે છે, તેના હાથ તપાસે છે, પગ જોય છે, મો તપાસે છે ને કહે છે તમે દાટયું છે તે કયાં છે, મને દેખાડયું કેમ નહીં. પછી જરા કુટે છે ને મોહું ઢાંકી વીલાપ કરે છે, ને દુહા બોલે છે.

ખેગરા મોટી ખોડ, માણસને માથે મરણતણી;
દુજી લખ કરોડ પણ, એ જેવી એકે નહીં.
આછી પછેડી ઓઢને, સુતો સોડતાણી;
જગાડયો જાગે નહીં, ધારણ પડયું મુજ ઘરતણી.
કાલજ ખેદું કટારીએ, સેકું અંગારે;
જોતા વના ઘડી ના ચાલતું, તેણે વીસાર્યા જનમારે.
લાખા લેજો લાખ, અજુકી એક ઘડી;
પરોડીએ જાશે પ્રાણ, તે પંખારી પેટ પડી.
અમે પરદેશી પાન, વાએ વંટોલે આવીઆં;
કેને ન દીધાં માન, અહીંથી આથેરે હાલીઆં.
કટારી તું કરનાર. સોચ કીધી સરાણીએ;
વાહાલાની વેરણહાર, તું લોહીઆળી લટક્યાં કરે.

એ વખતે બ્રાહ્મણ કહે છે કાએકુ રોતી હે, મેરે ઘ-ર ચલને. એ ચોર મુવા સો અછા હુવા. રાંડ લોકને લુટ-

વા સાને મોકલ્યો. લોકને લુટી ઘરેણા લાવે તે પેહેરવાં જોઇએ માટે રોય છે; લુંટતા આછા લાગતા રંડી, ઘરમે રખા હોતતો કોઈ મારતા નહીં.

કાગી મોઢું ઉઘાડીને કહે છે, મારો ઝટવા કીને મારો ભાઈ.

નાએક—બાઈ તું કાએકું રોતી હે. તેરે ધણીને ઓ ગંગાપારી બ્રાહ્મણ આયોથો ઉસકું લુંટીઓ, સો ઉને પીરજમલાકો ધોંસો મારો સો મર ગયો. અબ તેરે ચાહે સો કર.

કાળી—એ મુવો ગંગાપારી બામણ ગયો કાંહાંસો મને બતાવો.

નાએક—ગામમાં છુપા રહ્યો હે સો બોલાવ.

કાળી—ઓ હાથ કેસા આવે.

નાએક—ગામમે એસા નોતરા ફેરાવ કે કોઇ પરદેશી બમન હોયગા તો ઉસકું લડુકા સીધા દેના હે.

કાળી—રે ઇસિ ગામમાં કોઇ પરદેશી ભરામણ છે, હું તેને શેર ઘી, શેર સાકર અને શેર આટાકા સીધા દઉં.

પેલો બ્રાહ્મણ સંતાઇને બેઠેલો હોય છે તે ગાંડા કહાડતો આગળ આવે છે ને કહે છે, 'તું લડુ ખીલાતી હે,' મેં પરદેશી ભરામણ હઉં.

કાળી—તુ ગંગાપારી બામણ છે?

બ્રાહ્મણ—હા મેં ગંગાપારી હઉં.

કાળી—તુમ લડુ ખાયગા?

બ્રાહ્મણ—હા ખાઉંગા.

કાળી—બેઠ નાહા.

બ્રાહ્મણ—હાથમાં થુ થુ કરી હાથ શરીરે ચોળે છે ને કહે છે લે નાહ્યા.

કાબી—એ કેસા અસ્નાન?
બ્રાહ્મણ—એ શુક અસ્નાન.
કાબી—એડ કાયમે ખાયેગા?
બ્રાહ્મણ—એ કપડા પાથરા. લાવ્ર ઈસમે.
કાબી—દાલ કાયમે લેગા?
બ્રાહ્મણ—જુતીમે.
કાબી—આછા, તું ગંગાપારી ભરામણ ખરો કેમ!

એમ કહી ચોટલી ઝાલી તેના ગળાપર તરવાર ઘ-
રે છે ને કહે છે લે મુવા એ કડુ ખા.
બ્રાહ્મણ હાં હાં હાં કરી બુમ પાડે છે ને ગભરાય છે.
કાબી—તેં મારા ધણીને માર્યો,

બ્રાહ્મણ કહે છે ના મેં નહીં, આણે માર્યો; કોઈ બીજાને બતાવે છે. કાબી તેને પકડવા જાય છે તેટલામાં બ્રાહ્મણ નાસી જાય છે. કાબી તેની પાછળ દોડે છે ને ગાય છે, 'કીને મારીલોરે મારા ઝટવારે.' એના એ બોલ ફરી ફરીને ગાય છે ને બ્રાંહ્મણની પુઠે દોડે છે. બ્રાહ્મણ પકડાય છે ને કહે છે, મને કયાં પકડયો હુંતો હજામછું, તમાશો જોવા આવ્યોછું, હુંતો ગાંજો છું મસાલ ઝાલવા આવ્યો છું. કાબી માનતી નથી ત્યારે તે કહે છે હુંતો પીંજારો છું, ને મોડે પીંજાર બોલાવે છે; પછી કહે છે હું વાઘરી છું, દેવ દાતાર ને પોપટ આલવા આવ્યોછું.

કાબી કહે છે નહીં તું બ્રાહ્મણ છે, તારા કોટમાં જનોઇ છે. તેંજ મારા ધણીને માર્યો, તુંજ મારનાર, બીજો કોઇ નહી. બ્રાહ્મણ રોઇ પડે છે ને કહે છે મારો સબ લીનો, કર બની, ધોતી, પોટી સબ લે ગયો, તબ મેં મારો, નો તબ મે મારો, મેરો સેર સોનો લીનો, સેર રૂપો લીનો, લઠી, કર બની, ધોતી, પોઠી સબ લે ગયો, તબ મેં મારો.

કાબી—તારા સબ પીછા દઉં તો તું મારા પીયુને જીતો કરે ?

બ્રાહ્મણ—હા મેરા પીછા દે મેં જીતા કરૂં.

કાબી—લે રે બ્રાહ્મણ તેરી લકીઆ લે રે, ધોતી લે તેરી પોથી લે, પાણી પીનેકી કરબતીઆં લે, રામ ભજનેકી માળા લે, તેરો રૂપો લે, તેરો સોનો લે, સબ તેરો આયો ?

બ્રાહ્મણ કહે છે હા આયો. અબ એક ભંગીકુ બોલાવ કે ઓ આકર એ મડદાકું ઘસડ લે જાય ઓર દાટે. એમ કહી નાસે છે. કાબી તેને પકડીને કહે છે રે મુવા ડોંગા તેરા સોના રૂપા સબ પીછા દીયા અબ કીયું નહીં જીતા કરતા ?

બ્રાહ્મણ—મેરા થા સો મેરેકું દીઓ, ઇસિમે તેરે બાપકા કીયા લીઓ.

કાબી—મુવા તેરા કાં થા, તુ તો રોતો થો, તેરા સબ ગયાથા.

બ્રાહ્મણ—લે, જીતા કર દેતા હું.

કોઇ પાસે એક પૈસો લઇ કાબાની આસપાસ ફરીને કહે છે 'અલ્લા બે અલ્લા, કાપુ તેરા ગલા, ઉઠે નહીંતો કુટ મારૂં, જાને મેરી બલા; ઉઠ ઉઠ ખડા હો જા.'

કાબો ઉઠી જતો રહે છે ને વેશ પૂરો થાય છે.

## વીકોસીસોદીઓ.

મેલણી. "મારા રસીઆ બાલમ રે, ગાગર ઘડનો મારા રસીઆ બાલમ રે, ગાગર ઘડનો." એસા થઇ તા થઈ.

વીકો ઉદેપુરના રાણાનો ફટાયો હતો, તેનો આ વેશ છે. એક ભવાયો રજપુત સરદારને વેશે આવે છે ને મારવાડીમાં બોલે છે. ભલો કરે રે એક લંગ મહાદેવરો; કાહીશ રાય, એક લંગ મહાદેવ કેડા હુવા ઇણુશે કહેવત.

દેવતો મહાદેવ દેવ, સાચે મને કીધી સેવ;
ગોફહી જટામાં ગંગ, આભુખણ બીરાજી અંગ;
ચડતી કળા ઉછંગ, બીરાજે લલાટચંદ;
આંખતો ધખંતી આગ, જલે થલે નાગ ઝાળ;
મેખળેશી રૂંઢમાળ, ઉભીઆ શીહીએ અર્ધંગ;
ખભેતો ત્રલશુલખંડ, ઓધારીઓ છમ ડગ;
દમરૂ વાગે દાકીલ, નાટા રામ લીલ લીલ;
વજરે ચડો લંગોટ, ઉપરે તજારી ઓટ;
જોગી મંત્ર સેવખક, વડેહો વડેહી ચક;
ના જાણું કોઇ નાત ભાત, શંકરા શબ્દ સાખ;
આકડા ધતુરા આંબ, પ્રેમે ચડાવે પાણ;
પ્રતએ ભોળા ભુપાલ, પ્રભાતે કીજે પખાલ;
ધ્યાન ધર્યા જગઇશ, જટા મુગટ શર બંધ્યો;
વાળ્યાં ચોરાશી આસન, જોગ જગત સંધ્યા;
સોળ કળા સંપુરણ , ચંદ જો મુસ્તક આગો;
ઝરીઓ અમરત બંદ, તબ ચાખ ચેતનકું પાગો.
આક ધંતુરા કર ગ્રહે, રૂંઢમાલ કંઠ ધરે;
ખાગ ખેલનકું મારણ ધરો, તબહી સંકર હાં હાં કરે.

મહાદેવ એડા હુવા સુન બાબા. ભલો કરે અગરસંગ રાઠોડરે, હો કાહીરા રાય. અમરસંગ કેડો હુવો ઇણરી બાત મેં કડું સુનરે દાદા-શાહજહાં પુછે બેરબેર અગરકી કમરમેં કહો કાંહાંકી કટારીથી ? જોધપર જડાઇથી, ગઢ સાંકળે બાંધીથી, સાપજેસી સલક ગઈ, બીજલીસી બેહેગઈ. કહો કીત્તે ઉમરાવકુ કીત્તા દુખ દે ગઇ'. એનો જવાબ એકનકું લગાઇમાં, મેર હુદનકી ફુદમે ફવાક જેસો દેગઇ, કાલ જેસો કરકડે. ફેફરોસો ફરફરે, ગરદન સારો તોડ ખાયો, લોહ સારો પીગઇ. જેસો સલાબતખાં મારડાલો, અજનકો કાન કાટ બુચો કર લે ગઇ. ખેલનમે શીકાર, જીયું મરગન બાવરા, પાવસેર લોહેસે હલાઇ પાદશાહી, જો હોત શમશેર તો છીનાલેને આગરા, બધોડ ધોડ ઉઠીઓ મેરરો બાધોડ ધોડ, અસો અવસર મે કદે પાવા. અમરને મેલું સરગ જાવનતો આગરે લડેવા કદે આવાં. નાખ પડો પરો પાદશાહસું લડવડ કામરો કોટ સાચો કમાયો. અમરરો વેર તીસરે પોહોર ઉછેલો તો બલુ બાંધ મોર સરગ આયો. કરકેસરમાં ગરકાવ વાગા, શેરા બાંધ હલકાર સાંધા. અમરરો વેર ચોથે પોહોર ઉછલોતો દલીને આગરો હુવા બાથાં. અમરસંગ રાઠોડ એડા હુવા.

ભલો કરે વીકોશીસોદીઆસે, કહીરા રાય, વીકોસીસોદીઓ કીણરે દીન હુવા. જવાબ. એક દીનરો વખત હે, મને કયેની હુવા. થારે મને સાન સુધ રહી નહીથી. થારે રાણી રતનાવળે તબીબરો બોલાયો, માહાંકી નાડી દેખાઇ. થારે ઓ તબીબરે કહો ઇનરે મધુપાન પીલાઓ, ઈણરે આછો હો જાશે. થારે રાણી રતનાવળે મને મધુપાન પીલાદીઓ. થારે મને આછો હવો. થારે મેને રતનાવળે જાએ પુછો કે મને કાયસે આછો હુવો. થારે મેને કહો હર

એકલંગો ધર
હર ગોવીંદ મે રજપુતરા દાવડા કે માંકાં મધુ-
હે થે મને મધુપાન પીલાયો. મેને જોશારે પૂછો કે સવાશે-
પાનરો અંધરો મીથ્યા હોશે ? જોશીએ કહો હા સવારણ હોશે.
ર શીશો ઉકાળીને થેં પીયોતો ઇતરો દોશ નવારણ હોશે.
તો સવાશેર સીસો મેને પીયો સો મને હઝમ હુંવો. તદી
માકો નામ વીકાસીસોદીઓ હુવો. એક માકો નામ વીકો
સીસોદીઓ, એક માકો નામ વીક્રા હેકુ. વીકો હેકુ કીનારે
દીન હુવો? એક દીનરો વખત હે, રાણી રત્નાવળ મેહેલ-
મે પોઢ્યાં હે, થારે માકા મોહોદારે રાણાનાં મોહો આગે
જાકે ચુગલી કરી કે આછી આછી લુગાઇઓ વીકાસીસો-
દીઆને ઘેર વે, આછા આછા ઘોડીલા વીકાસીસોદીઆકે
ઘેર વે, આછા આછા મોહેલ વીકાસીસોદીઆ કે ઘેર વે.
ચાડીચુગલી જાય કરી થારે રાણો માકા ઉપર ખોત ખફ્રા
હુવો, થારે ચારસે ઘોડીલા માકે ઉપર ભેજ્યા. થારે મને
રતનાવળે જગાયો કે ચારસે ઘોડીલે આપને મોહોલ નીચે
ખડ્યા હે. થારે મેં ઉઠકર ઢાલ તરવાર લેકર અંદર પ-
ડ્યો, એટલે ઇણિરે મને હડરક માગ દીયા. જાને મેં રા-
ણાને કુનસકીઓ. થારે રાણે માકો ઝવાર ના લેઓ, મને
આવળે પાન ચુનો દેવડાગો, માકા પાંચ ગાગડાં પીછા લી-
આં ને મને દેશવટો રાણે દીઓ, મેં અઠીંશે નીકર્યો થા-
રે મીરહાજને ખબર હુઇ કે વીકાસીસોદીઓ રાણારા પા-
સસે ગયો. રાણારા ઘરમાં તાતીતરવાર વીકાસીસોદીઓથો
તેતો ગયો થારે મીરહાજીરી ફોજ આઇ તે રાણારો શે-
હેર ઘેર કીઓ. થારે રાણાએ રજપુતરા દાવડા એકીટા
કીયા. સવાગણ કેસર ઘોર્યાં થારે બરછીરી આણીએ ટીકા
ટીકા ભાગ ના આગો. એતરા રજપુતરા દાવડા એકીટા

હુવા. રાણે કહ્યો કોઈ એડો હેકે મીરહાજીરા હાથીને કૂંભ-સ્થળમાં સવામણ લોઢાની સાંગ દેવાડે ને ફોજ હટાવે એ-ડો કોઈ હે. કોઇ રજપુતરી હીમતના પોંચી થે દન મને રાણે ઈઆદ કીયો કે આ વખત જો વીકોસીસોદીઓ હોત તો સવામણ લોઢાની સાંગ હાથીના કૂંભસ્થળમાં રાડ દેવાડે. થે દન મને રાણે સાંઢણી ભેજીને બોલાવ્યો. થે દન મેં સવામણ લોઢાની સાંગ હાથીરા કૂંભસ્થળમાં રાઢ દે-વાડી એટલે હાથી પાછો ભાગો ને ફોજ હટાઇ. ચાર કોશ તલક પીછી હેઠાઇ ઇણારે દીનસે માકો નામ વીકો હે-ડો હુવો. આગેસે આયો મેં પીછેસે આયો મારો મોતી-ઓ; માગણીઆત સમેલો કરજો થેં.

મોતીઆ માગણીઆની મેલણી. આહારે મૃગનેણી-નો જોબન જાચરે ભલે આયો આયો કુમડો; (ચડાવીને) આયો આયો. કુમડો.

મોતીઓ માગણ, તેની વહુ ગંગાગોર, ને તેનો છ-ઇઓ ગુલીઓ એ ત્રણે જણ આવે છે. માગણ સલામ ક-રે છે ને કહે છે, ભલા ભલા સરદારાંને મુજ મોતીઆ મા-ગણીઆતણો હોબરાજ રે માઇ બાપ.

ગંગા—વડા વડા સરદારાંને માકો ઝરપલીરો હોબ-રાજ માઇ બાપ.

ગુલીઓ—વડા વડા ઢેડાને, ગાંઞાને કુંભારાંને મુજે ગુલીઆ ગાડીઆરો હેબરાજ માઇ બાપ.

મોતીઓ—તને હેબરાજ રે દુંગલીઆ?

ભુંગળીઆ—અલ્યા દુંગળીઆ કે ભુંગળીઆ?

મોતીઓ—આછી વગાડે ભુંગળીઆ નહીતો મારા બેટા દુંગળીઆ. તને હેબરાજરે પબાજી તને હેબરાજરે ફકાફુટીઓ.

## વીકોસીસોદીઆનો વેશ.

તાલકુટીઓ—અલ્યા કડાકુટીઓ કેમ ?

મોતીઓ—આછી વગાડેતો તાળકુટીઓ નહી તો કડાકુટીઓ. સુણો દાદા અઠે મારો વીકોસીસોદીઓ આયો હે ઇંણરે કહીએ થારો મોતીઓ માગણીઆત ઘઠ ચીતોડસે થેને સોધતો સોધતો અઠે આયો. એક જણ વીકાને કહે છે, થારો મોતીઓ માગણીઆત અઠે આયો હે. વીકો તેને કહે છે તું એસો જારે કહે તે વીકાજી સાતમી દેલીએ સુતા હે તે કોઇ ના જાગે. પેલો માણસ મોતીઆને તેમ કહે છે.

મોતીઓ—ના જાગે તો ધધુણ, (ધંઢોળ) હલાવ.

બોલાવનાર—તોએ ના જાગે.

મોતીઓ—આંગળીનો ગોદો માર.

બોલાવનાર કહે છે ના જાગે ત્યારે ક્રોધમાં આવી કહે છે જુતી મારી રીસા જાસા. તેની બાએડીને છઇઓ પણ એમ કહે છે ને ત્રણે પાછાં વળે છે. બોલાવનાર વીકાને કહે છે થારો માગણ રીસા ગયો.

વીકો—ઓહો રીસા ગયો? જાઇને એડો કહે થને સામા સધારીને બાહે પાસાદે.

બોલાવનાર—એ મોતીઆ માગણીઆ તને વીકોસીસોદીઓ સાંમા સધારીને બાહે પાસાદે.

મોતીઓ પાછો આવી વીકાની પેડી ( મશકરીમાં ) બોલે છે

સાપ્રા સોકાવતરા, લાગાદોકાવતરા, ગાલ્લા ગુડીઆવતરા, ગડીઆ પાંજરીવતરા, પાંજરી બોરડીવતરા, બોરડી પાંદડાવતરા, પાંદરો ખરો ગયો, બકરો મરે ગયો, સેંડી કરે ગયો, દગ થારો પરીઓ વધે ગયો હું માગાપ.

ગંગા—હું વીકાજીનીમાં, હું વીકાજીનીગાં.

છોકરો—હું વીકાજીનો ભા, હું વીકાજીનો વડુવો.

વીકાજી—મોતીઆ માગણીઆત તું ધઢ ચીતોડસે ખડીઓ તે કઠે ગયો ?

મોતીઓ—ધઢ ચીતોડસે મેં ખડીઓ તે થારે ઉચે પીપલે ગયો.

વીકો—રાજપીપળા કે ?

મોતીઓ—ભુલો બા ભુલો, રાજપીપળેસે ખડીઓ તે રાણીના દેશમાં ગયો, અઠેસે ખડીઓ તે થને સોધતો સોધતો અઠે આયો.

વીકો—મોતીઆ માગણીઆત ચીતોડ ધઢરી કાંઇ ખબરાં.

મોતીઓ—મહારાજ આછી.

વીકો—રાણો મોસે કાંઇ આછો કીઓ ? માંકો છાખો હાથી પીછો લીઓ. માકાં પાંચ ગામડા પીછાલીઆ, માકે અવળે પાન ચુનો દેવાડયો; રાણે કાંઇ મોસ આછીકી નહીં, મોકે દેશવટો દીઓ. મેને ધઢ ચીતોડ છોડયો ઉસદનરો માને રાગ નહી સુનો.

આછો આછો મારૂ, આછો આછો ખમાચી રાગરો જમાવ કરેતો મે મુછાપર તા નાખું.

મોતીઓ કમાચો છોડી ગાય છે, એટલામાં તેનો દીકરો ગુલીઓ આળોટી પડે છે ને ઉંચી આંગળી દેખાડી કહે છે એ ગુલીઆરા દઉ વડો વડો કાય દેખાય ?

મોતીઓ—એતો આભામંડળ દે.

ગુલીઓ—રડી પડી કહે છે ગને આંણદે આં આં આં.

મોતીઓ—આભામંડળને તું કાય કરે ?

ગુલીઓ—ઇની થાળી કરીને જમુ. ને વડો વડો કાય દેખાય ?

મોતીઓ—ચંદરમાં.

ગુલીઓ—મને આણુદે.

મોતીઓ—કાય કરે ?

ગુલીઓ—ચકડી ભમડી કરી રમુ. (વીકાજીની આં-ખ ભણી આંગળી કરી કહે છે.) ઇયો છોટકી લોટકી કાય દીસે?

મોતીઓ—ઇતો વીકાજીજી આંખો,

ગુલીઓ—ઇએ મને આણુદે.

મોતીઓ—થેં કાય કકે ?

ગુલીઓ—લખોટી કરી રમું.

મોતીઓ—પછે એ આંધળુ ધુડ કાં જશે ?

ગુલીઓ—કુવામાં પડશે, રે બડો વડો કાય દીસે?

મોતીઓ—એતો વીકાજીની મોળ.

ગુલીઓ—એ મને આણદે મેં દડુલો કરી રમું.

મોતીઓ—હેં માંકા બેટા.

વીકો—હેં માંકા બેટા. માકી મોલરો દડુલો કરીને રમે.

મોતીઓ—દાદા રીસ માં ચડાવો, એ જાચકના છો કરા લાડેકવાયા વે.

ઝરપલી—ઓ ગુલીઆરા દક વે દી આડો થને સાંભરે ?

મોતીઓ—કીરરો દીઆડો ?

ઝરપલી—થારો ન મારો વીવા મેલીઆને થેને મા-હેરામાં પધરાવીઆ ને થારો ને મારો હાથેવાળો મેલીઆને મે નખરો કેડે કીયો.

મોતીઓ—કાય નખરો કીયો થેને, પાનરો બીડો દીઓ ને સોપારીરો બટકો દીઓ.

ઝરપલી—ના.

મોતીઓ—રાંડ તારે થેને કાય નખરો કીઓ.

ઝરપલી—મેં અડી બોલી કે માડવાના પૂળા ઉડે ગયા, થારો ફુલેકો ચડીઓ ને મેં સરખી સરખી સાહેલીઆં લઈને થને ઉકરડા ઉપર નાળુ ને થારો ફુલેકો બાગો આગો ત્યારે મેં છાણાના પોહળામાં લબહે પડી.

મોતીઓ—લબહે થેં પડી કે મેં પડો. આવી ખરાબ લોગાઇ થેં માકે મળી. સુણ ગંગાગોર, રાણે કહ્યું આછો આછો રાગરો જમાવ કર મેં હુઓ ઝકુણું ને થેં સરપુર.

મોતીઓ ગાય છે, 'નદરત તનારી નાતુ આ આ આ.' ગંગા પાછળથી સ્વર પુરે છે 'હોકો હોકો હોકો' ( શીયાળવાની પેઠે ભુંકી. )

વીકોજી—મોતીઆ એ કેડો રાગ હુવો ?

મોતીઓ—મેને ખંબાચી રાગ કીઓ. ને રાંડને શીળુ રાગ કીઓ.

વીકોજી—આછો આછો ગોડી, કમાચી, મારૂ, સોરઠ, એ રાગ સુણો. પણ શીળુ રાગતો નહીં સુણો.

મોતીઓ—રાંડ એડોઈ રાગ કરે છે. સુણો ફેર ગાનદરત તનારી નાતું આ આ આ.

ગંગા—ભું ભું ભું ( એમ ગધેડાની ગોડે ભુંકે છે)

વીકોજી—એ કેસો રાગ હુવો ?

મોતીઓ—ધાધા ગોડી.

વીકોજી—દેવગોડી સુણી, અનળગોડી સુણી, પણ ધાગોડી કદી નહી સુણી.

મોતીઓ—રાંડ એડોઈ રાગ કરે છે. મેં ફેર ગાઉ

'નદરત તનારી નાતું' આ આ આ. ગંગા-ઉ લું ઉ (કું-
તરૂ બોલાવે છે ) તેવારે ગુલીઓ કહે છે છાની થારા
મોડા ઉપર ઉધાણી ભરાવું.

વીકાજી—એ કેસો રાગ? એતો મેં નહિ સુણો.

મોતીઓ—એ રાંડ એડાઈ રાગ કરે છે. સુણો મેં
દુઆ કહ્યું.

રાગા શીર ખંબાચીઓ, માહાલા શર માર; ૧
સેજે મીઠી સુંદરી, અમલા શર દારૂ.
છીંકતાં ઢાળ્યો ઢોલીઓ, છીંકતાં કીઓ શણગાર; ૨
આંગણ ઘોડો પીયુ ખડો, થેં જીઓ છીંકણહાર.
સોરઠ ધરાના સંચર્યો, ના ચડયો ધઠ ગીરનાર;
ના નાહ્યો ગંગા ગોમતી, તેનો અફૂલ ગયો અવતાર. ૩
સોરઠ સુઘડ માણસા, તાંહાં શું કર્યો વેવીશાળ;
એક નઠારા ને દુજો નગણા, તેના આવ્યા દે આધાર. ૪
ગોરી થારાં દો નેણ, જેસા અરજન બાણ; ૫
જે દેશ જોયાં વાંકડા, તે દેશ પડયા ભંગાણ.

દડકાથી ચમકયો હોય તેવો ઢોંગ કરી મોતીઓ કહે
છે, દાદુરીઓ! દાદુરીઓ! ગંગા-દાદુરીઓ! દાદુરીઓ!
ગુલીઓ-દાદુરીઓ! દાદુરીઓ! એટલે મોતીઓ તરવાર
ખેંચે છે.

વીકાજી—સુણ મોતીઆ માગણ આછો આછો રાગ
હુવો, ઇસમે ચકરો વકરો કાય હુવો?

મોતીઓ—દાદા રાગરો માહ્યો દાદુરીઓ આયો તે
રાંડની સાડેલામાં ગુસ ગયો.

વીકાજી—થેને દાદુરીઆ ઉપર ધજા કરી!

મોતીઓ—થારો લુણ ખાયું તે દાદુરીઆ ઉપર ધ-
જા ન કરૂ!

વીકોજી—મોતીઆ માગણુ રંગરો આછો આછો જમાવ ના હુવો, આછા ભાવન સુણાવ. પેહેલો ઈડરો ધ-ણીકો ભાવ ગાકો સુણાવ.

મોતીઓ ગાયછે. રાગ સોરઠ. 'ઈડર આંબા આંબલી રાજ ઈડર દાડેમ દ્રાખ; ઈડરનગર સોહામણું, ત્યાં વસે કા-મણગારી નાર, વેગેને પધારોરે માણીધર રાજ. હુંતો થારા ગુલડાને મોહી મારા રાજ, અમલ આરોગો રે સુખના લાલ. આંગડ ચમકી મોજડી, તરકસ રણુકા તીર; કોઈક સાહેઓ આવશે, મારો લાલ નણંદનો વીર; વેગેને પધારો રે માણીધેર રાજીઆ. ઊંચી ચડુંને નિચી ઉતરૂં, ચડકર જોવું થારી વાટ; કોઈક સાહેઓ આવશે, ઘેર ફુલડે બિછા-વી ખાટ; વેગેને પધારોરે માણીધર રાજ. પાંચ રૂપીઆ આલું રોકડા, કોઇ લશકરીએ જાય; જઇને ઠાકોરને ઇમ કેહેજો થારી મૃગયાનેણી પાન ન ખાય; વેગેને પધારો રે માણીધર રાજીઆ.

વીકોજી—એતો ઇડરરા ધણીરો ભાવન સુણો, હવે બારેકડા ધણીકા સુણાવ.

મોતીઓ ગાયછે. રાગ મારૂ. 'રાજ આબુતે જેડા ડું-ગરા, રાજ ઘઢા જેસલમેર રે; રાજકળીઆં ભમર સજાન રે, તારૂં મન મોહ્યું ચીત ભેળ રે; લખનેણાજ બારેડ મારે ઘેર આવો રે સાથીડાને સજોડ, ઘેર આવો રે હાથીડાને હલકે; ઘેર આવો રે ઘોડીલાને ધમકે, રાજાજીને રીજવીને ઘેર આવો હો મારા રાજ. રાજ લીલુડી ઘોડી હાંસલી, તેને સોનાની લગામ રે; રાજ તેને ચડીને ઘેર આવજો, મૃગીયાનેણી કરે સલામ રે લખનેણાજ બારેડ. લાલ લી-લુડીને લીલા જવ ચારજો, મારા પીયુને મધને માંસરે; રા-

વીકાસીસોદીઆનો વેશ. સરણો છં-
જ ધન પીંગળ દેશની પદમણી, પીયુ પાવા તે
સરે લખતેણાજ બરડે. હાંરે રાજમંદીરે દીવડો બળે, રાજ
આખે બિછાવી સેજરે; રાજ હુને મારો સાહેબો પોઢશું,
તુંતો કર દીવડા ઘણુ તેજરે; લખતેણાજ બારોડ. હાંરે
રાજ કસોં કંલાલી મધપીએ, રાજ સાવણુ ય્યાલો હાથ રે;
રાજ આંગણ ઉભા ઓળગું એતો અખેરણારો સાથરે;
લખતેણાજ બારેડ. રાજ કોટડે જેના ભાઇવસે. વસે વા-
ધાજી પાસરે; ભાવ સીરોઇ નગરથી વાપર્યું, ગુણ ગાયતે
લક્ષ્મીદાસરે; લખતેણાજ બારેડ. રાગ ખંમાચી. કાંઇલા-
જોરે દખેણીઆરી બાત, તિને આપું મારા હાથડાની છા-
પરે; માકો મારૂડો પીયા પરદેશ વાસો ઇદન લાગ્યા હો રાજ
એક ચુની હો ચુનીરે, મારા પીયા બિન સેજડી સુનીરે,
મારો મારૂડો પીયા પરદેશ વાસો ઇદન લાગ્યા હો રાજ.
બે સરમાં એક મોતીહો મોતીરે, હુંતો મેહેલ ચડી વાટડી
જોતીહો જોતીરે, મારો મારૂડો પીયા પરદેશ વાસો ઇદન
લાગ્યો હો રાજ. રાગ મારૂ. રાજ ધન ધન દેશ દ્વારકાંતે,
ધન ગોકુળની નારને, હીરા મોતી નીપજે તીહાં માંહી ર-
ળા મોરારરે. મેરામણ મથ્યા રાજરે, તમે આવોરે ઢાળી-

જ. પ્રભુ શરણે આવ્યાની આશ ઘણી, સાંભળો સુરીજન સારરે; પેલા વસીઆ ભગતની વિનતી, ઉતારો પેલે પાર, મેરામણ મોટારાજ દેવળીઆનું ભાવન. રાગ મારૂ. લાજો લાજો મારી નણદીના વીરરે ઢોલાજી, દેવલીએ ગુલાબી ચુડો વાપર્યો. અરે રાજો એકજ કેવડે, કાંઈ કેળે તે કાંટો ન હોયરે ઢોલાજી. આંટો આંટા લેજો રાવની પાઘરે, મૃગયાનેણીશું આંટો ના હોયરે ઢોલાજી, દેવળીએ ગુલાબી ચુડો વાપર્યો. એક અંધારી ઓરડી, દુજીતે વેરણ રાતરે ઢોલાજી, તીજો ઢોલીઓ સાંકડો, મારો નગણગારો નાવરે ઢોલાજી, દેવળીએ ગુલાબી ચુડો વાપર્યો.

હવે વીકોજી ઉઠીને પીશાબ કરવા જાય છે તેના મુખ આગળ મોતીઓ, ગંગા ને ગુલીઓ ગાય છે "આવેરે હાથડાને હલકે, આવેરે ઘોડીલાને ધમકે." વીકોજી પાછો સભામાં આવી મોતીઆને શાળજોટો આપીને કહેછે 'મોતીઓ માગણીઆત હું થારાપર બહુ ખુશી થયો તેથી લે આ મસાણની શાલ.'

મોતીઓ—થારો મશાણનો શાલ મેં કદી નહીં લેઉ, લે થારી પીછી ( એમ કહી તેના ઉપર પાછી ફેંકેછે)

વીકોજી—મોતીઓ માગણીઆત કડી પરગણે મેસાણા જોટાણા શેહેર હે ઉવાકો જોટા લીએલો હે.

મોતીઓ—હાં દાદા સમજો, થારો લાખ પાસોતો મારો કાક પાસો.

વીકોજી—અલ્યા, લાખ પાસો કાય ને કાક પાસો કાય?

મોતીઓ—દાતાર આપે તે રૂપીઆનો હોય તે મારે લાખ પાસાનો પણ તું ભવઇઓ આલે તે કાક પાસાનો દાદા મારે છોરા ગુલીઆરો ટીકો આયો છે, થેં મને ઘેલો

જગાઇરે બાલમ રેન થોડી. પાયલરે કાંઇ પરણો, બીછવા-રો જગકાર, જબ ગોરી સેજે આવે તબ ઠંમકે નાવ, જ-ગાવ રે બાલમ રેન થોડી. એક અંધારી ઓરડી, દુજુ બેરણ રાત, તીજો ઢોલીઓ સાંકડો મારો નગણગારો ના-થ, બાલમ રેન થોડી.'

હવે વીકોજીની વહુ રાણી રત્નાવળ આવે છે તેની મેલણીના દુહા.

કુંભળમેર કટાર ઘડા, પાણી અવળાં ફેર;
રાણાને કહેજો સંઘેસરો, અમે વસીએ કુંભળમેર. ૧
કુંભળમેરથી રાણો ઉતર્યા માથે સાંકળીઓ ટોપ;
થર થર ધ્રુજે માળવો. બીહે ઉજણના લોક. ૨

બીહે ઉજણના લોક જીરે. ધેંતે, ધેંતે, ધેતે, થઇ તા થઈ. કોટડેરે નગારા રાણાજીના વાજણા હો વાજણા જીરે. એસા થઇ તા થઇ. ચડાવીને. મારા વાલમનો લા-ગો સનેડો પીએરીઆનો લાગો સનેડો. મારા વાલમનો લા-ગો સનેડો પીએરીઆનો લાગો સનેડો એસા થઈ તા થઇ.

રત્નાવળ અને વીકોજી બેસે છે એટલે તેમનો ગોર આવે છે ને કહે છે, મહા વનમાં બામણ ભુલો પડચો રે મહારાજ, મને કોઇ ગામનો રસ્તો બતલાવો રે મહારાજ, મને કોઇ વસતી ભેગો કરો રે મહારાજ.

જજમાન—અલ્યા ઓ અહીંઓ પાડેક, હે અહીઆ પાડેક.

બ્રાહ્મણ—એ સ્વાંન બોલ્યાં એ કાંક વસતી ખરી, સતી આવી.

જજમાન—અલ્યા ઓ, કુતરા નહીં એતો હું મની-શ, રાંડના તને મારગ દેખાડું.

બ્રાહ્મણ—તું ક્યારે મરીશ?

જજમાન—અરે બેહેરા મરીશ નહીં, હુંતો મનીશ.

બ્રાહ્મણ—તારા હાથ પગતો માણસના ખરા પણ રૂં મોઢું રાખશનું છે.

જજમાન—મેર આંધળા, રાખશનું શું કહે છે, હુંતો ારો જજમાન.

બ્રાહ્મણ—અલ્યા તું મારો જજમાન!

જજમાન—હા, હું તારો જજમાન.

બ્રાહ્મણ—મેર તારૂં નસંતાન જાય, તારૂં વધામણી લાવનારનું, એનું સત્યા નાશ જાય, રાંડને કહ્યું તારો જજમાન મુવો મેં કહ્યું સારૂ થયું, સારૂ થયું. હુંતો ખુશી થયો કે મને ખાટલો મળશે, પાટલો મળશે, ડગલો મળશે, તળાઇ મળશે, ગોદડું મળશે, ઓશીકું મળશે. ને અલ્યા તુંતો જીવતો છે, મને ફોગટ ફેરો પડયો. તું મારો જજમાન ખરો કે. લે તારે તું મને મળ.

જજમાન ને ગોર ભેટે છે, તે વેળા ગોર કહે છે, 'ઇનમીન ને સામો તારો જજમાન મરે તો ડગલો મળે, ટાઢે મરૂંસું.'

જજમાન—એમ બોકું શું બોલે છે.

બ્રાહ્મણ—લે ફરી બોલું, આવ બેટીઓ. ઇનગીનને સામો તારો જજમાન ઘણું જીવેતો દોડપોર દહાડો.

જજમાન—તારૂં ફાટી જાય રે ગોર એવું શું બોલ્યું.

બ્રાહ્મણ—લે તારે સારો આશીશ દઉં, અશ્લોક કહું. આયુ અડંધરે માહારાજને સફ્વરતન, ને લક્ષમીના-સતી દને દને સત્રુ તારા ચરણ્ જીવો, ને હાડ ચામડી રણીવને.

જજમાન—એનો અરથ શો તે કોહોને ગોરમાહારાજ?

બ્રાહ્મણ—આયુ અડધ એટલે તારૂં આવરદા અરધું ઓછું થાય. પચાસનું હોયતો પચીસ થાય, ને લક્ષ્મી તારા ઘરમાંથી જાય, ને તારા વેરી ઘણું જીવે, ને તારાં હાડકાં, જંગલમાં રખડે.

જજમાન—અરે તારૂં નખોદ જાય રે, એવું માઠું બોલે છે! વારૂ લે આવ તને દખણા આલું, જેવી આશીશ તેવી દખણા આપું આ લે ટકો.

બ્રાહ્મણ—ટકો સીદને આલે છે તારાં છોકરાં કહેતાં હશે કે ગોર આવ્યો તે ખાવાનું લાવ્યો હશે તેમને આ ખારેકના બે ઠીલા લાવ્યોછું તે આપ.

માહારાજ માકો વીકોસીસોદીઓ અઠે આયોહું તે કઠે હે; જાયને ખબર કરોકે થારો અઠીઓ રાજગોર આયો.

નાયક—હે વીકોજી થારો અઠીઓ રાજગોર આયો.

વીકોજી—આતો છોડો.

બ્રાહ્મણ—કાખલીઓ કુટતો, ને મારો જજમાન ગારે જજમાન બોલતો આવી વીકાજીના ખોળામાં બેસે છે.

વીકોજી—હોં, હોં, હોં.

બ્રાહ્મણ—ઉઠીને નાસે છે, ને પછી સામો ઉભો રહી રોય છે ને કહે છે, આગળના જજમાન સારા હતા, તેતો ગોરને ખોળે બેસાડતા. આ રાંડને ખુંખારો કર્યો તે મારી છાતીમાં વાગ્યું.

વીકોજી—આવ અઠીઆ, આવ બેસ, કહે રાણોજી માસે કાંઇ આછો કીયો. સુણે અઠીઆ રાણે માસે કાંઈ આછો કીઓ? મારાં પાંચ ગામડાં પીછા લીયા; મને અવળે પાને ચુનો દેવડાવ્યો, માસે કાય આછો કીયો, રાણે માસે દેશવટો દીઓ, મને રાણોજી કોઇ દન ઈયાદ કરે?

વીકોસીસોદીઆનો વેશ. વીકો—કીસી ખખત ઇયાદ કર્યો માહારાજ.

બ્રાહ્મણ—હા માહારાજ થને ઇયાદ કર્યો.

વીકો—કીસી ખખત ઇયાદ કર્યો.

બ્રાહ્મણ—મીરહાજીરી ફોજ આઈ ઉસી ખખત. સ-ઘળા રજપુતરા દાવડા એકીઠા હુવા સવામણ કેસર ગોળ્યો તો ખરાછીની ચણીએ ટીકો ભાગના આયા એતરા દાવરા મેલી હુવા. ઉસી ખખત રાણે થને ઇયાદ કરો કે જો ઇ-સી ખખત વીકોસીસોદીઓ અઠે હોયતો મીર હાજીરી ફોજ ગીછી હઠાવે. એસો ઇયાદ કીઓ ને મને અઠે મોકલ્યો.

વીકોજી—અઠે મોકલ્યોતો હે પણ માકો કાય કીઓ?

બ્રાહ્મણ—થારા પાંચ ગામડા પીછા દીઆ, થારો છઓ હાથી પીછો દીઓ. થેને રાણોજી બોલાવે ચાલ.

વીકોજી—ગાકા પાંચ ગામડારા નામકી થને ખબરહે.

બ્રાહ્મણ—હા માહારાજ હે.

વીકોજી—કેણારા.

બ્રાહ્મણ—નાખોલી, કાખોલી, પાટનુ ગામ પેડુથર, સાસુ છીપાવાડુ ને બાઇજીની નરેલી. ઓ ગામ થારા હે જાણું તે થને પીછા દીઆ.

વીકોજી—ઓ સઘળા ગામ આછા હે?

બ્રાહ્મણ—હા, આછા હે, પણ છીપાવાળામાં ડર હે. આધી રાતકું દીડાજીકો ભો હે, ગામને લૂટે હે મહારાજ.

વીકોજી—ઇણરો કાય ભાર હે, કીતે ઘોડે ચડે?

બ્રાહ્મણ—ત્રણ ઘોડે મહારાજ. આધી રાતકો ગામ-માં પેસે, પટલીઆને ઝાલે ને લુંટે ને હેરાન કરે.

વીકોજી—દીડાજીરા કાય ભાર હે, માકા એટાકા માર ડાલું.

બ્રાહ્મણ—માકો ભૂખ લાગી હે, કાંઈ આટોફૂટો આલો.

વીકોજી—રાણી રતનાવળરે પાસ જા થને આટો દેશે.

બ્રાહ્મણ—તેની કને, મારી જજમાન, મારી જજમાન કરતો જાય છે.

રત્નાવળ—આવો અઠે ગોર. સરખી સરખી સાહેલીઅરી કાય ખબર, બાઇ અમારીરી કાય ખબર.

બ્રાહ્મણ—એની ગાંડે વળગી ભમરી તે હેંડે તમરી તમરી, સારી ખબર.

રત્નાવળ—બાઇ લાલીરી કાય ખબર ?

બ્રાહ્મણ—બાઇ લાલી એતું મોડું જાણે પાળી, સારી ખબર.

રત્નાવળ—ઉભી થઇને ગાણા ગાય છે. રાગ મેવાડા.

ઘઠ ચીતોડથી પલાણીઆ, હાંરે હો મેવાડારાણા, આની હો રે હો, વારીરે મેવાડા રાણા. ઇદરઘઠ હુઓરે મેલાણરે હો વારીરે મેવાડા રાણા, આની હો વારીરે મેવાડા રાણા. દુંગરે એને બાલા રાણારે વીકાજીના જળ હળ્યા, આની હો વારીરે મેવાડા રાણા. કમણ કુદાવે રાણારે વીકોજી ઘોડેલારે, આની હો વારીરે મેવાડા રાણા. લાંબી લાંબી વેણુ રાણારે વીકાજી પાતળા, આની હો વારીરે મેવાડા રાણા. રતના કેરા રાણા હો ભરથારરે, આની હો વારીરે મેવાડા રાણા. સ્નેહવટ સાચો રાણારે, કેમ ચાલો રાણારે, આની હો વારીરે મેવાડા રાણા. ચાકરી ના જાશો રાણા, ચાકરી દોહેલી દોહેલી મને શીઆળાની રાતરે, આની હો વારીરે મેવાડા રાણા. ઘોડેલાને વેચી રાણા ઘોધલા લીજીએ હો વારીરે મેવાડા રાણા. બાસોડા ભાગી રાણા કેશ કરાવીગો હો વારીરે. પાધરાના ખેતર રાણા આપણે ખેડીગો, આની હો વારીરે મેવાડા રાણા. ગાંડે વાવીએ

માળો ધાસી ટાંઇએ રાણા.
મગડા ને શાળ રે, આની હો. તેણેને ઉરાડીએ આપણે
આપણે એહુ જણા, આની હો. પ્રીતડીના બાંધ્યા રાણા રેહોરે સ્નેહવ
ચરકલા. આની હો. આની હો વારીરે મેવાડા રાણા.
ટ સાચો સ્નેહવટ સાચોરે, આની હો વારીરે મેવાડા રાણા.
આવી આધી રાતે રાણારે આવી આધી રાતે લશકર વ-
ળી ગયા. આની હો. એગને ભરાણી વીકાજીની મોલ રે,
આની હો. તાંબાં તાંબાં કેરીઓ રાણા વીકાજીને તોલડી,
આની હો વારીરે. માંહે રાંધીએ મરગલાં કેરા માંસરે, આ
ની હો વારીરે મેવાડા રાણા. રાધનહારી રાણી રત્નાવલ
પાતળી, આની હો વારીરે મેવાડા રાણા. જમણહારા હો
રાણા જમણહારા વીકાજી હંસરે, આની હો વારીરે મેવા-
ડા રાણા. (ચડાવીને) હોરે મેવાડા રાણા, વારીરે મેવાડા
રાણા. તા થૈ તા થૈ. ધેં, ધેં, ધેં.

---

## ઢેડનો વેશ.

'એમા થઇઆ તતથે ભલે ગાલા ટાવલો મેહેતર
આવે, મુગલાની વેશ લાવે, ટાવલો મેહેતર આવે મુગલા-
ની વેશ લાવે.'

એવું ગવઇઆ ગાય છે એટલે ઢેડ માથે ખાટલો લ-
ઇ આવે છે ને થોડીવાર ચકર ચકર ફરે છે, ને પછી એક
ભવૈયાને કહે છે ચાલી ઉતરાવ, આ મારી સાજુ ઉતરાવ.
તે ઉતરાવવા આવે છે કે ઢેડ કહે છે આઘી આવ. ભવૈયો
નજીક જાય છે તેમ વધારે પાસે બોલાવે છે ને એકાએક
તેના માથે ખાટલો ચડાવી દેછે. પોતે ખસતો રહી સીપાઇ
હોય તેવું ડોળ કરીને કહેછે ચલબે સાલે ચલબે, જલદી ચલો.'

ભવૈયો—લે પાછો લે નહીતો નાખી દઉછું.

ઢેડ—એવી ખેત્રીને ખાટલો ચડાવી દીધો છે. તારો શો ભાર કે તું ઉપાડે એતો હાથીના ભાર તે હાથી ઉપારે.

ખાટલો ઉતરાવી તે પરની ચાદર ઉપાડીને કહે છે મારા ભાભાની, આમાં મરઘડાનાં ઇંડાં હતાં તે ચાં જ્યાં.

ભવૈયો—મારી બલા જાણે.

ઢેડ—તું ન જાણે તો કોણ જાણે. મારા સાબના હતાં તે તારી ચામડી ઉતારી નાખહે.

એમ કહી તેની પાછલ જાય છે ને બંને ખાટલાની આસપાસ દોડા દોડ કરે છે. વળી બીજી મેરથી ચાદર ઉચી કરીને કહે છે આમાં મારા સાબના સીહા હતા તે ચ્યાં જ્યા. મારા ભાભાની, તેં ફોડી નાછ્યા કે હું. એમ કહી તેને પકડવા દોડે છે ને ગાળો ભાંડે છે.

ભવૈયો—મને શી ખબર તારી ઢેડની.

ઢેડ તેને ગાળો દે છે ને ઝાલવા દોડે છે. ગસ ફરેછે ત્યાર ઢેડે હસીને કહે છે મારા ભાભાની, એવી બીવરાવી છે. પછે ખાટલે બેસે છે. ભવૈયો ખાસડુ લઇને તેને મારે છે ને કહે છે આ કચેરી વચે તું ઢેડ થઇને ખાટલાપર બેસે છે, ઉઠ.

ઢેડ—એમ મારે છે અલી એમ ના બેહું. ઉંચકુએ હુને બેહુંએ હું.

ભવૈયો—ઉચકે તું ખરો પણ બેસે નહીં કચેરીના સરદારો બેસે. એતો મોટા છે, બાંધે તેને બાંધે ને છોડે તેને છોડે, તું કોણ રે!

ઢેડ—હું પણ મારા ઢેડવાડામાં ધરડીછું તો.

ભવૈયો—ઢેડવાડામાં ધરડી છે તેમાં શું થઇ ગસું.

ઢેડ—વારૂ સાંભળ હવે તાણો તાણુ, વાણો વણુ, ને તેનું ગાણું ગાઉ.

'તાણો તાણતાં વાણોરે વણતાં, દેતા મારા હરીનું નામ. ધણીએ ઢેડ સરજાવ્યા, મારે નાથે સરજાવ્યા.'

એમ ગાતો જાય છે ને વણતો હોય તેમ હાથના ચાળા કરતો જાય છે. પછી ઠાકોરજીનો ઓછવ કરે છે, ઢબ ઢબ ઢબુ. ઢબ ઢબ ઢબુ

ભવૈયો—અલ્યા એ શું?

ઢેડ—એતો ઠાકોરજીની ઢોલચી વાજી. છબ છબ છબુ, છબ છબ છબુ. સરરર, સરરર, સરરર.

ભવૈયો—એ શું?

ઢેડ—ઠાકોરની કરતાલો ને વાંસલી. લબ લબ લબુક.

ભવાયો—એ શું?

ઢેડ—ઢેડવાડામાં સપાઇ પેઠા કુની કે ઢેડોની ગાંડ લબ લબ થઈ ગઇ. અલ્યા આ આ ઢેડનો વેશ છે, હું તને વેશ તેની વારતા કહુંછું જો, ઢેડની માયાવેલ કહુંછું સાંભળ. આગળ ઢેડને માથે કર કેટલા હતા ને ઢેડનો ચાલ કહેવો હતો તે હું તને કહુંછું સાંભળ.

૧. એકતો અમારે માથે એ કર હતો કે અમે સામે સેડે વગડામાં રહેતા. ૨ બીજું એ હતું કે અમારે કોટે કુલડી હતી, તેમાં અમે થુંકતા, પરથવીપર થુંકવાનો હક્ક નહોતો. ૩ વળી હમે માથે સુતરનો ફાળકો રાખતા. ૪ એ ત્રણ ને ચોથો અમારે માથે એ કર હતો કે અમારે કેડે લબડતું ઝાંખરૂં બાંધતા, તે પગલાં ભાગતુ આવે. ૫. વળી સહુને બે બાંહ્યો ને અમારે અંગરખે ત્રણ બાંહ્યો હતી, એ ત્રીજી બાંહ વાંસે લબડતી રેહેતી કે અમને ઓળખે. પાટણમાં સદ્દરો જેસંગ રાજા થયો તેને પેટે દીક-

રો નહીં. તેને જોશીએ કહ્યું કે નવાણ ખોદાવો તો દીકરો થાય. રાજાએ તલાવ ખોદાવવા માંડયું, એવામાં તેને બે રાણીઓ હતી તેમાંની અનમાનીતીને દીકરો થયો. રાજાએ જોશીને તેના ગરેહ જોવાડવા તેડો. રાજા કને જતાં માનીતી રાણીએ તેને પોતાને મેહેલે બોલાવ્યો ને કહ્યું તું રાજાને એવું કહેજે કે એ છોકરાને મરાવી નંખાવો એવું કહીશતો હું તને તુ માગું તે આપીશ. જોશી હા કહીને ગયો. મુરત માંડીને તેણે રાજાને કહ્યું એ કુંવર ખોટા મુરતમાં અવતર્યો છે, તમે એનું મુખ જુવો તો જીવો નહી, જો શેહેરમાં રહેતો તમારૂં રાજ જતું રહે. ત્યારે રાજા કહે એનું કેમ કરવું. એને કાંઈ મારી નંખાય. જોશી કહે હું કહું તેમ કરો, એક સોનાની પેટી ઘડાવી તેમાં એ પુત્રને સુવાડી ગંગામાં વેહેતો મેલો. રાજાએ તેમ કર્યું પેટી તણાતી તણાતી સામેશેડે ગઇ. તાંહાં ટાવો મેતર નાહાતોતો તેણે દીઠી તે લઈ ઘેર ગયો ને ઉઘાડીને જુવેછે તો માંહે જીવતો છઇઓ દીઠો. પેટીમાંથી બાહેર કાહાડી પોતાની બાએડીને આપ્યો. બાએડીને છોકરાં નોહતા તેથી ઘણી હરખાઈ ને પોતાની છાતી સરખો ચાંપ્યો એટલે પેટે પાન છુટયાં તે ધાવીને કુંવર મોટો થયો. બાર વરસનો થયો તે વારે પેલું ખોદાવવા માંડેલું સરોવર બંધાઇ રહ્યું. તેમાં જીવતું પાણી કાઢવાને રાજાએ બહુએ ઉપાય કર્યા પણ કાંઇએ વળ્યું નહી. ત્યારે પંડિતોની સભા કરી પ્રશ્ન પુછયો. તેમણે શાશતર જોઇ કહ્યું કે બત્રીશલક્ષણા પુરષને લાવી વધેરોતો પાણી ભરાય. રાજાએ પૂછ્યું બત્રીશલક્ષણો પુરૂષ કોણ છે. પંડિતો કહે મહરાજ એકતો આપછો ને બીજો ટાવા ભગતને ઘેર બાર વરસનો છોકરો છે તેછે; એ છોકરાને મંગાવવો રા-

જાએ ટાવાને ઘેર સીપાઇને તે છોકરો લેવા મોકલ્યો. ટા-
વો કહે રાજાને જોઇએ એટલો દંડ લે પણ મારો છોકરો
ના આપું સીપાઈ છોકરાને જોર જુલમથી પકડી લઈ
ગયા. ટાવો રોતો રોતો પાછળ ગયો. લોકની ઠઠ ભરા-
એલી છે, રાજા સરોવરની પાળે ઉભો છે. ટાવાને તેણે ક-
હ્યું જોઇએ તે માગી લે પણ છોકરો આપ, ખુશીથી નહીં
આપે તો જોરથી લઇશ. ટાવે વિચાર્યું મારું રાજા આ-
ગળ ચાલવાનું નથી, હા કહીશ તોએ લેશે ને ના કહીશ
તોએ લેશે, માટે નામ કરી જાઉં, મારી નાતવાળા મને
સદાકાળ સંભારે તેવું માગુ. તેણે માગુ કે, (ઢેડ ગાય છે)

૧ જો ખોદાવે રાજા ઓત્તમ તળવ,
વગડેથી ઢેડવાડો ગાગ લાવ;
૨ જો ખોદાવે રાજા ઓત્તમ તળાવ,
તો કોટેથી કુલડી છોડી નંખાવ;
૩ જો ખોદાવે રાજા ઓત્તમ તળાવ,
તો ગાંડેથી સાવરું છોડી નંખાવ,
૪ જો ખોદાવે રાજા ઓત્તમ તળાવ,
તો માથેથી કાળકું છોડી નંખાવ.

રાજા કહે જા આજથી એ બધા જુલમ તારી આ-
ખી જાતપરથી કાઢી નાખ્યા. તમે ગામની ભાગોળે આવી
રોહો. તેની જોડે વળી પાંચ હજાર રૂપીઆ ટાવા ભગ-
તને રોકડા આલ્યા, ને તેનો છોકરો લીધો.

તળાવને ચારે કાંઠે શેહેરના લોક ઉભા છે, રાજા તાં-
હાં ગાદીએ બીરાજેલા છે, છત્રીશ વાજાં વાગે છે, બ્રાહ્મ-
ણો વેદ ભણે છે, હવન થાય છે. એવું થઇ રહ્યું છે. પેલા
છોકરાને તાંહાં નવરાવ્યો, અરચા કરી, ફુલનો હાર પેરા-
વ્યો ને વચમાં લાવી બેસાડ્યો. છોકરો કહેવો સુંદર છે!

જેની અવળી રોમ, જાણે રાજનો ધણી, સુરજ સામો પડછાયો પડે એવો રૂપાળો હતો. રાજા કહે એને કોણ મારે. પરધાન કહે માહારાજ ભંગીઓ મારે બીજું કોણ મારે. રાજાએ ભંગીઆને બોલાવ્યો. છોકરાને કહ્યું તારે કોઇને સમરવું કે ભજવું હોય તો તેમ કરજે. છોકરે બીચારે રોઈ દીધું ને કહ્યું હું કોને સમરૂં ?

મારાં માતપીતા ગ્રથ લોભી, રાજા અર્થ લોભી;
ભુત પ્રેત સરવે રગત લોભી, તુજ શરણાંગત ઓ સરોવરા.

એવામાં પાછળથી ભંગીઓ નાગી તરવાર હાથમાં લઇ હોં હોં કરતો તેનું માથું વાઢવા ધસ્યો. તેવોજ છોકરો સરોવરમાં નાઠો. નાસતામાં ઠેસ વાગી ને પડયો. ને માથું ફુટયું. એનું લોહી જમીનને લાગતાંજ ફફ ફફ કરતું પાણી નીકળ્યું કે તે સરોવર ભરાઇ ગયું, ને છોકરો ઉપર તરી આવ્યો તેને બાહાર કઢાવી રાજાએ કહ્યું એને કોઈ મારશો નહી, મારી મતલબ પાર પડી માટે એને એના બાપને સોંપ્યો. માએ છઈઆને છાતીએ ચાંપ્યો તે વારે તેની આંખ્યમાં હરખનાં આંસુ માય નહીં. બીજા બધા ઢેડો પણ એટલા બધા રાજી થઈ ગયા કે વગર કહે ત્યાં ચાંચવા, પાવડા ને ટોપલા પડયા હતા તે લઇ રાજાના મેહેલે દોડતા પોચાડી આવ્યા. એ જોઇ રાજા કહે જાઓ આજથી તમારે શીર સરકારની વેઠ વળગી. ટાવા ભગતને રાજાએ પોતાનો બાગ સોંપ્યો ને ખુશી કર્યો. ટાવો ભગત વાડી સંભાળે ને ખાય પીએ ને મોજ કરેછે, તેવામાં તેના જોવામાં એક પોઠીયું આવ્યું તે બાગમાં ચરવા આવે ને અદર્શ થાય. ટાવો ભગત વિસ્મે થઇ વિચાર કરે કે એ કયાં જતું હશે ! તેને ઝાલવાનું ઘણું એ કરે પણ

ઢેડનો વેશ.

હાથમાં આવે નહીં. એક દિવસે લાગ જોતો બેઠોછે તેવામાં
તે આવ્યું. ટાવે ઝટદઇને તેનું પુંછડું સાહ્યું. ચોઠીયું તો
આકાશમાં ઊડયું. ટાવો ભગત પુંછડે વળગેલો જોડે ગયો.
ચોઠીયું સ્વર્ગમાં ઇંદ્રરાયના ઘરનું હતું તે ત્યાં ગયું. ટાવો
પણ તાંહાં ગયો. ચોઠીઆને ખાવાને ઐંદ્રાસનના અમરત-
ના લાડુઆ આવે તેખાય, નીકનું પાણી પીએ ને ઘાસમાં
સુખે સુઇ રહે. દહાડે ઇંદ્રનો મેહેલ ને અમરાપુરી નગરી
જોવા જાય એમ પંદર વીસ દહાડા વહી ગયા, પાટણના
ઢેડવાડામાંતો શોધા શોધ થઇ ગઇ. ટાવો ભગત કહાંગ-
યો તેની કોઇને ખબર નહી, ઘણું ઓલ્ગો પણ જડયો ન-
હી. એના ઘરમાં રોવા રો થઇ રહી. ઢેડલોક એની બાયડીનો
ચુડો ભંગાવી બારમું કરવાનો મનસુબો કરેછે એવામાં પેલું
ચોઠીયું પાછું પરથવી ઉપર ટાવાના બાગમાં આવ્યું તે
સંગાથે પુંછડે બાઝી ટાવો પણ આવ્યો. બધાએ પુછયુ
અલ્યા ભગત ચાં ગ્યોતો. ટાવો કેહે ઐંદરરાયને ઘેરે
ગ્યોતો. ત્યાંની વાતો કહી ઢેડને ખુશી કરે ને જ્યારે જ્યા-
રે તે ચોઠીયું આવે ત્યારે તેને પુછડે વળગી તેની હારે
જાય. ને તેની જોડે પાછો આવે. સુવા ઢેડાને તેની જોડે
જવાનું મન થયું, બીજુંતો કાંઇ નહીં પણ એંદ્રાસનના લા-
ડુઆ ખાવાનું બહુ મન થાય ટાવાને તે લાડવાની વાત
રોજ પુછે, તે લાડવા એટલા મોટા, એવા ગલ્યા, એવું એ-
વું પુછે. ટાવો કહે અલ્યા તમે એકવાર મારી સાથે આવો
ઢેડ કહે શી રીતે. ટાવો કહે હું પુંછડું ઝાલું ને ઉડું કે
એકે મારા પગ પકડવા, બીજો તેના પગ સાહે, ત્રીજો તે-
ના ઝાલે, એમ જેને આવવું હોય તે આવજો. કેટલાક ઢે-
ડતો બીના કે રખેને હાથ છુટેતો મર્યાજઇએ. પણ ઘણા-

કતો તઇઆર થઇ નીત વાટજોત્તા બાગમાં આવી બેસે. એવામાં એક દિવશે તે પોઠીયું બાગમાં ચરવાને આવ્યું. તેને જતી વખતે ટાવો તેને પુંછડે વળગ્યો, ને ઉંચો ચડયો કે બીજા ઢેડે તેના પગ ઝાલ્યા, તે પણ જોડે ઉડયો કે ત્રીજાએ તેના, ચોથાએ ત્રીજાના, પાંચમાએ ચોથાના એમ ઘણાક ઢેડ એક એકના ટાંટીઆ સાહ આકાશમાં ચડયા. મુઈ ગમે એવી પણ ઢેડની જાતકેની, ધીરજ રહે નહી, ટાવાને કહે હે ટાવા કયારે આવશે, ટાવો કહે છાના રહો હમણાં આવશે. ઢેડ કહે અલ્યા પણ એતો કહે એંદ્રાસનના લાડવા કેવડા છે; ટાવો કહે રોહો રોહો પછી કહીશ તમે નજરે જોશો, ઢેડ કહે અલ્યા ભગત કેહેને કેવડા હશે, અમારા મોડમાં તો પાણી ભર્યાંછે. એમ પુછ પુછ કરતા ટાવાને કાયર કર્યો કે તેણે ભુલી જઇ બે હાથ પોહોળા કરી આવડાછે એમ બતાવા ગયોકે પુછડું હાથમાંથી છુટયું કે ટાવો અને બધાએ ઢેડા ભડમભુસ કરતાં હેઠે પડયા ટાવે અમરતના લાડુ ખાધેલા તેથી તે અમર થએલો તે જીવ્યો પણ બીજા બધાતો પડતાંવારને મરી ગયા. ટાવો પછે ઘણાં વરસ જીવ્યો ને અંતે તેને લેવાને એંદરનું વીમાન આવ્યું તેમાં બેસી સરગે ગયો.

ભવૈયો—અલ્યા સરગમાં પણ ઢેડવાડો હશે કે !

ઢેડ—ના ભાઇ ચાંઇએ નહીં, તાંહાંતો ઢેડ બામણ વાણીઆ, ખત્રી, રાજા અને રંક, ધનવાન ને નિરધન સરવે સરખાછે ને ભેગા બેસીને ખાયછે. જો હવે હું ભજન કરૂંછું તે સાંભળ.

મેડીરે મંદીર માળીઆ તારેરે રામ, ટુટીસી ઝુંપડી મારેરે રામ, ટાવલો ભગત તારેરે રામ. સોળસેં ગો-

ઢેડનો વેશ.

પીઓ તારેરે રામ, હીરડી ને વીરડી ગારેરે રામ, માવેત-
ર ટાવલો ભગત તારેરે.

## ચંદ્રાવળા.

રામ સીતા બે સોટકે રમે, રમે મેડી બાહાર રામ;
પાસા ઢાળે પદમણી, મને કંચુઓ સીવડાવ રામ,
કંચુઓ સીવડાવરે આજા, ગરગ મારીને લાવે તજા;
ડાંગરે ડાંગરે વાંદરા ભમે; રામ સીતા બે સોડકે રમે;
ોવીંદા રામ રામ, રામને નામે તે વૈકુંઠ પામીએરે. ૧
ુજ ચાકડીએ ચડયા, હાથમાં સોટી લાલ રામ;
ગ હેંડે મલપતા તે, ગોવીંદને ગોપાળ રામ;
ીંદને ગોપાળ ભણીજે, અગર ચંદનની શેવા કીજે;
ના મુગટ મોતીએ જડયો, ચત્રુભુજ ચાકડીએ ચડગો;
ી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૨
ંચી ધાંચણ પાતળી, ઇને ઘાણી ફેરે લેલાટ રામ;
ચત્ર પોહોર ઘાણી ફેરે, તેલ વેચાય એને હાટ રામ;
તેલ વેચાય એને હાટ નેહાળી, ધાચણ પેહેરે કાંચળી કાળી.
કાળી કાંચળીને કોટમાં માળા, જોજોરે ધાંચણના આળા;
શી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૩
સામા સામા બે ગામડા વસે, નદી વહે ભરપુર રામ,
સાત સાહેલી પાણી ભરે, એને ઓઢણ આછાં ચીર રામ;
ઓઢણ આછાંરે ઇછા, પાણી ભરને હાથ હરીછા,
લઇ તાળીને દલડા હશે, સામા સામા બે ગામડા વસે;
શી ગોવીંદા રાગ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૪
કાળા ઘોડા ફૂદામણો, ભુજરો ભનેવા રામ,
સાવ સોનાનું ચોકડું ને, ચડશે રાવળ જામ રામ;
ચડશે રાવળ જામરે ડેલી, મોરવી સામા મેલ્યા ઠેલી,
બાગ્યુ મોરવી વસાવ્યું ગામ, ભલે પધાર્યા રાવળ જામ;

શી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૫

લેમડો લાંબે પાંદડે, ને પેંપળો ગોળ ગંભીર રામ,
ઉપર સુડા ટગમગે, ગોરડી ભરે નીર રામ;
ગોરડી ભરે નીરરે બાળા, ઉપર બેઠા કાન ગોવાળા;
મધુરી મધુરી મોરલી બોલે, એ ઝાડ સુખડને તોલે;
શી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૬

લોઢું ગાળ્યું લંકાના રાજા, તે કેમ છુટી જાય રામ;
દશમું મસતક ધર ધરીયું, સીતાનું હરણ થાયરે રામ;
સીતાનું હરણ થાયરે હાલી, પાગ બાંધીને લંકા બાળી,
હવે છોડ બંધને ખોલ દરવાજા, લોઢું ગાળ્યું લંકાના રાજા;
શી ગોવીંદા રામ રામને નામે વૈકુંઠ પામીએરે. ૭

સોનારણ સરખી પાતળી, હેંડતી મોડા મોડ રામ,
પાવલે નેવર ઠમકે બહુ, બોલે જોર જુજાર રામ;
બોલે જોર જુજાર અંગીઠી, સોના મેહે સોનારણ દીઠી,
બાંહે બાજુબંધ બેહેરખા, જુવોરે સોનારણના લેંકા;
શી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૮

વામનરૂપ ધરયું વીશંભર, બળી ચાંપ્યો પાતાળ રામ,
સુધનવા કડામાં નંખાવ્યો, તેલ તાહાડું થાયરે રામ;
તેલ તાહાડું થાય કાળા, ઉપર બેઠા મોરલી વાળા,
ભગતાં દેરી કીધી સાહે, ટાવલાની લેજો સંભાળ;
શી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૯

ઢેડવાડામાં ટાવો ભગત, પ્રભુના ગુણ ગાએ રામ,
આંગણે તુલશીનો ક્યારો, ગંગા નાહાવા જાએ રામ;
ગંગા નાહાવા જાએ બણીજે, અગર ચંદનની સેવા કીજે,
શંખ વાગેને ઓછવ થાએ, ટાવો ગુણ હરીના ગાએ;
શી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૧૦

ઢેડનો વેશ.

ઢેડને માથે કર છે મોટો, વેઠ ભરવા જાએ રામ,
ઢેડ ભાણે ખાએ રામ;
શાળમાં સદુકા મારે, એઠે ભાણે ખાએરે અંદા, ધોકા મારે દરબારના અંદા,
એઠે ભાણે ખાએરે અંદા, ટાવો ગુણ હરીના ગાય;
બીજા ઢેડના જીવ જાય, ટાવો ગુણ હરીના ગાય;
શ્રી ગોવીંદા રામ, રામને નામે વૈકુંઠ પામીએરે. ૧૧

પાંચકડા.

તલાવડીમાં તલાવડીરે, બામણ બેઠો નાહે;
ગાંડે વળગું દેડકું, હર હર કરતો જાએ;
ધણીએ ઢેડ સરજાડયા, કે મારે નાથે સરજાડયા.
ઢેડવાડામાં ઝાલર વાવ્યા, ઉગ્યા પાપડીએ;
ટાવો મેતર ઉભા થાય, માર્યા લાકડીએ;
ધણીએ ઢેડ સરજાવ્યા, કે મારે નાથે સરજાવ્યા.

ઢેડ મારે વણવાને કોકડા જોઇએ તે આલવા મારી ઢેડી આવે (ગાયછે) મારી ઢેડી આવીરે, રડા ચાંગલા લાવીરે. (ચડાવીને એજ બેચાર બોલે છે ને પછી એસા થઇ તા થઈ કરે છે.)

ઢેડી આવે છે તેને ઢેડ કહે છે અલી ચ્યાં જઇતી?

ઢેડી—હોવે હોવે છાશ લેવા જઇતી.

ઢેડ—કોણ કોણ હતી, એકલી જઇતી?

ઢેડી—હીરડી, વીરડી, જેઠુડી, પાનડી, રવાસડી બધીઓ જઇતી. હુંતો ત્યાંથી ગાંયઝાવાડામાં જઇતી. ગાંયજો કહે અલી ઓય એમ આવી. મેં કહ્યું છાશ લેવા. ગાંયજે કહ્યું આવ આવુ. હુંતો ગઈ. તેણે ઝી વાજો રોટલો આલ્યો ને દોણી ભરી આપી, ને વળતી ગમાણમાં બેસારી મારી મશકરી કરી.

ઢેડ—તારી મશકરી કરી, તો હું મારે ના બાપની. તુંતો નગરી થઇ.

ઢેડી—તારે શું કરૂં ?

ઢેડ—હવેતો તું મારે ના ખપે, તું મારે ના ખપે. મારો ગોરજી આવી સગરી કરેતો ખપે. નહીંતો ના ખપે.

ઢેડી—તારે ગોરજી આવજો.

ઢેડ—એ એ મારા ગોરજી, એ ઢેડના માવતર આ-વજો, મારી ઢેડી નગરી થઇ છે તેને સગરી કરવી છે, આવજો.

ગોરજી (પાછળથી)-આવતા હું, આયા, આવતાહું ટાવા, ગેરનારની ગપામાંથી આવતા હુ ગોરજી હુકો પી-તો આવે છે. એ વેળા ગવઇઆ ગાય છે.

"મારા ગોરજી આવ્યારે, મારા ગોરજી આવ્યા; રૂડી પોથીઓ લાવ્યારે, પોથીઓ લાવ્યારે." (એને ચડા-વીને બે ત્રણવાર ગાએ છે.)

ઢેડ તેને પગે લાગે છે ને કહે છે પબે લાગુ મહારાજ.

ગોરજી—ઘેંઙ્ચે ઘેં.

ઢેડ—ઓ મારા માવતર ગોરજીને ઝીભે સારી સર-સતી લાગી છે.

ઢેડી પગે લાગવા જાયછે તે વારે ગોરજી પાછો નાસે છે ને કહે છે 'આજી રહે તું નગરી છે.'

ઢેડી—ઓ મારા માવતર તમને ચ્યાંથી ખબર પડી, આતો મારો પરભુ, મારો ગોરજી.

ઢેડ—બાપજી તમને ચેમ ખબર પડી.

ગોરજી—મારા ટેપણામાં આવે છે ને.

ઢેડ—તારે ટેપણું જુઓ માવતર એને સગરી કરો મહારાજ.

ગોરજી—(મોટું ટીપણુ ઉઘાડીને કહે છે) ટાવા તા-

રા નવે ગરેહે રૂઠા છે, તારે મોભારે મંગળ છે, તારો ચં-
દર કાળો છે.

ઢેડ—કહેવો?

ગોરજી—કાળનો છે, કાળચંદર છે.

ઢેડ—મહારાજ એતો જવા દો. હવે તમારા મોહો
ની એ વાણી તો સંભળાવો. (ગોરજી હોવે કહી ગાય છે)
ઝાંપો વલોવ્યો ઝડકે, છાશ થઈ બેઠા બચાર; ઢેડનાં છો-
કરાં આવીઆં, સાંઠા સાંઠા લેઇ ગયાં. દરીઆ વચ્ચે ખી-
જડી, ઉપર ચડી ઘો; ઉતર બેટી તલાક, તારી ગાંડ કચ-
રાળી હોજાએગી; ચુલા પછાડે ઉંદરડી. કર કર મેડું ખા-
ય, પુંછે ઝાલીને પટકી તો, પાયલાના છુટા પઈસા પડય
છે. કબીર કબીર, વાસી કબીરની વાણી;

ઢેડ—સારી મારા ગોરજીને મોઢે સરસતી લોટા લ-
ઇને બેઠી છે.

ગોરજી—ચલ્યા હો તારી ઢેડીને સગરી કરવી છે.
તો સવાગજ કંકુ, ચપટી નાડાછડી, સવાશેર ઘોડાની પાન
ઝેળ, ને સવાશેર ઘોળી ગનીનું મુતલાવ, ઘરને ખુણે ખા-
ટલો ઢાળ ને આડા પડદા બંધાવ, હેંડ હું હગરી કરૂંછું.

પછી તે ખાટલાપર બેસે છે ને કહે છે લે સગરી થ-
ઇ. ત્યાર પછી ગોરજીને ઢેડી બંને નાશી જાય છે ને પડદો
પડેછે. હવે મુગલ આવે છે તેની મેલણી ગાયછે. એનું મા-
ન હોશની કહેવાય છે. 'સનો સનો અમરા દલકા સનો.'
(બેજ ચડાવીને) થઇ થઇ થઇ તા થઇ.

મુગલ આવીને ખાટલે બેસેછે. જોડે બીબી તથા ઝ-
રાન ખીજમતદાર હોયછે. એ ઝરાણને મોઢે કાજળ ચો-
પડયો હોય છે. માથે ગાંસડો લઇને આવેલો સાથે ઢેડ પ-
ણ હોયછે. તે ગાંસડો ઉતારીને વેગળો ઉભો રહે છે.

મુગલ—ઝરાન એ ગામમે પટલ કોન ?

ઝરાન—સાહેબ કોળી ઠાકરડા.

મુગલ—કોન કોળી ? એ લકડીપર લકડી ચડાવેઓ.

ઝરાન—હાંજી સાહેબ.

મુગલ—ભાગો ભાગો. (એમ કહીને ઘભરાતો ઉભો થાય છે.)

ઝરાન—નાજી સાહેબ ના, મે ભુલા, કુનબી પટેલ હે.

મુગલ પાછો બેસે છે ને કહે છે, જબ જાએ દોમણ મસકા લાવ, દોમણ જાડા ને દો મણ પતલા લાવ, ગફીમાંસે દફી લાવ, દાંડીયાળું આચાર લાવ, સફેત બપૈયા હલવાન, ચલો જલદી મંગાવ.

ઝરાન—અબે સાલે ઢેડ. ઇદર આવ. સાબ બોલતા હે સો એકદમ લાવ. (એમ કહી તેને મારવા જાયછે)

ઢેડ ઘભરાતો બુબુને પુછેછે, કાચી ફુરમાદે એ શું મંગાવેછે, પાતળું શું ને જાડા શું માબાપ.

બુબુ—મુવા દહીને દુધ મંગાવ્યું.

ઢેડ—ઠીક લાવુંછું માબાપ. ને ગફીમાંથી દફી તે શું, ને એ બીજું શું ?

બુબુ—દબીમાંથી અફીણ, કેરાનુ આચાર, રૂપીઓને બકરૂં.

મુગલ—શરાબ લાવ,

ઢેડ—અલ્યા આ સાહેબને સરાપ દો. (વિગેરે હસવાનુ બોલેછે.)

ઝરાન દારૂ લાવે છે મશ્કરીઓ કરે છે. ઢેડ પણ પીએછે ને લથડીઆ ખાએછે. ને ગાએછે, ને ઝરાનને મારે છે. મુગલ જતો રહેછે. એ વેળા ભવાયા નીચે મુજબ ગાયછે ને વેશ પુરો થાયછે.

છકે છકે મુગલ છકે હો, મેરા લાલ. છકે છકે૦ એસા૦.

# બેચરાજીનો વેશ.

## ઝુલણી રાગ વેરાડી.

વેરાડીરે દીધી વીજોગીઆં, ધન દીઆ કરપીઆં;
ચતુર સ્રીતો દીધી મુરખને, સુલોચન દીઆ હરણાં રે.
સાર્ગ ક્ષેત્ર ને જંગલરણાં, વેરી ભેગો વાસ;
ભીંત ભોરીંગને કુકુંબ કળો, તેતો કોઈ દીન કરે વિનાશરે.
કાશી નગરને ચોટડે, પડીઆ ઠાલો પોકાર;
કઠીઆરો વેચે લાકડાં, રાજા હરચંદ વેચે નારરે.
ઓચર ઔચર જે જપે, સદા સુખી હોય;
દુખ ભંજે તેનું દળીદ્ર હરે, વેરીના ગંજે કોય રે.
ઘણા દીવા બળે ઘી તણા, આઠે પોહોર અજવાસ.
વાગે ઘંટ ને ઘુઘરા કાંઇક પામર આવે તુજ પાસ.
એસા થઇ તા થઇ.
ભાઇ ભલા જેણી જેણી ઓઢે દેવા, ભાઇ ભલા જે-
ણી જેણી ઓઢે દેવા એસા થઇ તા થઇ.
ચરવડ ચાલી જાએ, અસુરના દળમાંએ;
વેણુ સખડી ગુંથાએ, પીઠ તે તારૂં પરમેશ્વરી.
પાટણવાડું પરગણું, કાલરી માનું ગામ;
બળીઓ હાકેમ બૈચરા, તને સુબા કરે સલામ.
પાવાગઢ વસે મહાકાળકા, આદ જુગતની આઇ;
પરમેશ્વરને પૂછણે, દુજા જીવ સીપાઇ.
બેચરાજી થઇને જે ખેલો આવેછે તે પડદાની બહાર
આવીને ગાય છે.

ગાણું—ગઢને વરશાળે ગઢ ઉપર હોરે, ગઢ ઉપરે
હો. ગઢ ઉપર ઉડે આતી ઝણી છેહ. છેહડીને ઉડે ગઢ ઉ-
પર હોરે, ગઢ ઉપર હો. નેજાતે ફરૂકે ફરૂકે મૈયા માતાના

રે, બૈચર માતાનાહાં બેસા થઈ તા થઈ. આબુગઢથીરે અંબા ઉતર્યાં, રે બૈચર ઉતર્યાં હાં; પાવે ગઢથીરે ખપર ઉતર્યાં, હોરે ખપર ઉતર્યાં હાં; નેજાતે ફરકે મૈયા માતાનારે બૈચર માતાના હાં. (ઉતાવળથી) ગઢપર ઉડે અતી ઝીણી ઝેહ, છેઅંડીને ઉડે ગઢ ઉપર હોરે ગઢ ઉપરે હો.

પછી બેચરાજી થઈને જે ખેલો આવે છે તે કહેછે—

હે ભાઇ આ કોનો વેશ કહેવાય? બૈચરાજીનો કહેવાય. ગુજરાતના ઝાંપાની, ચુવાળના ચોક ઉગમણા ગોખની માતા બેચરા ક્યારે પ્રગટ થયાં તે વાત હું તમને કહુ છું તે તમે સાંભળો—

પાટણવાડામાં ચાવડો રાજ કરે અને કાલરીમાં વજો સોળંકી રાજ કરે એ બેને ઘણી માયા પ્રીત થઇછે. દોસ્તી સારી થઈ છે તેથી એ રાજાને ગામ આવેછે ભેગા બેસી અમલ કસુંબા પાય પીએ. એમ ઘણા દિવસ થઈ ગયાછે. એક દહાડો ચાવડો કાલરીવાળાને ઘેર આવેલો રાત્રે ચાવડાએ કહ્યું કે આપણુ બેને બહુ સ્નેહ છે, અને મારા ઘરમાં સીમંત છે અને તમારા ઘરમાં પણ છે, માટે તમારે ઘેર જો દીકરી અવતરે ને અમારે ઘેર દીકરો અવતરે અને તમારે ઘેર જો દીકરો અવતરે ને અમારે ઘેર જો દીકરી અવતરે તો તમારે ને અમારે અત્યારથી સગપણ થઇ ચુક્યાં. એવી રીતે કોલકરાર કર્યાં. ચાવડો રાજા પાટણ આવ્યો દશ માસ થયા કે બંનેને ઘેર દીકરીઓ આવી. પાટણવાડાની ખબર સોળંકીને પ્રથમ આવી તેથી સગપણ નહીં થાય માટે પોતાને ઘેર દીકરાનો જનમ થયોછે એવી બુમ ઉરાડી. ને દીકરીની વાત છાની રાખી. પાટણ કહેવડાવ્યુ કે અમારે મંદીર દીકરાનો જનમ થયોછે તેથી સગાઇનો ચાંદલો કરી જાઓ. પાટણ વાળાએ તેય

કર્યું એમ કરતાં ઘણાક દીવસ વીતી ગયાછે બંને બાળક
ચૌદ વરસનાં થયાછે, ત્યારે ખાંડાં મોકલી વીવાહ કર્યા છે.
અને ચાવડાની દીકરી સાળંકીને ત્યાં પેહેલું આણું વળીને
આવીછે. આ વેળા ચાવડાની દીકરીને ખબર પડી ગઇ કે
આ પણ સ્ત્રીછે ને હું પણ સ્ત્રી છું. કેટલોક વખત સાસ-
રે રહી તે પાછી પોતાને પીએર ગઇ છે. કેટલાક માસ
વીતી ગયા. અને ચાવડા ઠાકોરે સોળંકીને લખી મોકલ્યું
કે જો તમારો કુવર તેડવા આવશે તો અમે અમારી દીક-
રીને વળાવીશું. સોળંકીની દીકરી ગરદનો પોશાક પેહેરી
ઢાલ તરવાર બાંધી હાથમાં ભાલો લેઈ ઘોડી ઉપર ચડી
પાટણ સીધાવી. જ્યાં જ્યાં જાય પાટણ આવી પોતાના સ-
સરાને ત્યાં ઉતરી પડી. ચાવડા રાજાએ ઢોલીઓ બીછાવ્યો
છે તે ઉપર પોતાનાં વસ્ત્ર ઉતાર્યાં, ચાવડાએ બત્રીસભાતની
રસોઈ બનાવી છે નહાવાને વાસ્તે તાંબાકુંડી પાણીની ભ-
રી આગળ મુંકી ચાવડા રાજાએ કહ્યું ઉઠો સોળંકી રાય
સ્નાન કરો. સોળંકી રાય નાહાવાને ઉઠેછે તે વખતે પાટણ-
વાડાને દરવાજે કાઠીઓએ ગાયો વાળીછે અને ક્ષત્રી હોય
તે ધાજો એવી રીતે બુમરાણ થઇ રહીછે. તેવુંજ નાહાવું
નાહાવાને ઠેકાણે રહ્યું, રસોઇ રસોઇને ઠેકાણે રહી, સોળં-
કી રાય ઘોડી ઉપર સામાન નાંખી પોતાનાં વસ્ત્ર પેહેરીને
નીકળી પડી છે. ગામની ભાગોળે આવી. પોતાની વાંસે એ-
ક કુતરી શેહેરમાંથી વાંસે વાંસે ચ લી આવેછે. અને પો-
તાના ગામને સીમાડે આવી. ઉનાળાનો ઘણો તાપ અને
ગરમીથી બહુ અકળાઇ જઇ હતી અને તરસ પણ ઘણી લા-
ગી હતીતેથી એક વરખડીને છાંયે પોતે ઉતરીપડી ને ઘોડીબાંધી
વીચાર કરેછે કે, મારા માબાપે મારો મનખો અફળ કર્યો
હવે હું શું મોહું લેઈ ઘેર જાઉં ! એમ પોતાના મનમાં

વાદીએ વધોવાદ, નર ભેખ લીઓ નારી તણો.
નર ઉતારણ નાદ, પરખને પેટ પુત્ર દીઓ.

હીજડા, ફાતડા, કે પાવઇઆની ઉત્પત્તિ. મુળી ગાગડા નામે શેહેર કહીએ. તેમાં કોણ રાજ કરે? કે ચોધરી કરે. એ ચોધરીને ઘેર જેવંતીબાઈ નામે પતિવ્રતા સ્ત્રી કહીએ; ને તેને ઘેર ટોડરમલ્લ નામે કામદુર્ગા જેવી ગાય કહીએ ને તેને એક વછરાજ નામે વાછડો કહીએ. હવે એક દીવસ ધનતેરશનો દીવસ હતો, તે વેળા ચોધરી રાજા ચોરામાં બેઠા હતા કસુંબા પાણી કરતા હતા. તે વખતે પેલો વછરાજ નામે વાછડો ચોરા આગળ થઇને ખડાક સરીખો નીકળ્યો તે ચોધરી રાજાએ જોયો અને વિચાર કર્યો જે જો આ વછરાજને વડાર્યો હોય તો કેવાં ઉત્તમ કામ થાય. સરખા સરખા બેઠા હતા. તેગણે કહ્યું જે હે મારા રાજા તમે આ શું બોલ્યા! તમે ગાયના દીકરા ઉપર નજર કરી. તમને ઘણાં ઘણાં પ્રાછીત લાગશે. ચોધરીના માન્યામાં કાંઇ વાત આવતી નથી તે કહે છે શું પ્રાશ્ચીત લાગશે?

ગામ ભજંતે ગુદરે, નરપાખર થયા હેરૂ;
વગડે પ્રબ તોડીયાં, દમ બાંધ્યાં અણપંખેરૂ.
આતમ હત્યા તેને ગૌ સતન, એક વિપ્રાણામ;
એવી શહસ્ત્ર હત્યા લાગતી એક વખલો ખેડીતા કરન.
માયા જેસી મોહની, જેસી અંધી ગાય;
બછડા થા સો મર ગયા, ઉભી ચામ ચટાય;
ઇટવા થકી આદર કીઓ, કરલીઆ કતવારી તણા.
જેણે બછરા ખાસી કરલીયા, તે નર ફીટીને નારી થયા.

તોપણ ચોધરીના માન્યામાં કાંઇ વાત આવતી નથી જ્યાં જાય જ્યાં જાય જ્યાં જાય વાધરીને ત્યાં આવી કહેછે

ચાલ અલ્યા વાઘરી આજ વછરાજને વડારવો છે. વાઘરી
આવી કરી ઝોકમાં વછરાજ બેઠેલો છે તેને પાંચ સાત જ-
ણાએ મળી બાંધી મોરલો કરી વડારવા જાય છે. તેવામાં
વછરાજ ઝોકમાં એક સલ્લા (પથરની) પડી છે તે ઉપર
મુસ્તક પછાડી મૃત્યુકાળ પામે છે.

હવે પેલી ટોડરમલ ગાય છે તે ચરવા ગઇ છે તે
આવી કરી વછરાજને જુએ છે અને વિચાર કરે છે જો
જો આ વછરાજ જીવતો હોય તો ક્યારનો આવી ધાવવા
મંડી જાય પણ આ વછરાજને કોઇએ મારી નાંખ્યો છે.
ઘણાક હીહોરા કરે છે પુછડું પછાડે છે. આખર પાંચ સાત
વછરાજના ફરતા ફેરા ખાઈ ટોડરમલ ગાય સલ્લા સાથે
મુસ્તક પછાડી મૃત્યુકાળ પામી.

હવે પેલી જેવંતીબાઈ હતી તેને પેટ પૂત્ર નહોતો
તેથી વછરાજને પૂત્ર બરોબર રાખતી એક હાથ મોંમાં ને
મોં રાખતી. આ વખતે જેવંતીબાઇ પાણી ગઇ હતી તે
આવીને જુએ છે તો ગાય અને વાછડો આવેલા નહીં
તેથી વિચારીને ઝોકમાં જોવા જાય છે તો બંને જણા મ-
રી ગએલાં જોઇને પોતે પણ વછરાજનું મુસ્તક ખોળામાં
લેઇ બોલી કે હે મારી નાંખનાર તારા અંતરીયાળ મોત
થજો ને તમે રણમાં રઝળજો અને આ વછરાજ પેલે
અવતાર મારે પેટ પુત્ર થઈ જનમજો એવી રીતે બોલી
પેટમાં કટાર મારી મૃત્યુકાળ પામી.

આવી રીતે ત્રણ જણનાં મોત થયાં તેથી ચોધરી
રાજા કહે છે હવે મારે પણ જીવીને શું કરવું છે એમ ક-
હી મરવા જાય છે પણ તેને બીજાએ વાર્યો પણ પતિવ્ર-
તા જે જેવંતીબાઈ તેનો સરાપ હતો કે જેણે વછરાજને

મારી નાંખ્યો હોય તેનું રણમાં મોત થજો. ગામને ઝાંપે કાઠીઓએ ગાયો વાળી છે અને ક્ષત્રી હોય તે ધાજો એવી રીતે બુમરાણ થઇ છે તેમાં ચોધરી રાજા પણ ગયા છે ત્યાં તેનું અંતરીયાળ મોત થયું છે કાઠીઓએ તેને મારી નાંખ્યો એવી રીતે ચાર જણનાં મોત થયાં તે હવે કયા આગળ જન્મ લેછે.

તેમાં ચોધરી રાજા હતો તે વરસડ ગઢમાં નેપોબારૈઓ રાજ કરે તેને પેટ રૂપા બારૈઆનો જન્મ થયો. ગામમાં વાજીત્ર વાગી રહ્યાં છે, સાકરો વહેંચાણી, વધામણાં દીધાં ને ગામના બધા લોકોને ઘણો હરખ થયો કે આપણા રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો.

હવે ઉજ્જન સરખા શેહેર કહીએ, રાંજા ભોજનું રાજ, બાણું લાખ માળવાનો ધણી રાજા ચંદનનો કુંવર પરમાર રાજ કરે. તે શેહેરમાં એક ધનપાળશા નામે વેહેપારીઓ ધનવાન વાણીઓ હતો તેને પેટ પેલી જેવંતીબાઈ દીકરી અવતરી તેનું નામ રતનબાઇ હતું. અને એ રતનબાઇને પેટ પેલો વછરાજ અવતર્યો તેનું કેશવદાસ નામ પાડ્યું. એ કેશવદાસ બત્રીશ લક્ષણો પુરૂષ હતો.

હવે પેલો રૂપો બારૈઓ જે હતો તે ૧૮ વરસની ઉમરે થયો. તે ફાટેલો નીકળ્યો. જે રસ્તે થઇને બાઇઓ પાણી જતી હતી ત્યાં આગળ પાણીના ઘાટ ઉપર જઇને બેસે અને કામઠું તથા મીણના અને કચરાના ગલોલ લેઇ ફેંકે. જે બાઇઓ પાણી આવે ને જેવી બેડું ભરીને નીકળે તેવો જે પેલો કચરાનો ગલોલો મારે કે તેથી ઘડો ફુટી પાણી નીકળે ને લુગડાં પલલે એવોજ પેલો મીણનો ગલોલો મારે કે તેથી પાછુ પાણી નીકળતું બંધ થઇ

જાય. એમ ઘણુંક પજવવા લાગ્યો. રાજાનો કુંવર એને
કોણ કહી શકે. એમ ઘણાક દીવસ વીતી ગયા. એક દીવ-
સ એક ધનવાન શેઠીઆની છોડી હતી તે પાણી ભરવા
આવી. તેને પણ એવી રીતેજ કર્યું તેથી એ બાઇએ વિ-
ચાર કર્યો જે હું ખરીતો એને આ શેહેર બાહાર કાઢું. પ
છી પાંચ સાત સખીઓ ભેગી થઈ પાંણી ભરવાને આવી.
નારી કુંઝરનાં ચીર પેહેરી લીધાં છે. હાથના ડબાળા કર-
ી ચાલી આવે છે.

દોહેરો.

હામ કામ મૃગા લોચની, હંશા ચાલ ચાલંત;
હું તને પુછું હે સખિ, તું કાજળ કયું નહીં કરંત.

કુવાને કાંઠે આવી બેડાં ભરીને બધી સહીઅરોએ
માથે બેડાં લીધાં તેવોજ પેલા રાજાના કુંવર રૂપાબારૈએ
પેલી સ્ત્રીના બેડા ઉપર ગલોલ માર્યો શેઠની છોડી કહે છે
હે મારા રાજા આમ કોઇ સ્ત્રીઓ તમારે વશ થનાર ન-
થી, માટે કોઇ જતી સેવો, જોગી સેવો તો તમારૂં કામ
થશે. રૂપા બારૈઆને આવું સાંભળતાં પગની ઝાળ માંથે
અને માંથાની ઝાળ પગે લાગી ગઇ છે. ત્યાંથી પોતાને
ઘેર આવી જે સામાન લેવો હતો તેટલો લેઇ ચાલ્યો ચા-
લ્યો જાય છે. ઉજ્જન શેહેર, ક્ષિપ્રા નદી, બાવા બાળના-
થની જગા ને ગંધ્રપીઆં મસાણ, ત્યાં આવી બાવાબાળ-
નાથને સલામ કરીને ઉભો રહ્યો બાવાએ પુછ્યું અરે બ
ચ્ચા તુમ કોન હો અને કાયકું બાસ્તે અહીં આયા. રૂપો
બારૈઓ કહે છે હું તેપા બારૈઆનો છોકરો છું અને અહીં-
આં તમારી સેવા કરવાને વાસ્તે આવ્યો છું. બાળનાથ ક-
હે છે અરે બચ્ચા અમારે પાંચસેં ચેલા પ્રગટ હે ઓર

મારી નાંખ્યો હોય તેનું રણમાં મોત થજો. ગામને ઝાંપે કાઠીઓએ ગાયો વાળી છે અને ક્ષત્રી હોય તે ધાજો એવી રીતે ખુમરાણ થઇ છે તેમાં ચોધરી રાજા પણ ગયા છે ત્યાં તેનું અંતરીયાળ મોત થયું છે કાઠીઓએ તેને મારી નાંખ્યો એવી રીતે ચાર જણનાં મોત થયાં તે હવે કયા આગળ જન્મ લેછે.

તેમાં ચોધરી રાજા હતો તે વરસડ ગઢમાં નેપોબારૈઓ રાજ કરે તેને પેટ રૂપા બારૈઆનો જન્મ થયો. ગામમાં વાજીત્ર વાગી રહ્યાં છે, સાકરો વહેંચાણી, વધામણાં દીધાં ને ગામના બધા લોકોને ઘણો હરખ થયો કે આપણા રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો.

હવે ઉજ્જન સરખા શેહેર કહીએ, રાંજા ભોજનું રાજ, બાણું લાખ માળવાનો ધણી રાજા ચંદનનો કુંવર પરમાર રાજ કરે. તે શેહેરમાં એક ધનપાળશા નામે વેહેપારીઓ ધનવાન વાણીઓ હતો તેને પેટે પેલી જેવંતીબાઈ દીકરી અવતરી તેનું નામ રતનબાઇ હતું. અને એ રતનબાઇને પેટ પેલો વછરાજ અવતર્યો તેનું કેશવદાસ નામ પાડયું. એ કેશવદાસ બત્રીશ લક્ષણો પુરૂષ હતો.

હવે પેલો રૂપો બારૈઓ જે હતો તે ૧૮ વરસની ઉમરે થયો. તે ફાટેલો નીકળ્યો. જે રસ્તે થઇને બાઇઓ પાણી જતી હતી ત્યાં આગળ પાણીના ઘાટ ઉપર જઇને બેસે અને કામઠું તથા મીણના અને કચરાના ગલોલ લેઇ ફેંકે. જે બાઇઓ પાણી આવે ને જેવી બેડું ભરીને નીકળે તેવો જે પેલો કચરાનો ગલોલો મારે કે તેથી ઘડો ફુટી પાણી નીકળે ને લુગડાં પલલે એવોજ પેલો મીણનો ગલોલો મારે કે તેથી પાછુ પાણી નીકળતું બંધ થઇ

ચાહીયાં હું મારા કામને વાસ્તે ઉભોછું. હતી માલણ પા-
ણી ભરીને જાય છે તેવીજ તેના બેડામાં પંદર રૂપીઆની
મોહોર રૂપસંગ બારૈએ નાંખી. તેથી માલણે વિચાર કર્યો
જે આ કોઈ કુળવાન ગ્રહસ્થ માણસ છે માટે જો એને
આપણે ઘેર માસ છ માસ જો રાખ્યો હોય તો કામ કાઢી
નાંખે ને ભવોભવનું દળદર જાય. તેથી તેણે રૂપસંગ બા-
રૈઆને કહ્યું તમે મારે ઘેર ચાલો, રૂપસંગ તેની પછવાડે
પછવાડે માલણને ઘેર ગયો.

માલણે ઢોલીઓ બીછાવી આપ્યો તે ઉપર રાજા
રૂપો બારૈઓ બેઠા અને બત્રીશ ભાતની રસોઈ બનાવી.
નાંબાકુંડી જળની ભરી આપી. રૂપોબારૈઓ નાહ્યા. પછી
માલણ કહેછે કે રાજાજી જમવા ઉઠો ત્યારે રૂપોબારૈઓ ક-
હેછે કે બાઈ તું મને એક વાતના સાંધા જોડાં કરી આ-
પતો બહુ સારૂ. પછી માલણ કહેછે ઘણાય કર્યાછે તે ઘ-
ણાય કરીશ માટે તમે કહો. પછી રૂપોબારૈઓ કહેછે કે આ
શેહેરમાં બત્રીશ લક્ષણા પુરૂષ કેટલા છે? માલણ કહેછે
બત્રીશ લક્ષણા પુરૂષ ત્રણ છે—એકતો રાજા ભોજ છે બીજો
ખાપરો ચોરછે, ને ત્રીજો તો ધનપાળશા શેઠનો કુંવર ક-
લ્યાણદાસ છે. રૂપસંગે વિચાર કર્યો જે રાજા ભોજને મારૂં
તો બાણું લાખ માળવો રંડાય અને ખાપરો ચોરતો ઉલટી
મારી ચોટલી ગંતરી લે એવો છે. માટે મારૂતો કોસી જા-
ન વાણીઆનેજ મારૂં એ વીચાર કરી માલણને કહેછે તું
મને એના સાંધા જોડા કરી આપ. માલણ ધનપાળશા શે-
ઠને ઘેર જઈને રતનબાઈને કહેછે કે તમારો ભાઈ ઘણા
દીવસથી આવ્યાછે. તે આગારે મોહોલ ઉતરેલા છે માટે
તમે તેડવાને ચાલો. રતનબાઈ કહેછે મારે તો ભાઈજ નથી.
ત્યારે માલણ કહેછે કે તમારો જનમ થયો નહોતો તેની પે-

પાંચસેં ગુપ્ત હે ઇસમે હમારી સેવા તું કયા કરેગા. રૂપો બારૈઓ કહે છે અરે મારા મહારાજ મારાથી જે બનશે તે કરીશ. પગ ચંપી કરીશ, ભાંગ તમાકુ ભરી આપીશ. પછી બાળનાથ કહે છે તો અચ્છા બચ્ચા તુમ અહીંઆં ઠરજો.

એમ ઘણાક દીવસ વીતી ગયા છે. રૂપો બારૈઓ બાવાની પાસે રહે છે. હવે એક દિવસ બાળનાથ મોજમાં બેઠા છે તે વખતે તે કહે છે–અરે બચ્ચા રૂપસંગ તારે ચ- ઇએસો માગ–રૂપો બારૈઓ કહે છે હે માહારાજ મારેતો તમારૂં એક વચન જોઇએ છીએ બાવો કહે છે તેરે ચઇએ તો રાજ માગ, ચઇએતો ધન માગ. તે વેળા રૂપસંગ ક- હે છે–એ સર્વે વાનાં મારે છે, પણ હુંતો એક તમારૂં વ- ચન માગુંછું. તે વખતે બાળનાથ કહે છે જા બચ્ચા હ- મેરા વચન હે. તે વખતે પછી રૂપસંગ કહે છે હે મારા બાવલીઆ મને વશીકરણ શીખવો. ત્યારે બાળનાથ કહે છે જો બચ્ચા વશીકરણ શીખવું હોય તો હું કહું તેટલાં વાનાં લાવ. એકતો અવળી ઘાણીનુ સવા શેર તેલ લાવ, બીજી અવળા ચાકના સાત કોડીયાં લાવ ને બત્રીશ લક્ષ- ણા પુરૂષનું માથું લાવ, પછી ત્યાંથી રૂપસંગ ચાલ્યો તે જ્યાં આગળ સ્ત્રીઓ પાણી ભરતી હતી ત્યાં આગળ પા- ણીના ઘાટ આગળ આવીને ઉભો રહ્યો. બધી સ્ત્રીઓ પાણી ભરીને જતી હતી આ પરદેશી માણસ એને કોણ બોલાવે. તેથી તે કુવા આગળ ઉભો ઉભો વિચાર કરેછે. એવામાં દુતી માલણ પાણી ભરવા આવી તેણે પૂછ્યું અરે ભાઈ તમે કોણછો અને અહીંયાં કેમ ઉભાછો ? તે વેળા રૂપસંગ કહે છે હું નેપા બારૈઆનો છોકરોછું અને

માંમો ભાણેજ ના ઓળખ્યા, આંખડી ફેરે હેત
કહાડી ખડકને વાપર્યું, કોણ મામો કોણ ભાણેજ.

હવે તે વેળાએ પેલા ચંડાળ કહેછે.

વળખાં ન મારીશ વાણીયા, કુંવર કેશવ તારૂ નામ;
મારે શીખવું કામણ વશીકરણ, તારા મુસ્તકનું છે કામ.

એમ કહી તરવાર તાંણી ઘા કર્યો અને ધડ અને મુસ્તક જૂદાં કર્યાં ધડ હતું તે રેતમાં દાટયુ અને મુસ્તક લેઇ બાવા બાળનાથ પાસે ગયો. બાળનાથે તે મુસ્તક ભમર કડીએ લટકાવ્યું અને તેની નીચે પેલાં કોડીયાં મુક્યાં તેમાં પેલું તેલ પુર્યું અને બાવાએ જે વેળાએ મંત્ર સાધવા માંડયો છે તે વેળાએ મુસ્તક રૂદન કરેછે.

**મુસ્તક રૂદન**—બળતાંને શીદ બાળો મોરા બાવાજીરે મોરા બાવાજી હાં, જીવડા સીદ બાળો મોરા બાવાજીરે મોરા બાવાજી હાં, મુને લાગે અતી ઘણો તાપ, તાપેને દાઝેરે મોરી દેહડી મોરી દેહડી હાં. રસોઇઓ નીપજાવે મોરી માતાજીરે મોરી માતાજી હાં. પગલાં નીહાળે મોરી માતાજી હાંરે મોરી માતાજી હાં. બળતાને શીદ બાળો મોરા બાવાજીરે મોરા બાવાજી હાં, મુને લાગે અતીઘણો તાપ, તાપને દાઝેરે મોરી દેહડી હોરે મોરી દેહડી હાં ગારે મુખે એકાદશી વ્રત, વાટડીને જુવે મારી માતજીરે મોરી માતાજી હાં. જીવતડાં શીદ બાળો મોરા મામાજીરે મોરા મામાજી હો. મુને લાગે અતીઘણો તાપ, એ તાપને દાઝેરે મોરી દેહડીરે મોરી દેહડી હો.

મામા તેંતો માઠી કરી, આશો કીધો અન્યાય;
બળતાને શુ બાળોછો, ઘેર વાટ જુએ મોરી માય.

એવી રીતે રૂદન કરેછે હવે એ વાત ઇહાં રહી અને તે વખતે ઉજ્જનમાં શી વાત બની. પેલી રતનબાઈ છોકરા-

હેલાંતો એ પરદેશ જવા નીકળેલા છે માટે તમને ખબર નથી. ત્યારે રતનબાઇ કહેછે કે જો ભાઇ થઇને આવતા હોયતો ચાલો તેડવા આવીએ. પછી વાજતે ગાજતે રૂપા-બારૈઆને પોતાને ઘેર રતનબાઇ તેડી લાવ્યાં. ઘણાક દીવસ વીતી ગયા છે, એક એક બીજાને ઘણું હેત થયું છે. મા-મો ભાણેજ ભાણેજ કહેછે ને ભાણેજ મામો મામો કહેછે. એવામાં એકાદશીનો દીવસ આવ્યોછે. મામો કહે કે આ-જતો અમે ક્ષીપ્રા નદીએ નાહાવા જઇશું. ત્યારે કેશવદાસ કહેછે હું પણ મામા આવીશ. રૂપસંગ કહેછે ભાઇ ત્યાં તારૂં કામ નથી પણ કેશવદાસે માન્યું નહી ને વાંસે થયો. રૂપ-સંગે કેશવદાસને ખભે તેડી લીધો. ચાલ્યા ચાલ્યા જ્યાં જાય જ્યાં જાય જ્યાં જાય ઘાંચીને ઘેર આવ્યા ને ઘાંચીને કહેછે અવળી ઘાંણીનું સવાશેર તેલ કાઢી આપ. ઘાંચી કહેછે રાજા ભોજનું રાજછે જો વાત જાણે તો મને અ-વળી ઘાણીએ પીલી નાંખે. પછી રૂપસંગે પંદર રૂપીઆની મોહોર આપી એટલે સવાશેર તેલ કાઢી આપ્યું તે લઈ કુંભારને ઘેર ગયો ને કહ્યું ચાલ્યા પ્રજાપત અવળા ચાકનાં સાત કોડીઆં ઉતારી આપ કુંભારે કહ્યું રાજાની બંધીછે ને વાત જાણે તો મને અવળી ઘાંણીએ પીલી મારી નાંખે તે-વીજ પંદર રૂપીઆની મોહોર આપી એટલે કુંભારે અવળો ચાક ફેરવી સાત કોડીઆં ઉતારી આપ્યાં તે લેઈ રૂપસંગ ચાલ્યો, ચાલ્યો ચાલ્યો જ્યાં જાય જ્યાં જાય શેહેરબાહાર આવ્યો. રૂપસંગે કેશવદાસને ખભેથી ઉતારી આંગળીએ પકડ્યો ને બંને જણા ચાલ્યા ચાલ્યા જાયછે ત્યાં નદીને કાંઠે રેતમાં આવ્યા મામાની આંખ લાલ થઇછે તેથી બત્રી સલક્ષણો પુરૂષ કેશવદાસ કહેછે અને રૂપસંગ સાંભળે છે.

બાવા બાળનાથ પાસે આવીને ઉભી રહી ત્યારે બાળનાથે પુછયું તું અહીંયાં કેમ આવી છે, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે આ માણસ મારે ઘેર આવ્યો હતો તે મારા છોકરાને મામો થઇને શેહેર બાહાર લાવી રેતમાં મારી નાંખ્યો અને આ માથું મારા છોકરાનું છે. તેથી બાવાને ગુસ્સો ચઢયો તેણે રૂપસંગને કહ્યું અરે બચ્ચા જા એનું તું ધડ લેઇ આવ. રૂપસંગ ચાલ્યો ચાલ્યો જ્યાં આગળ ધડ દાટયું હતું ત્યાં આગળ આવ્યો ને ધડ લાવી બાવાની આગળ મુકયું. બાવાએ અમીનો કુંપો છાંટી છોકરાને સજીવન કર્યો અને રૂપસંગને કહ્યું જે અરે બચ્ચા તું ભાણેજડા મુસ્તક લાયા તો અત્યારથી પાવઇઆ હોજા. રતનબાઈ રાજી થઇ દીકરાને લેઇ ઘેર આવી.

પેલો રૂપો નાહો તે બીજે ગામ જઈ રહ્યો ને હાથના ચાળા કરતો ટાઓટા પાડતો પોતાનો બાપ જ્યાં રાજ કરતો હતો ત્યાં ગયો. લોકે રાજાને ખબર કરી કે તેણે પોતાની પાસે બોલાવી જોયો તો દીકરો હીજડો થઇ ગએલો દીઠો. બાઇડીઓની પેઠે કુટે, તાઓટા પાડે, નાચે ને હાથના ચાળા કરે. બાપે તેને ઓરડામાં પુરી મુકયો. એ પછી બેચરાજીએ માવ કમાળીઆને સ્વપ્નુ દીધું કે વરસાલ ગામમાં રાજાનો દીકરો મારો ભગત થયો છે તેને બોલાવી લાવો કમાલીઆ ત્યાં ગયા. અને રાજાને કહ્યું કે અમને માતાએ મોકલ્યા છે. તમારે ઘેર માતાનો ભગત થયો છે તેને કહાડો. માતા તેડે છે. રાજા કહે માતાનો હુકમ હશે તો બારણાં ઉઘડી જશે. ઓરડીનાં તાળાં તડાતડ તુટી ગયાં ને રૂપો બારૈઓ અદો ભવાની મા જે કરે કહેતો બાહાર નીસર્યો ને કમાલીઆ જોડે જવા લાગ્યો. રૂપા બારૈઆને એના બાપે કહ્યું તારે જે જોઇએ તે માગ.

ની ખોળમાં પડી. ઘણાએ શોધ્યો પણ કાંઈ જડયો નહીં તે વારે તે રોતી રોતી રાજા કને ગઇ અને બોલી જે મારો ભાઈ થઈ ને કોઇ આવ્યો હતો તે ઘણાક દીવસથી મારે ઘેર રેહેતો હતો તે મારા છોકરાને લેઇને ગયોછે તે હજુએ આવ્યો નથી. રાજાએ તેને ધીરજ આપી પંડે ખોળવા નીકળ્યો છે, સંગાતે ખાપરા ચોરને પણ લીધો છે અને પગલું ધાંચીને ઘેર ગયું. ધાંચીએ કહ્યું એક આદમી છોકરો લેઇને આવ્યો હતો ને તેને મેં કુંભારવાડે જતો દીઠો કુંભારને ઘેર પગલું ગયું. કુંભારે પણ માન્યુ અને કહ્યું કે તે માણસ નદી ભણી ગયો. નદીએ ગયા તો રેતમાં લોહી માલમ પડયું. ત્યાં ખોળ કરી તો પેલું દાટેલું ધડ મળ્યું રતનબાઇએ ઓળખ્યું ને બહુ કલ્પાંત કરવા માંડયું તે ચાલી ચાલી બાવાની મઢીની પછાડી જઇને વીલાપ કરવા લાગી.

પુષ્પ વિના ઝુરે પીંપળી, ફળ વિના ઝુરે જાય;
એમ બંધવ વિના ઝુરે બેનડી, તેમ પુત્ર વિના ઝુરે માય.
ઘર નમ્યું તો ભલે નમ્યું, તું કયાં નમ્યો ઘરનો મોભ;
પણ જે ઘેરથી પૂત્ર ઉઠી ગયા, તે ઘેર સદાએ શોકના શોક.
વાંજ પોકારે થર થકી, હું કયાં જન્મી મોરી માય;
પુત્ર નહીં મેલ્યો પારણે, મને વહુવર ના લાગી પાય.

એમ વીલાપ કરતી હતી તે બાવાએ સાંભળ્યું. બાવાએ રૂપસંગને કહ્યું બચ્ચા એ કોણ પોકાર કરતે હે? રૂપસંગે કહ્યું અરે માહારાજ એવાં તો રોગીઆં ઘણાક આવશે એમ કહી રૂપસંગે ગણગાર્યું નહીં. ત્યારે બાવો કહે છે, તું જો કે એ કોણ છે અને અહીં કેમ આવીછે. રૂપસંગ બાહાર આવ્યો ત્યારે રતનબાઇને દીઠી. રતનબાઇ

માતાએ બાવાનો સરાપ વાળ્યો ને કહ્યું કે જા તું પુરૂષ થઇને તારા બાપનું રાજ કર. એમ કહેતામાં તે પાછો પુરૂષ થયો. પોતાને ગામ ગયો અને બાપની પછી ગાદીએ બેઠો રૂડી રીતે રાજ કરી ખાધું પીધું ને મોજ કરી બોલો શ્રી બોચર માતકી જે.

( ગાય છે ) ચોસટ જોગણી આનંદ નાચે, ગીત ગાવે જે ગોળી મધુરી મધુરી મરદંગ વાગે, તાળ વગાડે તાતળામાં એક એક કર હસંતી રમે હાથે લેતી તાળીઆં, કરજોડ કર કાનદાઓ બોલે રમે ભોગ ભોળી.

---

## રાજા દેગમ.

### મેલણી રાગ સોરઠ.

'ચંપામાળીરે તારી સુઘડ વાડી, તારી વાડી ને તારા બાપની વાડી, ઓ ચંપામાળીડારે તારી સુઘડવાડી.'

એસા થઇ તા થઇ.

ચંપો માળી આવે છે ને કહે છે ઓહો ભાઇ નાએક તમે મને ઓળખ્યો ? વશુવેળાવળ પટણના મોગરા માળીનો હું છોકરો. ચંપો મારૂ નામ. એક દહાડાનો સમાજોગ છે તેવારે હું નિશાળમાં ભણવા બેઠો હતો, વશુવેળાવળ રાજાનો કુંવર દેધમ પણ નિશાળે ભણવા આવે. ભણુતાં ભણુતાં અમારે ને એમને ઘણી માયા થઇ. દેધમ કહે અલ્યા માળી માગ જે જોઇએ તે માગ. મેં કહ્યું મહારાજ વેણ આલો કે, જેવારે તમે ગાદીએ બેસો તેવારે મને પરધાનવટું આપવું. કુંવર કહે જા તેમ કરીશ. પછે

કાંઈ જોઇએ છીએ આ છેલ્લું મળવું છે. હીજડો કહે છે અને સાસર વાસો કરો. તેને મન ગમતાં લુગડાં વગેરે આપવાને નેપો બારૈઓ તેને ચૌટે તેડી ગયો છે.

ગાણું. ચાલ્યા ચાલ્યા ડોસીડાને હાટ, ચુંદડીઓ વસાવે નેપોબારૈઓ હોરે નેપોબારૈઓરે. રૂપસંગ પાવઇઓ રે ચાલ્યા ચાલ્યા સોનીડાને હાટ, બાળીઓ વસાવે નેપો બારૈઓ હોરે નેપોબારૈઓરે. રૂપસંગ પાવઇઓરે ચાલ્યા ચાલ્યા જનહાળીને હાટ મોઝડીઓ વસાવે નેપોબારૈઓરે નેપોબારૈઓ હોરે. રૂપસંગ પાવઇઓરે વાહાડુ વાહાડુ આંબલીઆની ડાળ તેના ઘડાવું ડમર દાખલાં હોરે ડમર દાખલાં હોરે. દાખલાં કેરા સરવા સરવા સાદ તેનેરે મોહ્યાંરે ચોસટ જોગણી ચોસટ જોગણી હોરે. ઘાંચી માગુ, મોચી માગું માગું સઇને સુતાર, એક ના માગુંરે ભિમડ વાણીઓ હોરે ભિમડ વાણીયોરે. જતી વખતે રાજાએ હીજડાને આટલા ધંધા ઉપર બરસે રૂ. ૫ાા નો કર કરી આપ્યો. એ કર લેતો લેતો ચામડીઆના કુંડે ગયો, ચામડીઆને કહે લાવ મારો કર ચામડીઓ કહે આગળ મારો રાજા હતો પણ હવેતો મારો જાચક છે ઉભો રહે ઉતાવળ ના કર. અડધો રૂપીઓ લેઈ કુંડના પાણીમાં બોલી કહે લે બોલ કૃષ્ણારપણ. એ સાંભળી હીજડાને કાળ ચઢયો. તેથી કટારી લેઈ પોતાના પેટમાં મારવા ગયો. તેવારે ચામડીઆએ કહ્યું કે રાખ અલ્યા અહીં મરે છે તે કરતાં બેચરાજી જઈને મરકે તારા આત્માનું કલ્યાણ થાય. હીજડાને ગનાન થયું કે વાત સાચી, ચામડીઆના કુંડ આગળ મરૂં તે કરતાં માતા આગળ જઇને મરૂં તે ઠીક. પછી તે માતાએ ગયો ને મરવા માંડયું. તે જોઇ

બંધન છોડયાં પ્રેલાદના સ્વામી, રાજ ભભીક્ષણને આપ્યે.
હુંડી તણા હજાર, પારખ થઇ પુરા કર્યા;
મેહેતા નરસાઇઆતે આપ્યો હાર, સભામાં શ્રીનાથજી.
ધન ધન રાજા વૈરોચન, જેણે બળી જાઓ જસવંત;
ત્રીકમ તાણુ તું ધણી, શ્રી કૃષ્ણ ઓડાયો હથ.
(ચડાવીને) શ્રી કૃષ્ણ ઓડાયો હાથજી રે, શ્રીકૃષ્ણ
ઓડાગે હાથજીરે. ઘેંતે—પડદામાંથી ગાતો દેવ્રમરાજા બા-
હાર આવે છે.—

'રામનું નામ જપો મોરા ભાઇ. રામ ના જપે તેને રામ દવાઈ, રામનું નામ જપો મોરા ભાઇ. આની હોરે ભાઇ રાજા હોય તે પરજાને પાળે, ને પરજા તે તો પુન્ય સંભારે, માતા હોય તે પુત્રને પાળે, પુત્ર તેતો કૂળ અજવાળે. રામનું નામ જપો મોરા ભાઇ.' (ચડાવીને) રામનું નામ જપો મોરા ભાઈ, જપો મોરા ભાઇ.' ઘેંતે ઘેંતે, ઘેંતે તા થઇ તા થઇ.

રાજા—ઓ ભાઇ નાએક અમે ને ચંપોમાળી શીકારે રમવા નીકળ્યા છીએ, ને ચંપો જુદો પડયો છે, તેને તમે દીઠો છે.

નાએક—હા અહીંથી હમણા ગયો ખરો, બોલાવો આવશે.

રાજા—ચંપામાળીં હોત.

રાજા—ચંપો જવાબ દેછે, 'હો રાજા હોત' રાવેગળેથી ચપો જવાબ દેછે, 'હો રાજા હોત' રા-જા પુછેછે તુ કયાં છે. ચંપો કહે છે આ રહ્યો. એમ એકએકનો સાદ સાંભળે છે પણ દેખાતા નથી, કેમકે તેઓ ડુંગરના જુદા જુદા ભાગમાં છે ને વચમાં જાડી ઝાડીછે. પછી કેટલીકવારે મળે છે ત્યારે ચંપો કહે છે ઝવાર રાજા ઝવાર.

જ્યારે દેધમના પીતા પડયા ત્યારે તે ગાદીએ બેઠો, પણ ચંપાની ખબર લીધી નહી, એતો વાતજ ભુલી ગયા. ચંપા માળીએ વિચાર કીધો કે હું એકાએક જઈને કહું પણ કેમ કે મને કારભાર આપો; વખતે રાજા બીજી પડે માટે કાંઇ હિકમત કરીને માગુતો ઠીક. કેડ બાંધીને પોતે કચ્છ દેશમાં ગયો. ત્યાંથી ઘોડા લાવ્યો ને રાજાને નજરાનો કર્યો. રાજાએ પુછયું કોના ઘોડા છે? સપાઈ કહે મહારાજ કોઈ શોદાગર લાવ્યો છે. રાજા કહે બોલાવો મારી પાસ. ચંપાએ જઇ સલામ કરી ત્યારે રાજાએ ઓળખ્યો, ને પુછયું અલ્યા તું ચંપોમાળી. ચંપે કહ્યું હા મહારાજ. રાજા કહે ઓહો તારે આટલી બધી મહેનત શા સારૂ લેવી જોઇએ. ચંપો કહે સાહેબ તમારે સારૂ, પણ પેલું વચન આપ્યું હતુ તે સાંભરે છે. રાજા કહે ખરૂં બાપ મને વીસરી ગયું, ભલું તેં ઇઆદ આપ્યું. એમ કહી તરત પાઘડી બંધાવી ચંપાને પરધાનવટુ સોંપ્યું. એક દહાડાનો જોગ છે. હું ( ચંપો ) ને મારો રાજા શીકાર રમવા નીકલ્યા છીએ ને જુદા પડયા. આગળથી આવ્યો હું ને પાછળથી આવે મારો રાજા દેધમ તો સમેળો કરજે તું.

ભવાયા ગાય છે. રાગ બીલાવર. ( એ રાગ સવારે ભેરવી પછી ગાય છે )

'આણી વેળા હરને સમરીએ હો, ઇશ્વર કમકમ લોક;
જેને રૂઠે નવનીધ પામીએ, ભોજન ટીલક તંબોળરે.
પ્રભુના નામ વના વાણી અવર્થા, સપુત્ર વના કુળ જેમ;
ઘૃત વના ભોજન ભીમ ભણે, એમ દયા વના ધરમ તેમ.
તે સધાર્યો રાજા હરીચંદ્રને, ધ્રુને અચીચળ થાપ્યો;

પદમણી નારીને પોહોર નિંદ્રા, બે પોહોર નિંદ્રા હસ્તની;
ચંતની નારીને ત્રણુ પોહોર, અઘોર નિંદ્રા એ સંખણી.

ચંપો—એજ એ છેલી કહી તેવી; દહોડ પોહોર દહાડે ઉઠે છે.

રાજા—તે પદ્મણી નહીં. પદમણી નારીનું બીજું લખાણુ કહું.—

પદમણી નારીને વામ કેશ, અદ વામ એ હસ્તની;
પા વામ કેશ એ ચંતની, ને ભુત કેશ એ સંખણી.

ચંપો—એજ રાજા છેલી કહી એજ.

રાજા—તારે તે શું રાખ જોઇ, એતો સંખણી.

ચંપો—ના પદ્મણી હતી.

રાજા—તારે તેને ભુત કેશ કેમ? વારૂં આપણે એ-પાને બોલાવીએ, તેના બોલ પરથી, તેના ધાંટાપરથી પારખીશું કે પદમણી છે કે નહીં. હું બોલાવું છું. ડુંગર બેઠી દીકોલડી રે હો.

ચંપો—ડુંગર બેઠી બોલડી રે હો.

રાજા—મેર હઇઆફુટા, બોલડી શું કહે છે, દીકોલડી કહેને.

ચંપો—હા રાજા એજતો પોલડી.

રાજા—નહીં, નહીં, હું કહુ તેમ કહેને.

ચંપો—આવડતુ નથી તે શું કરૂ.

રાજા—નથી આવડતું તો મારા મોંમાંથી વેણુ નિસરે તેવું ઝાલી લે. (ડુંગર બેઠી એટલું કહે છે એવામાં ચંપો તેને મોડે હાથ દેછે)

રાજા—અલ્યા એ શું કરે છે?

ચંપો—તમે કહ્યુંને કે વેણુ નીકળે તે ઝાલી લેજો,

રાજા—બાપ અત્યાર સુધી ક્યાં ગયોતો?

ચંપો—રાજાજી તમે આણી પાસ આવ્યા, ને હું પેલી પાસ ગયો.

રાજા—ચંપામાળી જો આ પરભાતનું વખત થયું છે, આપણુ શીવજીની પુજા કરીએ.

કે જા ચંપા એની વાડીએ, લાવે સોરંગા ફુલ;
દાતણ કરી દેરાસર પુજીએ, મને મારગ થાય અસુર.

ચંપો--રાજા બેસો હું ડુંગરામાંથી ફુલ લઇ આવું.

એમ કહાને ગયો તે બેચાર ઘડી થઇ પણ આવ્યો નહીં ને રાજા તપી ગયો, ને બોલ્યો.

મુવો કે મરાવીઓ, તુજ સર પડીઆ ઘાય;
શકેતો વાઘે વડારીઓ કે હુંબો તોરી માય.

ચંપે એ સાંભળ્યું ને ઉત્તર કર્યો કે,

નથી માર્યો કે મુવો પડયો, નથી પડીઆ શર ઘાય;
ડુંગરે બેઠી દીકોલડી, મે દીઠી દેધ્રગ રાય.

રાજા પાસે આવ્યો ત્યારે પુછ્યું, અલ્યા આટલી વાર કેમ થઇ

ચંપો—મહારાજ મેં એક પદમણી જોઇ, તે તમારા કામની છે, તેને જોવા રહ્યો ને વાર લાગી.

રાજા—તું પદમણીને ઓળખે છે? પદમણી કેને કહે છે? તું માળી તું પદમણીની વાતમાં શું જાણે. જો આટલાં લખણ હોયતો પદમણી ખરી.

પાશેર જમે તે નારી પદમણી, અછેર જમે તે હસ્તની.
પાણોશેર જમે તે નારી ચંતની, સાબ ગળાગળ એ સંખણી;
પદમણી નારીને પાન વાહાલાં, હાર વાહાલો હોય હસ્તની.
ચંતની નારી ચાલ વાહાલી, કજો વાહાલો એ સંખણી;

એને કાંઇ હીર ચીર નહીં હોય, ઝાડના પાના પેહેરી રહે-
તી હશે, તેથી હીર ચીર વખાણીશું તો લલચાએ ખરી.

(ગાય છે) અમારા દેશમાં હીર ચીર અટકુળ પટકુળ
પામરી, વણીઆ વણકર સાર; તજને તારા સાગ પાંદડાં,
તું કર દેધમ ભરથાર.

પદમણી—શું કરૂં તારાં હીર ચીર અટકુળ પટકુળ
પામરી, વણીઆ વણકર સાર; ભલાં મારાં વનના સાગ
પત્રાં, મને દીધા દેવ મોરાર.

ચંપો—ના લલચાઈ રાજા.

રાજા—ત્યારે ભોજન વખાણો, તે કાંઇ એની નજ-
રમાં આવે છે.

ચંપો—મારા રાજાને દાળ શાળ, ઘરત ઘેભરાં. શે-
વઇઆ લાડુ અપાર.

પદમણી—ભલાં મારાં વનનાં વનફળાં, તે મને દીધાં
દેવ મોરાર.

રાજા—આપણું શેહેર વખાણીશું ?

ચંપો—હા. મારા રાજાને વશુ વેળાવળ, પટણ,
તોરી આહારે લખ; બીજાં છાજર ઝુંપડાં, તેનો પાર નહીં
અસંખ.

પદમણી—ગાય કેમ છેડે વાછડો, માતા કેમ છંડે
બાળ; હું કેમ છંડું મારો પણછીઓ, તે વરતે એકાકાર;
જો ચંપા પાછો ફરી તારો કોણ છે દેધમરાય; જો આવશે
મારો વીરતો, તને તાણી મારશે તીર.

ચંપો—મહારાજ નથી આવતી.

રાજા—કરસણ ઘટથી દોડીઆ બોલાવોને જુધ ક-
રીને લઇશું.

તે ઝાલી લઉછું.

રાજા—ના એમ નહીં હું બોલું તે અખેરે અખેરે વેણી લેવા. ડુંગર બેઠી દીકોલડી, (એટલે ચંપો ભાંએ વીણી લેવાના ફાંફા મારે છે.)

રાજા—ચંપા એ શું કરે છે?

ચંપો—તમારા બોલ વેણછું, એતો કાંઇ હાથમાં આવતા નથી.

રાજા—નાના એમ નહીં, હું કહુછું શું ને તું કરે છે શું, મારૂં સાળું માળું તે શું કારભાર કરે; આટલું નથી આવડતું તો બીજું શું આવડશે. હું બોલું તે અહીંએ રાખ. ડુંગર બેઠી દીકોલડી. ચંપે રાજાની છાતી દાબી છે, ત્યારે રાજા કહે છે અલ્યા છાતી કેમ દાબે છે?

ચંપો—તમે કહ્યુને કે અહીંએ રાખ, તે અહીંએ રાખુછું.

રાજા—એમ નહીં હું બોલું તેમ તુ બોલ.

ચંપો—હા એમ કહોને હવે સમુ સમજ્યો.

રાજા—ડુંગર બેઠી દીકોલડી, તારે કાને ઝબુકે ઝાલરે;
રાજા દેધમ તેડાં મોકલે, તું વેગે વેહેલી ચાલરે.

ચંપો એ પ્રમાણે કહે છે તેનો જવાબ પદમણી દેછેકે,

વૈશ ગામ વૈશાવળી, તાંહાં મારૂં પરણેત;
જા ચંપા પાછો વળી, મારે વાલમ એક.

રાજા—અલ્યા બોલી, એ પદમણી તો ખરી. એનો સાદ ને ચાતુરી દેખાડે છે કે પદમણી ખરી.

ચંપો—એનો ઉત્તર સાંભળ્યો, એતો રાંડ પરતીવ્રતા ધરમ પાળે છે, એ કહેછે મારેતો સામી છે.

રાજા—અલ્યા ચંપા એ આ વનમાં રહેનારી છે,

વજે, ને નેસરણી કરાવજે.

ચંપો—કુવાનું શું કામ છે ઠાકોર ?

દોડીઆ—અમારામાં કોઇ આંધળા છે, કોઇ લુલાછે, કોઈ કેવા છે. કાંઇક ઉબાળો, હાંક, ખુમાટ થાયતો કુવામાં ઉતરીને ઢાકણું દઇ દે ને વારૂ અમને એમ બોલાવ્યા છે તે કહેને ભા.

ચંપો—પદગણી લેવા જવું છે.

દોડીઆ—ઠીક, પણ કોઇ મરે, કોઈ ઘાય પડે, ઘવાય, તેમનું રાજા એમ કરશે ?

ચંપો—જે ઘાસે પડઘાસે તેમને રાજા પાટાપેન કરાવશે ને મરશે તેમનાં બારમા કરશે.

દોડીઆ—બારમા આરે કરશે ?

ચંપો—મુવાકેડે બારે દહાડે.

દોડીઆ—ના તેમ નહીં. અમારા બારમાં કોક ખાય? અમારા બારમાં હમે હમણા ખાઇશું, કે ખાના મરીએ. આ રાવણાના એક પછી એક કરો નહીં તો જઇશુ પાછા.

ચંપો—હે રાજ આ મુવા રજપુતાં પોતાના બારમા પહેલાં કરવા માગે છે.

રાજા—ઠીક તેમ કરો.

ચંપો—દોડીઆ ઠાકોર રાજા હા કહે છે, તમારા બારમા તમને જીવતા ખવડાવશે.

દોડીઆ—બોલ ભા અમારા મહીના એટલા ? રાજાને પુછ અમારા મહીના એટલા.

ચંપો—તમારે મોડે માગી લો, બોલો કેટલો મહીનો લેશો ?

દોડીઆ—બા હારે હારે એમને પુછ, એમને પૂછતો આવ.

ચંપો—દોડીઆજી દોડીઆજી હોત.

દોડીઆ—હો હો હોત, એ આવ્યા ભા આવ્યા, પોતાં પોતાં.

દોડીઆ રજપુતો આવ્યા તેની મેળણી. રાગ સોરઠ 'લુંબે ઝુંબેને ટકરાળાં, લુંબે ઝુંબે મારા રાજજી.' એસા થઇ તા થઇ.

દોડીઆ આવી ઉભા રહે છે. ખુબ અફીણ ખાધાં છે, કસુંબા પીધા છે, ફાટાં ટુટાં લુગડાં પહેર્યાં છે, ડોલાં ખાય છે, એક એક જોડે અથડાએ, લથડી પડે, કોઇની પાઘડી પડે. હાથમાં હથીઆર પણ એવી હાલતને શોભે તેવાં.

દોડીઆ—અલ્યા ચાંપા અમને કેણે બોલાવ્યા ?

ચંપો—રાજા દેધમે બોલાવ્યા ઠાકોર.

દોડીઆ—ચેમ બોલાવ્યા બા ? ને બોલાવ્યા તો ભલે બોલાવ્યા, પણ અમારી ખબર લેશે કે નહીં. અમારે અફેણ જોઇએ, તમાકુ જોઇએ, રોટલાનું કરો, ખાધાપી ધાનું કરો, અમારો ઉતારો ક્યાં બા ?

ચંપો—તમારો ઉતારો ચોરામાં આપ્યો જાઓ.

દોડીઆ—સારૂ બા. જીએ છીએ, પણ કહે ગામની ભાગોળો ચેટલી છે.

ચંપો—ભાગળતો એક છે એક.

દોડીઆ—તારે ના રહીએ.

ચંપો—ત્યારે કેટલી જોઇએ ?

દોડીઆ—બાર ભાગળો કર. હાકટ ખુમ કાંઇ હોયતો નાશીતો જીએ, એક હોયતો ઘેરાયા પછી ક્યાં જીએ. ને બાર ભાગોળે બાર કૂવા કરાવજે, ને કૂવાને ઢાંકણાં કરા.

રાજા દેશ્રમ.

ચંપો—ડુટાજી રામ રામ.

ડુટાજી—રામ રામ ભા.

ચંપો—તમારો મહીનો ?

ડુટાજી—આપણો શો મહીનો ભા; પાંચ કોડી લ-અ, નવટાંક અફેણ ભા, ને શેરડીના કુચ્ચા ઉપર આવાને.

ચંપો—હવે કોઈ બાકી રહ્યુ ?

દોડીઆ—સુરદાસજી રીહાને ભા.

ચંપો—હે સુરદાસજી.

સુરદાસજી—કુણ છે, કુણ છે ભા.

ચંપો—એતો હું ચંપોમાળી.

સુરદાસજી—અલ્યા ચાપુંકે ?

ચંપો—તમારો મહીનો લખાવો.

સુરદાસજી—એક પૈસામાં સવા પસો ઓછો લખ ભા. એક જારનો રોટલો લખ ભા, ને દોઢ નવટાંક અફેણ લખ ભા, નત ખાવાને જોઇએ.

મોટાજી—ચાંપાજી મહીનો લખ્યા, રાતબ લખી, અફેણ લખ્યું ?

ચંપો—હા મોટાજી.

મોટાજી—તાણે તારા રાજાને પુછ કે ચીઆ માસમાં વઢવા ચઢીશું.

ચંપો—કારતક માગસરમાં.

મોટાજી—ના એગતો નહીં, એની બુનને આણું, અમારે નોકરી નથી કરવી. કાચંડાની ને રજબુતાની તાઢ ઉડેજ નહીં, ને અમારાથી વઢાય નહીં. રાજાને કહે અમે પાછા જઇશું.

ચંપો—લો રહ્યું, શીઆળો રહ્યા; અંતર વઇસાખે ઉનાળામાં ચડજો.

ચંપો—નરાતારજી ઠાકોર, કહો તમારો મહીનો કેટલો?

નરાતારજી—ચાર પાઇઓ લખો. ભા, ને ઉપર એક ગઠનો રોટલો, રોટલો મઠનો હો ભા, ને ધધાડીનું દૂધ, ટાઢું. મહીનાપર એટલું જોઇએ બા. એ રાતેબ બા, મઠનો રોટલો ને ધધાડીનું દૂધ જોઇએ બા. અમે આ બીજા ભા કને જા; આ નખોદજી ઉભા એગને પુછો.

ચંપો—નખોદજી ઠાકોર, ઓ નખોદજી ઠાકોર.

નખોદજી—હું ભા હું ચેગ છે, અલ્યા ચાંપા ચેમછે?

ચંપો—તગારો મહીનો લખાવો ઠાકોર.

નખોદજી—પાંચ પાઇઓ લખ ભા, ને એક ખોબો બાજરી ને અફેણ. અફેણ ઉપર બાજરી ખાઇશું તારે અફેણ ચડશે બા. એક પોહો (પોસો) બાજરી બા. જા અમે જલુણ દરજી પાહે.

ચંપો—જલુણ દરજી રામ રાગ.

જલુણદરજી—કુણ હશે? શું કહોછો?

ચંપો—હું ચંપોમાળી. તમારો મહીનો કહો.

જલુણ—મહીનોતો બા, હાત પાઇઓ લખો ભા. આ અગારૂં પેટ મોટું બા. ઉપર સાટીચોખા એક પોહ. એ રાતેબ ભા, ને બકરીનું દૂધ ભા, એ રાતેબ અગારી ખાવાની. અમે મોટાજીની પાહે જા.

ચંપો—મોટાજી કોણ છે? મોટાજી, તમારાંમાં મોટો કોણ છે?

મોટાજી—પ્રભુ મોટો, જે મોટો હોય તે મોટો.

ચંપો—તમારો મહીનો કોહો ઠાકોર.

મોટાજી—સવા પૈસો મહીનો લખ, ને રાતબ કાંઈ ખાવા. સવાશેર અફેણ નત ખાવા જોઇગો, કાંટે ચડાવીને ખાઉછું ભા. અવે ટુટાજીનો લખો.

ચંપો—હુટાજી રામ રામ.

હુટાજી—રામ રામ ભા.

ચંપો—તમારો મહીનો ?

હુટાજી—આપણો શો મહીનો ભા; પાંચ કોડી લખ, નવટાંક અફેણ ભા, ને શેરડીના કુચા ઉપર આવાને.

ચંપો—હવે કોઈ બાકી રહ્યુ ?

હોડીઆ—સુરદાસજી રીહાને ભા.

ચંપો—હે સુરદાસજી.

સુરદાસજી—કુણ છે, કુણ છે ભા.

ચંપો—એતો હું ચંપોમાળી.

સુરદાસજી—અલ્યા ચાપુંકે ?

ચંપો—તમારો મહીનો લખાવો.

સુરદાસજી—એક પૈસામાં સવા પસો ઓછો લખ ભા. એક જારનો રોટલો લખ ભા, ને દોઢ નવટાંક અફેણુ લખ ભા, નત ખાવાને જોઇએ.

મોટાજી—ચાંપાજી મહીનો લખ્યા, રાતબ લખી, અફેણુ લખ્યું ?

ચંપો—હા મોટાજી.

મોટાજી—તાણે તારા રાજાને પુછ કે શીઆ માસમાં વઢવા ચઢીશું.

ચંપો—કારતક માગસરમાં.

મોટાજી—ના એગતો નહીં, એની બુનને આણું, અમારે નોકરી નથી કરવી. કાચંડાની ને રજબુતાની તાઢ ઉઠેજ નહીં, ને અમારાથી વઢાય નહીં. રાજાને કહે અમે પાછા જઇશું.

ચંપો—લો રહ્યું, શીઆળો રહેલો; ચઇતર વઇસાખે ઉનાળામાં ચડજો.

મોટોજી—નાખા બખતર તપી જાય, બંદુકો તપી જાય, ઘોડા તપી જાય તે ના.

ચંપો—તારે ચોમાસામાં ચડજો.

મોટોજી—ના બા ના, જામનગરી ભુજાઇ જાય, ઘોડા કાદવમાં કળી જાય, ચોમાસામાં ના ચડાય.

ચંપો—મરો સુવા ત્રણે રત નહીં ત્યારે કેવારે ચડશો?

મોટોજી—તારા રાજાને કહે એ બારે મહીના રહ્યા ને અધીક મહીનો કાઢ.

ચંપો—અધીક મહીને ચડશો, લ્યો આધીક મહીનો કાઢ્યો, ચડો.

મોટોજી—તો ઠીક પણ પેલો મીર ક્યાં જયો, જરા મજરો કર, રાવણાનો મજરો.

મીર—લ્યો રાજ કરૂં રાજ. સારંગી કહાડીને ગાયછે બાલમ રેન થોડીરે, સુતી મને કયું ન જગાઇરે, બાલમ રેન થોડીરે. એક અંધારી ઓરડી, હુજી બેરણ રાત, તીન ઢોલીઓ સાંકડો, મારો નગણ ગારો નાવ, બાલમ રેન થોડીરે, મને કયું ન જગાઇરે બાલમ રેન થોડી.

દોડીઆ—વા ભા વા! વાવા બાવા! ગાય તીઆરે અમને સંભરાવજે.

મીર—તો આ શું કરૂં છું?

મોટોજી—સેતો જાણું, પટલાંનું પાડું રેંકેછે.

મીર—પાડું શું રેંક, હું ગાઉછું.

દોડીઆ—હાબા હા. હાબા (એમ કેહેતા જાય ને માથાં હલાવતા જાય.) હા. ‘પ્રાણીઆને પાપડીઓ ખવરાવ’ એ ગા.

મીર—શું ગાઉ કાલનો ભુખ્યોછું, રોટલાનું કરો.

દોડીઆ—નરાતારજીરે ઘેર જા.

મીર—હે નરાતારજી ભુખ્યોછું રોટલાનું કરો.

નરોતજી—અરે ભા હુંજ બે દહાડાનું ભુખ્યું ને તને ક્યાંથી આપું. જા ગામમાં રબારીવાડે જા. છાશ પી આ-વ ને અમારો મજરો કર કોક રોટલો આપેતો મારે સારૂ કુકડો લાવજે, તુતો ઘરનો મીરછે. નહીંતો જા મોટાજીને ઘેર જા.

મીર—મોટાજી ભુખ્યોછું, રોટલો.

મોટાજી—રોટલો ક્યાંથી આણું, ત્રણ દહાડા થયા બીજ નથી ખાધોને, તારો દીકરો હોય તેણે ખાધો હોય બા. જલુંણદરજીને તાં જા.

મીર—ઓ જલુણદરજી તમારો વારો આવ્યો.

જલુણ૦—શાનો તાવનો ?

મીર—નાના રૂપીઆ આલવાનો.

જલુણ૦—અરે ભા મારૂ પેટનુંતો, એનુંતો પૂરૂં ક-રૂં પછી તને, ભા તુ સુરદાસને ઘેર જા.

મીર—સુરદાસજી ઠાકોર હું ભુખ્યોછું રોટલો,

સુરદાસ—રોટલો ભા રોટલો મારે જોઇએને તને ક્યાંથી આલું, તું ટુટાજીને ઘેર જા આલશે.

મીર—ટુટાજી, હે ટુટાજી રોટલો ખવરાવો.

ટુટાજી—બા રોટલોતો નથી પણ મજરો કરને તારે ઘેર જઇને ખાજે.

મીર—મરો શાળાઓ ખાવા ના આલો ને મજરો મફત કરાવો, નહીં કરૂં.

રજપુત કાયર રોટલે, તરીઆ કાયર દુધ;
કણબી કાયર કરસણે, ને વણીક કાયર જુધ.

ચંપો—અલ્યા દોડીઆ રાવણું બાબણું જવાંદોને, રાજા કેહેછે ચડો હવે.

મોટોજી—લો ભા હેંડો તીઆરી કરો. સઘળા દોડીઆ હોં હોં હોં હોં કરેછે, વાજાં વાગે ને ગાનારા ગાયછે. ' ઓરે મતવાલનીલોરે, ઓરે મતવાલનીલોરે.' એક રજપૂત જુધ કરેછે ને પડેછે. પડયો કે તેને ઘસડી લઇ જાય, ને બીજો ચડેછે ને મરેછે, એમ બધા પૂરા થાયછે ત્યારે રાજા ચંપાને પુછેછે કે અલ્યા શું થયું ?

ચંપો—દોડીઆતો પડયા ને પદમણી ના આવી.

રાજા—હીંડો તારે હવે હું ચડુંછું. ઉઠોરે દોડીઆ, જાઓ. રાજા લડેછે, તે વખત ગવઇઆ ગાયછે, 'ઓરે મતવાલની લોરે.'

રાજા પદમણીને જીતી લાવેછે ત્યારે દોડીઆ કેહેછે લાવ્યા લાવ્યા. એક કેહે હું લાવ્યો, બીજો કેહે હું લાવ્યો, એમ બધા દાવો કરેછે. ત્યારે રાજા કેહેછે બોલાવો જે પદમણી લાવ્યો હોય તેને, તેના નાક કાન વાઢુ; તેવારે પેલો કેહે હું નથી લાવ્યો, પેલો કેહે હું નથી લાવ્યો, એમ સહુ ના કેહેછે. રાજા કેહેછે એમને સરપાવ આપી વદાય કરો. દોડીઆ જાયછે. વખત હોયતો પદમણી ગાય અને નાચે.

# બાવાનો વેશ.

બાવો..................ગામમાં મંદીર કરી રહે.

રામકી....................બાવાની વહુ.

જાનંકી..................આવાની બીજી વહુ.

નાયક..................વેશમાં પૂછનાર.

રંગલો..................હસાવનાર.

ઘોકણીઓ..............બાવાનો છોકરો.

**બાવો અને તેનો છોકરો ઘોકણીઓ આવે છે.**

બાપ દીકરો આવણું ગાયછે—જે બોલેંગે રામ દેલાવ; જગનાજીપર રામ દેલાવ; તેરી જે બોલેંગે રામ દેલાવ; હરીભગત હે રામ દીલાવ; શેર આટાકો રામ દેલાવ. રામધુન લગી; ગોપાળ ધુન લગી; રામભજો ભાઈ રામભજો, ખાતે પીતે રામ ભજો, આતે જાતે રામ ભજો, એસા થઈ તા થય.

બાવો—રામ રામ ભઈયા રામ રામ; રામ રામ ભઇયા રામ રામ.

નાયક—ભજનમે કીયા કહ્યા બાવાજી ?

બાવો—અબે ઘોકનીઆ, બાહાર કોન ખડા હે ?

ઘોકણીઓ—મહારાજ કોઈ આદમી હે.

બાવો—ઓ કીયા બોલતા હે ? ઉનકુ અંદર બોલાવ.

નાયક—જે સીતારામ બાવાજી, જે સીતારામ.

બાવો—જે સીતારામ.

નાયક—તમ કહાંસે આયે મહારાજ ?

બાવો—હમ જુમનાજી પરસે આએ; અમ તીરથ કરતે આએ; ઓર ફરતે, ઓર ચરતે, ઓર ધરતે, ઓર

દુખસે મરતે આએ, પાસ થોડી બી હે. હમ ગામમે આએ તો કુચ આટા બીટા મીલેગા ?

નાએક—ચોરેપર જાઓ પટેલ આપશે.

પટેલ—બાવાજી મંદીર કરીને ગામમાં રહો તો લોકને ભજન કરાવો.

બાવો—ઠીક બેટા, રામજી તેરા ભલા કરેગા. મંદર કરે, લાલજી પધરાવે, તુલસી લગા દેવે, ઓર માલા જપે, ગામમે કોઈ ભગત હે ?

નાયક—બાવાજી દરવાજા ખોલો પટલ પાટીદાર દરશણ કરનેકુ આએ.

બાવો—ખોલો પીછે આવ. અભી ધ્યાન ધરતે હે.

નાયક—મહારાજ, ઓ લોક સીધા લાએ.

બાવો—આનેદો. આવ ભગત આવ રામજી તુમેરા ભલા કરેગા.

બાવો—રામ નામ જપના પરાયા માલ આપના, બાવો બેઠો જપે ને જે આવે તે ખપે, જો દેગા હમકું, સો મીલેગા તુમકું. એસા થઇ તા થઇ.

નાયક—જે તમને આપીએ તે અમને ક્યારે મળશે બાવાજી ?

બાવો—તુમ મરજાયગા પીછે બેટા.

નાયક—તેની ખાતરી શી બાવાજી ?

બાવો અબે લંડી તુમ બડા અગનાન, મુરખ હે; બડા નાસ્તિક હે

નાયક—બાવાજી કાંઈ ગીઆન સમજાવોને.

બાવો ગાય છે—ગીઆનમેં ખાના, ગીઆનમેં પીના, ગીઆનમેં સુખચેન કરનાજી; રામ બોલો ભાઇ રામ બોલો. ગીઆનમે લુટના, ગીઆનમે ધુતના, ગીઆનમે પાખંડ કરનાજી; રામ બોલો ભાઇ રામ બોલો. હમ બ્રહ્મા, હમ વિષ્ણુ, હમ શીવજી સમજનાજી; રામ. પીછે નજર મેં આવે સો કરનાજી, રામ.

નાયક--બાવાજી એતો સચ્ચા ગીઆન નહિ.

બાવો—જાબે લંડી તુમ કયા સમજે. એક લઠ્ઠ લગા દઉંગા તો શીર તુટ જાયગા. તુમ ગમાર લોક ગીઆનમેં ક્યા સમજો.

નાયક—બાવાજી દરવાજા ખોલો ઓરત લોક દરશન કરનેકું આઇ.

બાવો—કીતે બરસકી હે ?

નાયક—વરસ સાઠેકની ડોશીછે.

બાવો—જાઓ પીછે આવ અબી ભાંગ પીતે હેં.

નાયક—દરવાજા ખોલો બાવાજી દુસરી આઇ.

બાવો—કીતને બરસકી હે ?

નાયક—ચાળીશ વરસની છે.

બાવો—બોલો પીછે આવ, અબી ગાંજો પુંકતેહેં.

નાયક—બારણાં ઉઘાડો બાવાજી ત્રીજી બાઈ આવી.

બાવો—કીતને બરસકી હે ?

નાયક—સોળ વરસની.

બાવો કુદીને—આનેદો, આને દો. મૈયા આવ, મૈયા આવ. લાલજીકા દરશન કરો, ભેટ ધરો, હમકું પગે લગો. લે એ કંઠી ગલે ડાલો. આવ આવ મેં મારે હાથસે તેરે ગલેમે કંઠી બાંધુ. તેરા નામ કીયા માઇ ?

રામકી—બળ્યું મારૂં નાગ મહારાજ હુંતો દુખણીછું. મારો ધણી સીતેર વરસનો ડોસો છે તેને જુવાન કરો. તેના દાંત પડી ગયાછે તે પાછા ઉગાડો.

બાવો—ઠાકોરજી સબ કરેગા. તુમ સોલ બરસકી ભરજુવાન ઓરત, તેરા ધણી એસા કીયું ?

રામકી—મારા સુવાં માબાપે મોકાણ વાળી, કુળ જોયું, પૈસો જોયો,ને મને ગરદન મારી. મને ઢળા ડોસાને પરણાવી.

બાવો—પૈસા ખુબ મીલા હોયગા. સો લાવને અપને દો ખા પી કર મોજ મારેંગે, ડોસા જીતા હે કે મર ગયા?

રામકી—જીવેછે પણ થોડા દહાડાનો છે. મને સાસરે જવું ગમતું નથી. મારી માએ બહુએ વાર મને મારી મારીને મોકલી પણ હું પાછી નાસી જાઉંછું. એકવાર મને ગુણમાં ઘાલી ઉંચકીને મુકી આવ્યા, પણ રાતે ડોસાને હડસેલી ઢોલી પાડી નાહી. ડોસો પાછળ દોડયો ને ઠેકર ખાઇ ખાલકૂડીમાં પડયો. ડોસો લાલચ બહુ બતા-

પણ તેના બેસી ગયલા ડાચાં, તેનું હોઠે ગાડકતું તેના મોહોની લાળ ને તેનું બળ્યુ મોહું જોઇને ગાટમાં ભડકા ઉઠે છે.

પરણ્યો લાવે પાલખી. ને બાવો લાવે વહેલ;
પાલખીએ બેસું તો ઢળી પડી, મને ગમી બાવાની વહેલ. તા થઇ તા થઈ.

પરણ્યો લાવે ટોપરાં, ને બાવો લાવે ગોળ;
ટોપરાના તો કુચા પડે, મને ગળ્યો લાગે તારો ગોળ. તા થઇ તા થઈ.

અમદાવાદથી ગાડાં જોતર્યાં, ને માહે ભર્યાં છે હીર;
બાવો હોયતો મુલવે, મારાં ફાટી ગયાં છે ચીર. તા થઇ તા થઇ.

બાવાજી મને ઘરડા વરને ઘેર જવું નથી ગમતું; એ પિટચાને જુવાન કરો.

બાવો—એ સબ બાત છોડદે. એ મદીરમે આકર રહે મેરી સાથ. લોકમે મૈયા કહુંગા, ગનમે સમજના જોરૂ.

રાગડી—માહારાજ મદીરમાં ઠાકોરજી છે; તુલસી કુંડું છે, એમાં બાયડીથી ના રહેવાય.

બાવો—ડાલદે સાલે ઠાકોરજીકું ઉકરડેપર; જલાદે રંડી તુલસીકું. તુમ આ જાતે પ્યારી. ધોળા સાલું પેહેરલે, છાપાતીલક બનાવ, બડે મણકેકી માળા પહેરકે બાવી બનજા. આવ ભજન કરીંગે. નગદી, ડાગીને સબ સેતી આઇઓ.

રાગડી જાયછે, અને નાયક કહેછે જુવો ભાઇ આ કળીજુગના બાવા લાલજીને ઉકરડે નાંખી દેવડાવેછે, તુલસીને બાળી નાંખેછે, ને લોકની બાયડીઓને ફોસલાવેછે

બાવાજી બીજી અસ્ત્રી આવી.

બાવો—કોનહે ? કીતને બરસકી હે ?

નાયક—રાંડી રાંડ છે ને સોળ વરસની છે.

બાવો—જબતો ઠીક. એ અમેરે કામકી. એકકા નાગ રામકી, એ દુસરીકા નામ જાનકી. મંદરમે દો બાવી તો હોના ચઇએ

જાનકી—માહારાજ બાલ રાંડ છું. પાંચ વરસની હતી ત્યારે રાંડી હતી. મારા અંગમાં સદા લાહે લાગેલી રહેછે. તમે પણઘટને કુવે નાહાવા આવ્યા તારે જાણ્યું કે એ આગ બાવાજી હોલવશે. ધણી વગરનો સંસાર મને ગમતો નથી. તરીઆને ધણી વગરનો સંસાર ધુળ છે.

સોળ વરસની સુંદરી, તે જળ ભરવાને જાય;
કાંટો ભાગ્યો પ્રેમનો, તેતો ઉભી ઝોલા ખાય.તાથૈતાથૈ
કુવા કાંઠે કેવડો, તે વાયે વાંકો થાય;
ભોગી મળે રંડાપો ટળે, તો સુખડાં જીવને થાય.
તા થૈ તા થૈ.

નાચતી ગાયછે—હાંરે બાવલીઆ તારો લાગ્યો સનેડો; મારા બાવલીઆનો લાગ્યો સનેડો. તારી તુંબડીના જળ મીઠાં, મારા બાવલીઆ. રમતાં જોગીડાનો લાગ્યો સનેડો. (ચડાવીને) મારા બાવલીઆનો લાગ્યો સનેડો—તા થઇ તા થઈ.

બાવો—તુમ આ જાઓ મંદરમે, ઓર બાવી હોજા.

ટોપી ઘાલે તીન ગુન, નહીં વેરો નહીં વેઠ;
બાવો બાવો સહુ કહે, ને સુખે ભરીયે પેટ.

ઇસવાસ્તે મેં બાવા હો ગયા. તુમ બાવી હોજા. દુસરે મુલખમેં ભાગ જાયગે તેરેંકું લોક બાવી બાવી ક-

હેંગે, તેરી ચાકરી કરેંગે, ઓર અપન ચેન કરેંગે. કાય-
કું રંડાપા બેઠતી હેં.

પીઠે ખોયા (ઝોળી)માં છોકરૂં લઇને રામકી આવી નાચેછે ને તાંસળાં વગાડી ગાયછે—બાવો બાવો સહુ કહે; બાવો દે ગોરખ નાથ; પહેલી ઝાલી આંગળી, પછે સાહેયો હાથ. મારા બાવલીઆ છીરે. રઘુપતી રાઘવ રાજારામ, પતિત પાવન સીતા રામ. રામ સીતા જાનકી જે બોલો હરમાનકી. ( બધા જોડે ત્રણ ચાર વાર. ) થૈ થૈ ા થૈ. ઘેં ઘેં ઘેં.

બાવો—એ બાળક કીસકા રોતા હે. રે મેરી રામકી એ અપના બાળક હે કે ? નાયક અને બીજા ભવાયા નીચે પ્રમાણે ગાયછે, અને બાવો ને બાવીઓ જોડે ગાવા લાગેછે.

જોઇ લો જગતના બાવારે, જોઇ લો જગતના બાવા;
ધર્યા ભેખ ધુતીને ખાવારે, જોઈ લો જગતના બાવા.
ઘણી પ્રેમદા પાણી ભરે, ત્યાં જાય બાવો નાહાવા;
રાંડીરાંડના ઘરમાં પેશીને, બાવો બેસે ગાવા. જોઇલો.
ગૃહસ્થનાં છોકરાં તેડી રમાડે, પરાણે પ્રીતડી થાવા.
ગૃહસ્થની નારી રીસાય ત્યારે, બાવો જાય મનાવા. જો.
ધુપ કરે ને ધ્યાન ધરાવે, ભોળા લોકને ભમાવા;
ભોજો ભગત કહે ભવસાગર મેલી જમપુરીમાં જાવા જો.

---

મારો બાવો મહાજનનો બોકડોરે. મારો બાવો મહાજન-
નો બોકડો.

કાન ફુંકીને કંઠી બાંધે તારે રૂપીઆ દોઢ લે રોકડોરે ગા૦
શેરીએ શેરીએ આટો ઉઘરાવે, વેચીને કરે દોકડોરે. મા૦
મફતનું ખાઇને બને મસ્તાનો, હાથમાં રાખે ઘોકડોરે. ગા૦

માયા તો મસ્તાનીરે, બાંધી લીધા મોટા મોટા; સોળ્યા એક પલકમાંરે વેરાગી જોગીઓના જોટા. માયા. ૧. એમ કરીને ખેતરી ખાધા, બાવન ચૌટાં બજાર; ભરથરી સરખા ભૂલી ગયા જેને જાતા ન લાગી વાર; ગોપીચંદન સરખારે મોહેનીમાં મોહી થયા ખોટા. માયા૦ ૨. કે આવે એક ને બઇરાં બે તરણ, તે વચ્ચે બે ચ્યાર બાળ; ધામ હામ સાધુની વિકાળ, પછે બાવો કુટે કપાળ; પારકો માલ ખાવારે દુનીઆમાં કહાડે દોરવા દોટા. માયા૦ ૩ એ જગવ ધારીને થાય વિજોગે, સદા રાખ ચોળીને ફરે રાણ, ભગવી ચાદરની વાળે લંગોટી, પછે આરોગે સુરાપાન; ફળી ગાંજો ભાંગ તાણીરે, ધુમાડાના કહાડે ગોટા. માયા૦ ૪ આટો વેચીને બ્યાજે મુકે, જેમ તેમ કરીને બાંધે મઠ, ગીઆન પુછે તેને ગાળો ભાંડે, લંડી કહીને ઉઠાવે લઠ; વેસને વગોવ્યોરે, લાજ વીના લંગોટા. માયા૦૫ તાલ વગાડે તાન મેળવે, મનમાં થાય મસ્તાન, દાંત વકાશી જુવે દરપણમાં, એ ધુતી ખાવાનો ઠામ; તાન મેલી તન મરોડે, વગાડે ઘણા તાબોટા. માયા૦ ૬ હેવા જુગતગાં ઝાઝા, સાચા ગયા સંતાઈ; શું કહું રે હવે વિનતી વિસ્તારી; કહેવાની વાત નથી રહી; ધીરો તે કહાં હુંડેરે, ગિયાનીના પડીઆ ટોટારે. માયા૦ ૭

નાયક—હે ભાઇઓ આ વેશપરથી શીખામણ લેવી. બાવા હોય તેમણે આ વેશે ધારી બાવાના જેવા થવું નહીં, લોકની વહુ બેટીઓને પોતાની મા બેન સમાન ગણવી. લોકના ધન માલ લેવાપર નજર કરવી નહીં. ભાંગ, ગાંજો, અફીણ, દારૂ અને તાડીને અડવું નહીં. સાધુનો વેશ જે લે તેણે સાધુનો ધરમ પાળવો. જે ન પાળે તેને

ધીક્કાર છે તેની કને કોઇએ જવું નહી. બાવો, ગોંસાંઇ વેરાગી, સાધુ, જતી સંન્યાસી, પરમહંસ કે હરકોઈ જાતને જોગી વેશે હોય પણ તેના આચરણ માઠાં હોય તો તેને ચંડાળ જાણી તેનાથી વેગળાં રહેવું.

બાવો અને બાવીઓ ગાય છે—ગોવીંદમભજ ગોવીંદમ, ગોવીંદમ ભજ મુઢંમતે, ગોવીંદમભજ ગોવીંદમ. બોલો શ્રી જગદીશની જે. (વેશ સંપૂર્ણ)

---

# સધરા જેસંઘનો વેશ.

સધરા જેસંઘ... ... ... ...પાટણનો રાજા.

મધમુંખી... ... ... ...એની રાણી.

રંગલો... ... ... ...મશ્કરો.

ભાટ, પ્રધાન, લશ્કર વગેરે.

રાણકદેવી... ... ... ...કુંભારેઉછેરેલીરાજકન્યા.

રાખેંગાર... ... ... ...જુનાગઢનો રાજા.

મેલણી—શ્રીહરીરે શ્રીહરી, ભાઇ ભજોને સૌ શ્રીહરી.

એ ત્રણ ચાર વાર ગાનારા ગાય અટલે ભૂંગળીયા જુગોજો ફુંકે છે ને બીજા તા થઈ તા થઇ બોલે છે બધા બધેયા જોરે—બોલો શ્રી ગુર્જરાયની જે, સોલંકી મહારાજની જે.' એટલે પડદામાંથી રાજા બહાર આવેછે. તેની આગળ છડીદાર નેકી પોકારે છે. પાછળ રંગલો, ભાટ પરધાન વગેરે ઉભા રહે છે. ચોપદાર બાજુપર ખસી જાય છે, અને બે ડગલાં આવી કહે છે.—

આ સભા શ્રી ગુર્જર રાયની, મંડપ બહુ શોભંત;
સકળ સજન પાવન થયા, નમો સહુ ભગવંત.

ભાટ આગળ આવી નીચો વળી રાજાને સલામ કરી કવિત બોલેછે—

તારાકે તેજમે ચંદ છુપે નહી, સૂર્ય છુપે નહી, બાદલ છાયો;
રણ ચડ્યો રજપુત છુપે નહી, દાતા છુપે નહી જાચકઆયો.
રાજમંડલમેં જયસિંહ છુપેનહીં, ચમકેબીજળી મેવલોધાયો;
ગુર્જરપતી તેરા નામ અગર હય, તેરી કીર્તી ચોખંડ ગાજે.
પરાક્રમ તેરા પ્રકાશ કરકે, રંજન કરૂં સભા સહુ આજે.

રે ભાઈ નાયક આ વેશ કીના કહીએ? સધરા જેસંઘના કહીએ.

સધરા જેસંઘ કેમ ઓળખાય, તેણે કયાં રાજ કર્યું; ને શી નાગના કરી તે કહું છું સાંભળો.—

એક સમે (સંવત ૭૫૨ માં) ઝંઝુવાડામાં પંચાસર નગરીમાં રાજા જેશીખર રાજ કરે છે, તેવામાં કલ્યાણનો સોળંકી રાજા ભૂવડ ચડી આવ્યો. દારૂણ જુધ થયું ને ગુર્જર રાજા જેશીખર ચાવડો વિમાનમાં બેસી સરગે ગયો. તેના પ્રતાપીકુંવર વનરાજે સોળંકીને કાઢી રાજ પાછું લીધું, ને અણહીલવાડપાટણ વસાવ્યું. એ ચાવડાકૂળની પીઢીએ જેશીખરચાવડો તેનો સુત વનરાજ ચાવડો, તેનો સુત યોગરાજ ચાવડો, તેનો સુત ખેમરાજ, તેનો સુત ભુવડ, તેનો સુત વીરસિંહ, તેનો સુત રત્નાદિત્ય, અને રત્નાદિત્યનો સુત સામતસિંહ ચાવડો. અહીં ચાવડાની પેઢી અટકી. સામતસિંહને પેટે દીકરો નહોતો તેથી તે પછી તેની બેન લીલાવતીનો કુંવર મૂળરાજ સોલંકી ચાવડાની પાટે બેઠો. મુળરાજ સોલંકી પછી ચામુંડ, તેની પછી વલ્લભસેન, પછી દુર્લભસેન, પછી ભીમદેવ, પછી કરણ સોલંકી અને કરણ પછી સધરાજેસંઘ ( સિદ્ધરાજ જયસિંહ ) પાટણના રાજનો ધણી થયો. એના વખતમાં ગુજરાતના રા-

જનો સુરજ સોળે કળા તપ્યો. ઉત્તરમાં મારવાડ, મેવાડ, ને અજમેરના રાજા સધરા જેસંઘને નમતા, પુરવમાં બા-ણું લાખ માળવાના રાજાને પકડી આણી તેના દેશમાં ગુર્જર રાયની આણ ફેરવી, ખાનદેશના રાજા ખંડણી ભ-રતા, દખણમાં કૃષ્ણા નદી સુધી તેની દવાઇ વરતાઈ અ-ને પછમમાં સીંધના રાજાને તેણે જીત્યો. એ ગુજરાતનો સિંહ ચક્રવરતી મહારાજા ધિરાજ કેહેવાયો. પણ રાજાને પેટ દીકરો નથી અને મોહોલે પદમણી નથી. એક દહાડે રાતનો સમો થયોછે, રાજા કચેરીથી ઉઠી હાસ્ય વિનોદમાં બેઠોછે, ઝુમરોના દીવા ઝગમગી રહ્યાછે, સોગટાની બાજી મંડાઇ છે, તેવામાં લલભાટે આવી સલામ કરી કહ્યું 'મ-હારાજના મંદીરને શોભાવાને પદમણીની ખોળ કરતો હું ઘણા દેશ ફર્યો. ફરતો ફરતો સોરઠ દેશ જઇ ચડ્યો. ત્યાં એક [illegible]ભારને ઘેર પદમણી મેં દીઠી.

ખી ધરતી પર બીજી નારી નથી.

રંગલો આગળ આવી—હું પણ બહુ પાદુછું તો લોને હું પણ પદમની.

રાજા—ચુપ રહે.

રંગલો—શો વારૂ હિંડો નહીં બોલું, આ હોઠે ટાંકા દઉછું.

ભાટ—રાજા તને એ અસ્ત્રીની શી વાત કહું. એ ચાલેછે તેવારેં કુંકુંગનાં પગલાં પડેછે, હસેછે ત્યારેં મુખમાંથી ફુલ ખરેછે, ને રડેછે ત્યારે આંખોમાંથી મોતી પડેછે. એવી નારી બધી ભોમમાં નથી. હું તારૂં નાળીએર કુંભારને આલી આવ્યોછું; ઉઠો જાન તૈયાર કરો.

પ્રધાન—રાજમેહેલમાં કુંભારની દીકરી ન લવાય.

ભાટ—એ કુંભારની દીકરી નથી, રાજકુંવરી છે. એનું નામ રાણકદેવી છે. એનો જનમ સીંધના રાજાની પટરાણીને પેટે મુળ નખેતરમાં થયો. સીંધીરાયે જોશીને બોલાવી ગરેહ મંડાએવા તેમાં આએવું કે બાપ એ દીકરીનું મુખ જોશે એટલે આંધળો થશે, ને રાજ ખોશે. રાજાએ તેને મારી નાખવાની આગ્ના કરી, પણ પરધાને સમજાવ્યો, કે અસ્ત્રીહત્યા ને બાળહત્યાનું મહા પાપ છે, માટે એને પેટીમાં સુવાડી નદીમાં તરતી મૂકો. રાજાએ સોનાની પેટીમાં કુંવરીને મૂકાવી સીંધુ નદીમાં તરતી મેલી. પેટી તરતી તરતી સામે કાંઠે ગઇ. એ વેળા ત્યાં સોરઠનો કુંભાર નહાતો હતો. કુંભારે પેટી લઇ પોતાની સ્ત્રીને આપી. કુંભારણ વાંજણી હતી તેથી બહુ રાજી થઇ. ને તેને બહુ વાહાલથી પેટની દીકરી પરમાણે ઉછેરી.

સિધરાજ—પ્રધાનજી સેના સજ કરો, સોરઠ જઇએ.

રંગલો—કુંભારની ઝુંપડીમાં તારી સેના કેમ માસે,
ઘોડાનો તાંહાં ખપ નથી.

રાજા—કેમ ઘોડાનો ખપ નથી અલ્યા રંગલા.

રંગલો—કુંભારને ઘેર ઘધેડાં ઘણાં છે, તેપર સ્વારી
કરજો; તારી એ નવી રાંણી તો બેસતાં શીખી હશે.

રાજા તેને બે ચાર ઢોલો મારી કહેછે જા તારૂં મો-
હો કાળું કર, મારે તારૂં કામ નથી.

રંગલો—ભૂલ્યો બાપજી, ભૂલ્યો, એ ઘધેડા તો ઘના
કરે તેમને બેસાડી ફેરવવાને કામ લાગશે રાયજીનો સસ-
રો કુંભાર થશે પછી ગધેડાનું ભાડું નહીં બેસે. અલ્યા ભા-
ટ તેં ઠીક નહીં કર્યું. આપણી મધુમુખી રાણીથી શોકની
શુળી કેમ સેહેવાશે, લ્યો હું દોડી રાણીને મોકાણની ખ-
બર તો કરૂં. એમ કહી દોડી પડદા પાછળ રાણી આવી
છે તેના કાનમાં કહેછે.

રાણી મધુમુખી આવેછે તેની મેલણી—સામેરી મા-
રે એક મહાદેવ, દુજો જેસિંહરાય; ત્રીજું વાહાલું પતિ-
રત, ને ચોથું સત વચન.

રાણી આવીને સાખીઓ ગાય છે—

સામેરી સાગર ઉલટચો, ને રત્ન તણાયાં જાય;
પણ કરમ હીણાં ભરે મુઠડી, તેના સંખલે હાથ ભરાય.
સામેરી સોના સાટલે, ઉભી માણેકચોક;
પણ હું તને પુછું સામેરી, તારે શૂળી ભલી કે શોક્ય.
શોક્યથી શૂળી ભલી, હૈડે પાડે છેહ;
પણ શોક્લડી કરે બોલડે, મારો ખણ ખણ દાઝે દેહ.

રાજા—હે રંગલા, રાણીએ શું કહ્યું ?

રંગલો—તમે એક ઉપર બીજી કરવા જાઓ છો તે

માટે કપાળે હાથ દઇ રડે છે.

રાજા—હીરો શોભે વીંટીએ, હોય જોડે બે નંગ;
રાજા શોભે રંગ મેહેલમાં, હોય રાણીઓ બે સંગ.

રાણી—રંગાજી ઠાકોર, રાજાએ શું કહ્યું ?

રંગલો—રાજા કહેછે કે જેમ વીંટીમાંના હીરાની આસપાસ બે નંગ જડેલાં હોયછે ત્યારે તે વધારે દીપેછે તેમ રાજાને એક હાથે એક રાણી ને બીજે હાથે બીજી રાણી હોય તો વધારે શોભે.

રાણી—શોક્યનું સાલ તો સદા બળતી આગછે. નારી હીણી હોય કે નર મુરખ હોય તારેજ શોકય ઘરમાં આવેછે.—

પાંચકોશી પ્યાદો વસે, અને દશકોશી અસ્વાર;
કાંતો નાર કભારજા, કાંતો નાવલીઓ ગમાર.
ગુણવંતી નારી ઘરે, ને લાવે બીજી નાર;
સુખ શાંતી ત્યાં પરવરે. રાજ જાણો એ નિરધાર.

મારો શો વાંક થયો કે રાજાજી રીસાઇને બીજી રાણી કરવા જાયછે. રંગાજીઠાકોર માહારાજને મનાવો નહીંતો મારા સુખનો આજ છેલ્લો દહાડો છે. રાણી આખડાં ગાયછે—'અનીહો સલુણાજીરે, જીરે, આરે હું વારી મારા રાજ, જીરે જીરે, અની ગુણવંતા જીરે જીરે- હો જીરે આજ હું વારી મારા રાજ, જીરે જીરે. આજ મારા રાજનો મેળાવોરે રાજ; અની ગુણવતા જીરે જીરે. મધુમુખી જોડે મેલ્યા રાઠ, ચાંદલીઓ તપે ગોરાદેહનેરે લેલાટરાજ. ચાંદલીઆના ચોઢયા ઘેર આવોરે, પાલવડાના બાંધ્યારે રાજ, અની ઝુઝુલડી જબુકે ગોરાંદેને કાનેરે રાજ, અની ગુ૦ આછા સાળુ સોહીએ ગોરાંદેને અંગેરે રાજ, અ-

ની ગુ૦ લેલાટ ટીલડીરે ગોરાંદેને ભાલે રાજ, અની ગુઝ
મોતીડું સોહીએ ગોરાંદેને નાકે રે રાજ, અની ગુ૦ ઝુમણું
સોહીએ ગોરાંદેને કંઠેરે રાજ, અની ગુ૦ દોઢી ચુડીઓ
સોહીએ ગોરાંદેને હાથરે રાજ, અની ગુ૦ કડલાં કાંબી સો-
હીએ ગોરાંદેને પાયરે રાજ, અની ગુ૦ હું વારી રાજ,
આજ મારા રાજનો મેળાસોરે રાજ અની ગુ૦ હાં મારા
રાજ, રાજનોરે મેળાવો રે રાજ. અની ગુણવંના રૂડા રા-
જને સલુણા રૂડા રાજને અની ગુ૦ થૈ થૈ તા થૈ

સુંદીર સુખને ભામણે, ચાલી આવો ગોરાંદેને આં-
ગણે રાજ, અની ગુણવંતાજીરે જીરે. હુંતો રાય રાય ક-
રતી આવી રે, ગુણવંતાને દીલ ભાવીરે રાજ. અનીજીરે
રાજને છોગલીએ છે મોતાંરે રાજ, હુંતો આડે ઘુંઘટ જો-
તીરે રાજ. અનીજીરે રાજને મોળીડે મોહ લાગ્યોરે રાજ.
અનીજીરે રાજને છોગલીએ છેહ લાગ્યોરે રાજ. અનીજીરે
રાજની આંખડી રતાળીરે રાજ; અનીજીરે રાજને છેડે ગાં-
ઠો વાંળીરે રાજ. તારી આંખડીનો ચાળોરે મુને જીવતડાં
શીદ બાળોરે રાજ. અની ગુણવંતા રૂડા રાજને, સલુણા
રૂડા રાજને. થૈ થૈ તા થૈ.

રંગલો—રાહો રાણીજી છાનાં રૂદન ના કરો શોકય
નથી આવવાની.

રાજા—તેં કેમ જાણ્યું અલ્યા રંગલા મારો એને
એ ચાર ઢોલ.

રંગલો—મારેતો તમારી નોકરી નથી કરવી, આ ર-
હી તમારી નોકરી. એમ કહી પોતાનાં લુગડાં ઉતારી નાં-
ખેછે, ને કહેછે લે તારો ચોરણો, લે તારી ટોપી, (કે પા-
ઘડી,) લે તારી ડગલી, પછી નાહાતો હોય તેવા ચાળા ક-
રેછે.

રાણી—રંગાજી એ શું કરોછો? ગાંડા થયા કે શું?

રંગલો—અસનાનના સમાચાર આવ્યાછે તેથી નાહું-છું. તમે ડરશો નહિ." તીખળ કરી લોકને હસાવે છે.

એટલાંમાં વાઘરીઓ સાસભેર દોડતા આવે છે, ને નીચા વળી રાજાને સલામો કરી કહે છે;—મહરાજ, બાપોજી આગના હોયતો છબર કહીએ. રીસ ના કરોતો માઠી વાત કહીએ. અમે તમારી રૈયત છીયે બાપજી.

રાજા—બોલો તમને કાંઇ હરકત નહિ થાય. સાચી વાત કહો.

વાઘરીઓ—મહરાજ ભૂખ્યા ને તરસ્યા દોડયા આએવા છીએ. પણ બોલતાં જીભ ઉપડતી નથી.

રંગલો—મુવા બોલને, શું છે શૂં?

વાઘરી—જુનાગઢનો રાજા આપની રાણકદેવીને લેઇ ગયો મહરાજ; વળી તેણે આપણા મંગળભટને બંધીખાને પુર્યો છે મહારાજ.

રાજા—તેં કેમ જાણ્યું?

વાઘરી—મહારાજ અમે જુનાગઢથી આવીએ છીએ. રાણકદેવીને પરણીને લાએવા તેના હરખમાં રાજાખેંગારે નગર જમાડયું તેવારે અમે ત્યાં હતા. અમને પણ નોતર્યા હતા. પણ બાપજી અમારા રાજાનો વેવાહ જેની વેરે ગએલો તેને લાવનારનું અમે ચીમ જમીએ? અમે તુરત સમાચાર કહેવા દોડી આવ્યા છીએ.

સીધરાની આંખો કરોધથી લાલચોળ થઇ ગઇ. મીયાનમાંથી તરવાર તાણી તે ફેરવતો આમ તેમ ગુસ્સામાં ફરવા લાગ્યો. મૂછપર તા દઇ કેહે, ખેંગાર હવે તારૂં મોત આવ્યું છે. પ્રધાનજી સેના સજ કરો. પટાવતોને હાજર

કરો. રાજા રજવાડાને પોતપોતાની સેના લઇ તેડાવો. વાર ન લગાડશો. સીતાને લેઇ જનાર રાવણને જેમ રામ માર્યો, દ્રુપતિની લાજ લેવડાવનાર દુર્જોધનને જેમ ભીમે માર્યો, તેમ મારી રાણકદેવીને લેઇ જનાર ખેંગારને હું મારીશ. જે તરવારે માળવાના ધણીને જીત્યો, જે તરવારે સીંધપતીને હરાવ્યો, જે તરવારે દખણના જાદવરાયને વશ કર્યો, જે તરવારે ખાનદેશના રાજાને નમાવ્યો, જે તરવારે મારવાડ અને મેવાડના રાજાને તાબે કર્યા, જે તરવારની હાક ઉતર, દખણ, પુરવ ને પછમમાં વાગી રહી છે, જે તરવારથી અજોધ્યાનો રાજા, પાંચાળનો રાજા, ગૌડરાજા, મુલતાનનો રાજા, થર થર ધ્રુજેછે તે તરવારથી હું સોરઠદેશને ચીરીશ, ને રાખેંગારને ધુળ ફકાવિશ ! રે અભાગ્યા ખેંગાર ! ગુજરાતના સિંહને છંછેડી તું કેમ બચીશ ! નથી બચવાનો ! મારો ભાલો તારી છાતી વીંધશે, મારૂં બાણ તારૂં કપાળ ફોડશે, ગારૂં ખાંડું તારૂં શીર છેદશે. તારાં ધડ શીશ જૂદાં પડી ધુળમાં રગડોળાશે. જેમ વિક્રમે શક રાજાને હણ્યો, જેમ અરજુને કરણને હણ્યો, જેમ ભીમે જરાસંઘને હણ્યો, તેમ કૃષ્ણે કંસને હણ્યો, તેમ ગુર્જરરાય તેને હણશે. ” એમ કહી શૂરના આવેશમાં મોટી ગર્જના કરી ચાલ્યો ગયો, તેની પછવાડે રાણી, ભાટ ને પ્રધાન ગયા, ને પડદો પડયો. પછી રાખેંગાર આવેછે તેની મેલણી—

સોરઠદેશ રળીઆમણો, ગીરનાર મોટું ધામ;
રાખેંગાર ત્યાં રાજ કરે, જુનાગઢ મોટું ગામ.

આવે મારો જુનાગઢનો રાય, આવે મારો શૂરવીર સોરઠી, આવે મારો રાખેંગાર. થૈથૈ તા થૈ. ઝુંગળો. ધેંધેંધેં;

રાખેંગાર અને મંગળબારોટ વાતો કરતા આવેછે—

ખેંગાર—બારોટ તારા રાજાને ખબર કર કે રાણકદેવી તારે હાથ નહિ આવે આજે સુરજ આથમ્યા પહેલાં હું તેને પરણવાનોછું. જેને દેખીને ઇંદ્ર મોહપામે, જેનું રૂપ જોઈ ચાંદો લજવાઇ આભલામાં ભરાય છે, જેના ચોટલાની અદેખાઇએ બળી શેષનાગ પાતાળમાં સંતાયો છે, જેના જેવી આજ જગતમાં બીજી નારી નથી; એવી ફુટડી પદમણીને મારા રાજમાંથી બીજાને લેઇ જવા દેઉ ? ના દેઉં.

બારોટ—પણ તેનો વેવાહ અમારા સીધરાજ વેરે મળી ચુકયો છે. માટે ન્યાય પ્રમાણે ને ધર્મશાસ્ત્ર પ્રમાણે તારાથી એ કામ થાય નહિ. વળી એથી મોટો વીરોધ ઉઠશે. અસ્ત્રી માટે ઘણા નાશ પામ્યાછે અસ્ત્રી તારે ને અસ્ત્રી મારે, અસ્ત્રી સરગે પોહોંચાડેને અસ્ત્રી નરકે તાણીજાય.

ખેંગાર—તે સમજાવ, અસ્ત્રી તારે કેમ, અસ્ત્રી મારે કેમ, અસ્ત્રી સરગે કેમ લઇ જાય, નરકે કેમ લઈ જાય, અસ્ત્રી વિનાશ કેમ કરે.

બારોટ—અસ્ત્રી સુભારજા હોયતો સ્વામી સુખ પામે, છોકરાં સુખ પામે, દેવસેવા ઠીક થાય, ધરમ ધ્યાન થઇ શકે, કુળની લાજ વધે.

રંગલો—પણ અસ્ત્રો ભૂંડો હોયતો ?

બારોટ—તેની નારીના ભોગ મળે; બે સારાં જોઈએ. પણ છાનો રહે રંગલા મારી વાત પુરી થવાદે પછે તારૂં ડહાપણ ડોહોળજે. ઘરની નારી ભૂંડી હોયતો ભુંડાં કામ કરાવે, વેહેમી હોય તો ભગવાનને ભૂલાવે તેથી તેને સર્ગે લઇ જનાર કે નરકે લઇ જનાર કહી છે. અસ્ત્રી મા-

ટે. રાવણ જેવા મોટા રાણાના નાશ થયાંછે. શ્રીરામચંદ્રની નારી સીતાને હરણ કરવાથી રાવણની જે ગત થઈ તે તારી થશે માટે ચેત. પાટણનો રાજા મહા બળીઓ છે. તેની જોડે લડવું સહેલું નથી. પણ એમ ધાર કે તું જીતીશ તોએ તું મોટો પાપી થઈશ કેમકે તું પરમેશ્વરનો ગનેગાર થઈશ. સધરા જેસીંઘ મોટો પુન્યશાળી રાજા છે; આખા દેશમાં પ્રજાને સુખી કરવાને લાખો રૂપીઆ ખરચીને નવાણ ચણાવે છે, દેરાં બંધાવે, સદાવ્રતો આપે છે, મોટા મોટા કવીરાજને ને પંડિતોને પાળે છે. એવાનું આ વરદ્ધ કુકર્મ કરવાથી તું પરમેશ્વરનો ચોર થઈશ. પણ તેમ થવાનું નથી, ને તારે તેને હાથે મરવું છે, એ નક્કી માનજે, મોટા મોટા રાજાને એણે જીત્યા છે તો તારા ભાર શા.

આ છેલ્લાં વચન સાંભળી ખેંગાર અતિ કોપ્યો. કંબરમાંથી કટાર કાઢી ભાટનું માથું વાઢવા જાય છે તેવાજ તેનો પ્રધાન તેને ઝાલી લે છે, ને કહે છે ખમા, બાપજી ખમા, ભાટ બ્રાહ્મણને ન મરાય. પ્રધાનના સમજાવ્યાથી ભાટને માર્યો નહિ, પણ રાણકદેવીને આણી તેના ગોડા આગળ તારા ગાલ ચીરીશ એમ કહી તેને બાંધી બંધીખાને પુર્યો.

રાણકદેવી પડદામાં આવી ગાય છે–ઊંચી મેડી સેજ ડાળીરે, ફુલ લાવે રાયનો માળીરે રાજ; જીરે રાજ ફુલ ચંબેલીનારે, જાઇના લાવોરે રાજ. એસા થઇ તા થઇ.

પડદામાંથી બાહાર આવી.

રાણકદેવી—થાય છે ધાર્યું દૈવનું, માનવી કરે વિચાર;
સોલંકીનુ વેવા થયો, તેને પરણે રાખેંગાર.

ખેંગાર—પ્રેમદા તારે કારણે, મેં હોર્યું મોટું વિઘન;

જુધ દારૂણ ચાલશે, રજે છવાશે ગગન.

રંગલો—(મનમાં) તારેજ ફુસ નેકળશેતો.

ખેંગાર—હે રંગલા, શું બરબડાછાં ?

રંગલો—મેં કું પેલા મંગળ ભાટને પુરો કરો ને સ-ડાવ્યાં શાને કરોછો.

ખેંગાર—ક્રોધે ભરાઇને લાવો એ ભાટને અહીં લાવો.

રાણકદેવી—મંગળ બારોટે શું કર્યું, રંગાજી ?

રંગલો—નખોદીઆ ઠાકોરને કહે તમે રાણકદેવીને લાવશો તો રામે રાવણની જેવી વલે કરી તેવી સીધરાજ તમારી કરશે. તે પરથી ઠાકોરે પણ લીધું કે, જે મુખ-થી તું એવાં માઠાં વેણ બોલ્યો છું તે મૂખના ગાલ ચી-રી નાખીશ. તેને ગાલ ચીરવાને તેડાવે છે.

ભાટને અવળે હાથે બાંધીને લાવે છે. તેવારે ખેંગા-રને રાણકદેવી કહે છે હે રાજ એ શું કરોછો.

ખેંગાર—આ ભાટના ગાલ મારી કટારે ચીરૂછું.

રાણકદેવી—હે રાણા તાહ્રા પડી મારી અબળાની વિનતી સાંભળો. ભાટના મુખતો એમ ના ચીરાય. લાવો પેલી સુનૈઆની થેલી ને હીરા માણેકની પેટી; તેમાંથી મુ-ઠીઓ ભરી ભરી એના મોહમાં ખુબ ઠાંસો એટલે ગાલ ફુલીને ફાટશે. એથી તમારી કીર્તિ અમર થશે, ને ગામે ગામ ને દરબારે દરબાર ગવાશે. આપણ પરણ્યા તેની ખુશીનો સરવેને સરપાવ કરો.

ખેંગાર—ભલી જુગતી ઠકરાળાંએ શોધી. લ્યો ત્યા-રે ઇમ કરો. ભાટના હાથ છોડી તેને માથે પાઘડી બંધા-વે છે, ને શેલું ઓઢારી તેના મોડામાં સોનાની મોહોરો ને હીરા ભરે છે. ભાટનું મોહ ભરાય છે એટલે તે ઉં ઉં

ઉં કરે છે ને હાથ વતે બતાવે છે કે બસ થયું. તેના ગા-
લ ખુબ ફુલ્યા છે. રંગલો કહે છે-ઓ ભાટ મુવો રે, મુવો
અલ્યા એ મરતું તો સારૂ. લો મારા ગાલ એગ ભરો,
ભાટ આપણા એનો ભાગ વગેરે બોલી હસાવે છે. ભાટ
ચાલ્યો જાય છે.

રાણકદેવી આંખડું ગાય છે—સાંકડી શેરીમાં ગુણી-
અલ રાજ મળ્યા, સાથે છેલ બે ચાર; ઝાંઝરને મસે હું
ઉતરી, રાજ માની લેજો જુહાર. મુને જોબનીઆંની પીડુ
રે હાં, મુને જોબનીઆં પીડુ રે, ગને લેઇને રૂદીઆમાં ભી-
ડોરે રાજ. અનીજી રે પીયુ વીના સુખ નવ થાય રે રા-
જ. અની૦ ગુણવંતા જીરે જીરે, સુંદગી સંદેસો મોકલે;
મારા રહીઆળાને કહેજો જુહારરે રાજ અની ગુણવંતા
જીરે જીરે, મેંતો માથું ગુંથીયું, ને લટ વીસારી; ગુણવં-
તાને જોવા નીસરી રાજ. ગુણવંતાજી આવ્યા શેરી રે હાં.
ગુણવંતાજી આવીઆ શેરીએ, મેંતો ફુલડાં નાંખ્યાં વેરીરે
રાજ. અનીજીરે રાજ મેંતો ફુલડાં નાંખ્યાં વેરી રે રાજ.
ગુણવંતાજી આવીઆ ખડકીરે હાં; ગુણવંતાજી આવ્યા
ખડકીએ; મારી દુઝણી જોટો ભડકી રે રાજ. અનીજીરે
મારી દુઝણી ઝોટો ભડકીરે રાજ. મારૂં નાકનું મોતી લેજો
રે, મારા ગુણવંતાને જોવા દેજો રે રાજ. સગીરે નણંદના
વીરરે, તમે લાવો દખણના ચીરરે રાજ. તા થઇ તા થઇ.

રંગલો—કાંકરો કાઢું.

હાકોર—દાંત પાડું.

રંગલો—માંથું વાઢું.

ઠાકોર—અલ્યા રંગલા તું કોને કહે છે રે લુચ્ચા.

રંગલો—ભૂલ્યો ભૂલ્યો બાપજી. મેં જાણ્યું હું પેલા

મંગળ ભાટને કહું છું. પણ તે હળ્યો તો મારો ભાગ આલ્યા વના નાસી ગયો.

ઠાકોર--ભાટને મળેલા સરપાવમાંથી ભાગ માગે એવો તું નઠારો છે, જા તારૂં મારે કામ નથી.

રંગલો—મુવો, મુવો, મુવો, મુવો, મુવોરે, મુવો, મુવો રે મુવો.

રાણકદેવી—કેમ રંગીજી જીવોછો ને મુવો મુવો સીદ કહો છો ?

રંગલો—મેં જાણ્યું મારા મોહોમાં તમે હીરા ભર્યા; ખુબ ગડબી ગડબીને ભર્યા તેમાંના થોડા પેટમાં ઉતરી ગગયા તેથી મેં જાણ્યું હું મરી ગયો.

રાણકદેવી—તો લ્યો તમને ખરેખરા હીરા જમાડું એટલે ખરેખરા મરશો.

રંગલો—ના બા ના, તમારા હીરા મારે નથી ખાવા. જે અલાવાનું કહ્યું તું તે નથી અલાવતાં તો હીરા શું આપવાનાં છો ?

રાણકદેવી—મેં તમને શું આલવાનું કહ્યું હતુ ?

રંગલો—જ્યારે તમે સીમાડે ગધાડાં ચરાવતાં હતાં, અને પાણીની તરસ લાગી હતી ત્યારે તમે તલાવડીમાં બેઠાં બેઠાં પાણી પીતાં હતાં, અને એવામાં હું મારે બાંડીએ ઘોડે બેસીને જતો હતો ત્યારે તમે મને કહ્યું હતું કે સોરઠના ધણી રાખેંગારને વરી જુનાગઢ આવીશ ત્યારે રંગજી ઠાકોર તમને એક ગામ અલાવીશ તો હવે લાવો. આલાવો.

ખેંગાર—અલ્યા રંગલા તું ગામને શું કરીશ? કરશીશ કે ?

રંગલો—હાવે, ગામને બચકાં ભરીશ, ખાઇશ, ને મ-
ને ગમશે તે કરીશ આલો તો ખરા.

ઝેંગાર—તારૂં ગામ કહ્યું રંગલા.

રંગલો—મારૂં ગામ ફજેતા.

ઝેંગાર—લે તારે ગામ તો છે ને.

રંગલો—એ ગામમાં તો મારૂ ઘર છે. એ ગામનો
હું ધણી નથી.

ઝેંગાર—તો ગામ તારી અસ્ત્રીને ગામનો તું માટી
એમ કરવું છે તો કાલે સવારે ચોખે પાણીએ મોઢુ ધોઈ
ને આવજે.

રંગલો—વારૂં આવ્યા આવ્યા, એ બધી ઉડાવાની
વાતો. હવે ખાવું, પીવું, ગાવું હોય તો ગાઇ લો, ને ભ-
ગવાનને સમરી લો, હવે વખત થોડે છે. કાંઇ લાજ શર-
મ છે ! છી, છી, છી, છી, થુ, થુ, થુ, થુ.

ઝેંગાર તેને એક બે છકડો લગાવે છે એટલે મુવો-
રે, તું મુવોરે, એમ બુમો પાડતો નાશી જાય છે.

દકરાળાં આંખડુ ગાય છે—અમે સરોવર ગયાતાં
પાણીરે હાં, અમે સરોવર ગયાતાં પાણીરે; ગુણવંતોજી ઉ-
ભા હાણીરે રાજ; હુંતો દેખીને લજવાણીરે હાં; હુંતો દે-
ખીને લજવાણીરે; મેંતો ઘુંઘટ લીધો તાણીરે રાજ; મેં-
તો ઘુંઘટ લીધો તાણીરે હાં. મેંતો ઘુંઘટ લીધો તાણીરે,
મારી નવરંગ ચુંદડી ભીંજાણીરે રાજ.

રંગલો—રોહો રોહો ભાભીજી, આવો કાનમાં વાત
કહું. એમ કહી દકરાળાંના કાનમાં કહેછે કે ઠાકોર પર
સ્ત્રી પાછળ લાગ્યા છે, મારા ખાસડાના સમ જુઠું કહેતો
હોઉં તો.

ઠકરાળાં રીસાઇને ગાય છે—અની હો કાકોરનું પર નારી ચીત લાગ્યુંરે રાજ. મારૂં તેણે કરી દીલ ભાગ્યું. તમે મને જુઠા હાથ વાઓ; તમે મને મારી ઘેર જાઓ રાજ. તમે સનેહડોના વેરીરે રાજ; અહીંથી પરારે તમે જાઓનેરે રાજ. જુઠા બોલા રાણા અહીંથી પરારે તમે જાઓનેરે, રાજ ઘોડારૂંમાં દીઠા. અહીંથી. અમને રંગજી ભઇએ કીધું, અહીંથી. અમને કાકોજીએ કીધું. અહીંથી. પેલી ગલાલીના વહુંધા, અહીંથી. અમારી સૈયરો દેશે મેણાં અહીંથી. અમારી લોકમાં થાવે હાંસી અહીંથી. રાજ સદાના છો જુઠા તા થૈ તા થૈ.

અની જીરે જીરે આલી માલી ચપટી આલી. (એજ ત્રણ ચાર વખત બોલવું) કાકુજીને કહેજોરે, આલી માલી બાપુંભાને કહેજોરે, આલીમાલી.

ખેંગાર—હે રંગલા.

રંગલો—હે રાજ.

ખેંગાર—અમને બેને લડાવી મારવાને ઠીક ઘાટ રચ્યો છે. તું નીમકહરામ થઇ ઠકરાળાંને જુઠું સમજાવી ટંટા કરાવે છે કેમ. પણ ઠકરાળાંએ મારા ઉપર મોહેની નાખી છે. હુંતો દનીઆમાં એનેજ દેખુંછું. ગાય છે—મોહ્યો મોહ્યોરે મુખને ચંદે; એણે મને મોહ્યોરે મુખને ચંદે. મોહ્યો મોહ્યોરે હાર ગળુ બંધે; એણે મને મોહ્યોરે હાર ગળુ બંધે. એણે મને બાંધ્યારે પ્રેમને પારો; મોહ્યો મોહ્યોરે ચંદ વાસે. મોહ્યો મોહ્યોજી હસ્ત કમળે; મોહ્યો મોહ્યોજી કુંભ સ્થળે. મોહ્યો મોહ્યોરે અળકા લટે; મોહ્યો મોહ્યોજી કેસરી કટે. મોહ્યો મોહ્યો અરગજાને બેહેકે; મોહ્યો મોહ્યોરે ચાલને લેહેકે. મોહ્યો મોહ્યોરે સ્નેહને નગને; મોહ્યો મો-

ત્યારે હંસાગમને. મોહ્યા મોહ્યોરે ઝાંઝરને ઝમકે; મેહો મોહ્યા ઘુઘરને ધમકે. હુંતો મોહોના ફંદમાં પડીઓરે; હુતો રાજના કાજ વીસરીઓરે.

રાણકદેવી ગાય છે—અની જીરે જીરે ઢાળના ઘુબા-કા જીરે, અની જીરે જીરે ઢાળના ઘુબાકા તેતો મારી પાં-સલીઓમાં સાળેરે, અની. તારે રાવટડેના જાશો, અની રાવટડેના જાશો. રાવટડો રાજ બાંકા, અની રાવટડો રા-જ બાંકા. અની પનીઆરી થાઉ જીરે જીરે, તારે ચોક વ-ચે વાવડી ખોદાવો અની જીરે જીરે તારે ચોક વચે વા-વડી ખોદાવો, અની ગુણવંતા જીરે જીરે, હું પાણીડાની મસે મસે આવું, અની ગુણવંતા રૂડા રાજ, સલુણા રૂડા રાજ. થૈ થૈ તા થૈ.

સોનાના સાંકળીયાં, રાજ રૂપાના માંદળીઆરે, જીરે જીરે. અની ગુણવંતા જીરે જીરે; તે તો મારે સોહાંએરે, જીરે જીરે, ગુણવંતા જીરે જીરે. ઝાલડી સોનાની રાજ, એની.

ઠાકોર—હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—ઠકરાળાંએ શું કહ્યું ?

રંગલો—ઠકરાળાંએ કહ્યું અમારે સોનાની ઝાલ જોઇએ, કાને પહેરવાને.

ઠાકોર—આણીકોર ભાલમાં જઇશું ત્યારે બે ઝાલો લાવીશું.

ઠકરાળાં—રંગજીભાઇ, એ ઝાલોને શું કરે. મારેતો સોનાની જોઇયે સોનીને ત્યાં ઘડાવીને લાવે તે.

ઠાકોર—અમલપાણી કસુંબા થશે ત્યારપછી ઘડાવીશું.

રંગલો—સાંભળોછો ઠકરાળાં, અમલપાણી કરાવો પછી ઘડાવીશું, ઇમ કહે છે.

ઠકરાળાં છોડીને બોલાવે છે, કસુંબા પાણી કરે છે, ને ઠાકોરને ઠકરાળાં બંને એક એકને પાય છે. ઠકરાળાં ગાણું ગાય છે—કાઢો કસુંબા કેસર વરણારે જીરે જીરે, કાઢો. અમલી તે આરોગેરે, હો મારી નણદીના વીરા. (એ ને એ ત્રણ ચાર વાર ગાય છે) એકવાર લોનેરે રાજ, બીજીવાર લોનેરે રાજ, ત્રીજીવાર લોને રાજ, ચોથી વાર લોને રાજ, ચોથી. એમા થૈ તા થઇ.

હે અમલના ઘેરાણા મારે મોહોલે પધારો, હો અમલાના છાકયા મારે મોહોલે પધારો હો રાજ. આજના અમલાસે મારા આછા સાળુ ફાડયા હો રાજ, હો અમલાના. બેગડી સુકોમાં મારી નથની ગુચાંણી હો રાજ. હો અમલાના.

રંગલો—ઠાકોર હવે તમારે ઢોલીએ નહીં સુવે; એ તો કાગારણમાં સુશે. જુવો પેલા કાસદ આવે છે તે શા સમાચાર લાવ્યા.

કાસદ રાખેંગારને સલામ કરી કહે છે કે ગુર્જરદળ દેશ ચાંપે છે. અસંખ્ય સેના લઈ પાટણનો રાજા ચડી આવ્યો છે, અને સોરઠની રૈયતને પીડે છે.

રાખેંગાર—જાગરત થઈ કમરમાંથી તરવાર તાણે છે ને ફેરવતો ૫રેછે, અને કામદારને બોલાવી સેના સજ કરવાનો હુકમ આપી સર્વે જાય છે.

સીધરાજ તેના પ્રધાન અને તેની સેના આવે છે. તેની મેલણી-આવે મારો ગુરજર દેશનો રાય, આવે મારો પાટણનો મહારાજ, તા થઈ તા થઇ.

રાજા—હે પ્રધાનજી, બધી તૈયારી થઈ રહી કે કાંઇ બાકી છે?

ચ કરવા માંડીએ રાજમંડળ સર્વ ભેગું થયું છે, નાગોર નો રાજા, રતલાગનો રાજા, અચળગઢનો રાજા, આબુનો રાજા, ગોધ્રાનો રાજા, ખાનદેશનો રાજા, મરેઠો જાદવરાય, ઉત્તર, દખણ, પુરવ ને પછમ ચારે દશના મંડળીક રાજા પોત પોતાની સેના સાથે હાજર થયા છે. એ સઘળા કહે છે કે સોરઠના રાખેંગારે ખોટું કામ કર્યું. એણે મહારાજ-નું અપમાન એટલું કર્યું છે કે એને જડ મુળથી ઉખેડી નાખવો જોઇએ.

શીધરાજ—રાગ ઝરૂખે બેઠકર, સબકા મુજરા લેત;
જૈસી જીનકી ચાકરી, એસા ઉનકું દેત.

અન્યા કરનારને સજા કરનાર ભગવાન સમરથ છે. માણસ,.પછી રાજા કે રંક, જેવું કરશે તેવું પામશે, જે-વી કરણી તેવી પાર ઉતરણી. મારાથી તમારાથી શું થઈ શકે ? કાંઈ નહીં. કરતા હરતા પ્રભુ છે. વાગદાન કરેલી કન્યા બળાતકારે લેઈ ગયો તે પ્રભુ કેમ સાંખશે. ધર્મશા-સ્ત્રનો નીમ ભંગ કરી ખેંગાર પરમેશ્વરનો ચોર થયો છે, તે ઈશ્વરી ઇછાથી મારે હાથે સજા પામશે. પ્રભુ આપણને જસ આપસે કેમકે આપણી તરફ સત છે, ધરમ છે, ને બળ છે. કરનારનો હરી છે. હું કે તમે, કે કોઇ બીજું તો નીમીત માત્ર છે. ગાય છે, ને બીજા ગાવા લાગે છે-હરી કરે તે થાય, ભાઈ હરી કરે તે થાય; માણસનું ધા-ર્યું મીથ્યા જાય, ભાઇ હરી કરે તે થાય; કીધાં કરમ ભો-ગવવાં ભાઇ કીધાં કરમ ભોગવવાં; આ લોકમાં કે પરલો-કમાં ભાઈ કીધાં કરમ ભોગવાં. રંકથી તે રાય સુધી છે સૌનો તે ધણીરે છે સૌનો તે ધણીરે ભાઇ છે સાગે. પા-પી પકડાય વેહેલો મોડો, ભાઇ પાપી પકડાય વેહેલો મો-ડો એ ન જશો વીસરી, ભાઈ એ ના જશો વીસરી;

હુરી કરે તે થાય, ભાઇ સૌનો છે તે ધણી, (એ બે ત્રણ વાર ચડાવીને ગાવું.)

પ્રધાન—મહારાજ આજે ત્રીજે પોહોરે આપને ઉ-પાડવાનું મુરત છે.

સીધરાજ—ઠીક એ વખતે ચાલવા માંડીશું.

રાણી આવે છે તેની મેળણી—માલી લાવે મોગરો ને કુંભાર લાવે જળ કુંભ; સારા સકન જોઇ સાંચરો, મારા પીયુડા રાજ અનુપ. એસા થઇ તા થઇ.

રાણી—ઉદાસ મુખે, હે રાજ, મને તમારી હારે તે-ડી જાઓ. મને એકલાં નહીં ગમે, તમને એકલાં નહીં ગ-મે. પીયુની સેવા કરવાને પતિવ્રતા નારી જોડે જોઇએ.

સીધરાજ—સાથે ન હોય સુંદરી, જ્યાં જુધ કરે શૂરવીર;
જય કરી વહેલા આવશું, રાણી રૂદીએ રાખો ધીર.

રાણી—કેમ રહે ધીરજ રાયજી, કેમ વસીએ એકલ વાસ;
પીયુ પધારે પરદેશડે, ત્યારે સૂજનની મેલે આશ.

હે રાજ, તમારાવના આ મહેલ મને જંગલ જેવો લાગશે, મારે મનતો હું એકલી લાગીશ. તમારાવના મને રમવું નહીં ગમે, મને જમવું નહી ગમે, મને ફરવું નહી ગમે, મને બેસવું નહી ગમે, મને સુવું નહી ગમે. જેમ એક હાથે તાળી પડતી નથી તેમ ભરથારવના ભામનીને સુખ નથી. હવે તો ઘણે દહાડે મળીશું માટે મારે હાથે કસુંબા પીને સીધારો. ગાય છે—આજ અગલાં ગંગાવો આગળ, તેના કાઢોરે કસુંબા ગાળી ગાળી; પીયોને ગુણય-લ પાતળા એક હાથે ન પડે તાળી રાજ, અનીજીરે જીરે એક હાથે ન પડે તાળી રાજ. અનીજીરે જીરે ઘેર રોહો રોહો, ચાલવા નહી દેઉં રાજ. અની જીરે જીરે ઘેર રોહો તો કસુંબા પાઉં રાજ. અની જીરે જીરે મારા અબળાનો

સધરા જેસંધનો વેશ.

શો વાંક રાજ; અની જીરે જીરે મારા અબળાનો આધાર
રાજ. અની જીરે જીરે મારા અવગુણ પાલવ નવ બાંધોરે
રાજ. એસાથઇ. રાજ સોળરે વરસની સુંદરી હો, એને મા-
થે ઝબુકે વેણ કાલો; સોનાના બાજઠ રૂપા થાળી રે; એક
હાથે ન પડે તાળી રાજ. અની જીરે. એસા થઇ. ઉંચી
મેડી ઝાકઝમાલીઆંરે હો, અને ફુલ લાવેજ રાયનો ગાળી;
મારા પીયુજીની સેજ સમારતાં, એક હાથે ન પડે તાળી
રાજ. અની જીરે, એસાથઇ. આજ મારો બાલમરે ચાલ્યો
પરદેશડે હો, અને બોલ લીજેજ વાળી વાળી. આજ તો
આનંદ નીત્ય દીવાળી, એક હાથે. અની જીરે. એસા થઇ
તા થઇ.

સીધરાજ— સાપ દેપ ને જળની રેલ, તે સાથે નવ કરીએ ખેલ.
કસુંબો પીએ તે ગયો બને, નીસો ચઢે થાય હાની;
ગાંજો, દારૂ, ભાંગનું, નામ ન દઇએ શાણી.
રાજકાજ સંભાળજો, કરજો મંત્રીને સાહે;
વેરી વશ કરી આવશું, તમે હઇડે ન રાખો હાય.
શીખ દાતો સંચરીએ, ને કરીએ રૂડાં કાજ;
ઇશ્વર માગું એટલું, તું રાખે કૂળની લાજ.

રાણી ગરબી ગાય છે.—
હાંરે પ્રભુ રખ્યા કરો, રખ્યા કરો; ટેક.
હાંરે પ્રભુ રખ્યા કરો, રખ્યા કરો.
મારા પ્રાણ પીયુની રખ્યા કરો;
એના મારગના વિઘ્ન સર્વે હરો. હાંરે પ્રભુ ૧
એના વેરી તે સર્વે આંધ હજો;
એની ઢાલ તે હરી તમે થજો. હાંરે પ્રભુ ૨
એના બાહુમાં બહુ બળ દેજો;
મારા રાજની દાયા કુશળ રેજો. હાંરે પ્રભુ ૩

એના વેરીના ઉમંગ ભંગ થજો;
ઘાર્યું શતરૂનું સર્વે વ્યર્થ થજો. હાંરે પ્રભુ ૪
મારા ધણીનું ધાર્યું સફળ થજો;
એના વેરીના જડ મૂળ જજો. હાંરે પ્રભુ ૫
રાત દીવસ રાયનું જતન કરો;
સૌ દુશમન એના ફાટી મરો. હાંરે પ્રભુ ૬
મારી ગુજરી સેનાને કુશળ કરો;
એના ભય સંકટને તમે હરો. હાંરે પ્રભુ ૭
મારા સોલંકી રાયનો જય કરો;
એને મસ્તકે તમે હાથ ધરો. હાંરે પ્રભુ ૮

સજન નાયક આવી રાજાને નમસ્કાર કરી કહે છે—મહારાજ, વાણીઆની નવી પલટણ બનાવી મને સોંપી છે તેને અહીંજ રહેવા દો. વાણીઆ ભાઇના પોતીઆં છુટી ગયાં છે. જુધે ચડવાનું કહું છું કે પોક મુકીને બેસી જાય છે, ને રડે છે.

સીધરાજ—એમને અહીં બોલાવો.

વાણીઆની પલટણ બીહીતી બીહીતી આવે છે, ને હથીયાર નાખી દેછે. રાજા ધમકાવે છે ત્યારે પાછાં લે છે, બહુ ડરે છે, કોઈ રડેછે, કોઈ પોક મુકે છે. સૌના ટાંટીઆ ઢીલા થઈ ગયા છે, ને કેટલાકનાં ધોતીઆં છુટી ગયાં છે તે હથીઆર ભોંય સુકી પહેરે છે.

રાજા—એમને ચોરણા પહેરાવો, આ ધોતીઓ તો નહીં ઠીક પડે.

સજન—મહારાજ એમને ચણીઆ પહેરાવો, એમને ઘાઘરા પહેરાવો, ને ચુડા પહેરાવો ને સાલા પહેરાવી રોજનું દળણું દળવા રાખો. લઢવામાં એ બાયલા લોક નહીં કામ લાગે. કણબી પણ એવાજ બાયલા છે તેમને લાકડાં

ચીરવા રાખો. એમને હથીઆર નકામાં ઝલાવ્યાં છે.

વાણીઓ—હા શાહેબ હા, પણ આગળ કે પાછળ?

બીજો વાણીઓ—રે મહારાજ નાણા લેઇને અમારો છુટકો કરો બાપજી.

રાજા—નહીં, નહીં, મારે તમારા નાણા નથી જોઇતાં, મારેતો તમને લઢવૈયા કરવા છે.

ત્રીજો વાણીઆ—ટા હમે બકરીઓની સામા લઢીશું, ડોશીઓ જોડે લઢીશું, બાયડીને મારીશું. વળી કહોટા હગે છબે લઢીએ. મોટા વરઘોડા કાઢીએ, ને ગાળો ભાંડીએ.

રાજા—આ થયો તમારો વરઘોડો, જુવો કાંઈ લાજ શરમ છે.

૪ થો વાણીઆ—અડે મહાડાજ અમે વાણીઆભાઈ ટે શું જુધ્ધ કડવાના હટા બે ચાર છાટીના હાગા હોય ટે વાણીઆ લડે, પણ બીજાટો નાશી જાય, ને હબકાઈ ગડે. (પાછળ અવાજ સાંભળીને ચમકે છે) બાયલું બોલી તીખળ કરી રાજાને હસાવે છે. એવામાં રાખેંગાર, અને તેની ફોજ આવે છે એટલે વાણીઆ ભાગી જાય છે.

રાણકદેવી (રડતી રડતી ખેંગારને કહે છે—હે સ્વામી કોઈ રીતે લાજ રહે ને વગર વઢે પતતું હોય તો પતાવો. આપણા ભાટને સીધરાજ પાસે મોકલો કે સલાહ કરે. આપણું નાનું લશ્કર કેમ ટકશે. ગુર્જરી સેના બહુજ મોટી. મેં ગઢ ઉપર ચડીને જોયું તો તેનો પાર લાગ્યો નહીં. મારે માટે આ આફત આવી છે. હું કાં મોઇ નહીં. જનમતા વારને મને મારી માડીએ વીખ દીધું હોત તો કેવું સારૂં થાત. પરમેશ્વરે મને રૂપ શું કરવાને દીધું મારા ખેંગારરાયને, મારા પીયુજીને આમ દમવાને હું

શીદ અવતરી હઇશ ! હે નાથ મને પ્રથમ મારો, મારૂં માથું વાઢો, પછી રણમાં પધારો. હું રાજાની દીકરી છું; હું જાણુંછું કે જુધ કરવું એ રાજપુત્રનો ધરમ છે, પણ આ સમે આપણું કાંઈ ફાવે તેવું લાગતુ નથી, તેથી મારા પ્રાણ કાંપે છે, મારી દેહ ધ્રુજે છે. ગુરજર રાજા મહા બળીઓ છે, એથી બધા રાજા બીહીતા રહેછે, કહેછે કે એની હાકે ઇંદ્રના હોસ ઉડી જાય છે.

"જગત કાંપે છે એને ધાકે; એણે પૃથ્વી ચડાવીછે ચાકે.
ક્ષત્રી સાથ રેહે સર્વે બીહીતો, તેને તમો કહીપરે જીતો.
મંત્રી રહ્યો છે દંત કરડી; શું જાઓછો મરડી મરડી.
સસી સૂર્ય વંશ નૃપ જેહ; તેની થર થર ધ્રુજે દેહ.
માટે પહેલાં મુજને મારો; સ્વામી પછે રણમાં પધારો.
એમ કહી ભરતી લોચન; દેખી વારેછે સ્વામીન."

ખેંગાર—હે નારી તુ ક્ષત્રીની પુત્રી થઇને આ શું કરે છે. એકવાર સૌને મરવું છે. અમર કોઇ નથી. નાઠે મારા કુળની લાજ જાય; મારાં માત પીતાને, મારી સો પેઢીને લાંછન લાગે.—

" નથી ઉગર્યાનો ઉપાય; તારે ભય પામે શું થાય.
મોઅર બોલે મણીધર ડોળે; ન રોળેતો સર્પને તોલે.
ઘન ગાજે કેસરી દે ફાળ; ન ઉછળેતો જાણો શીઆળ.
ક્ષત્રી ન સાંડે દેખીને દળ; ન હોય પુરૂષ જાણવો વ્યંઢળ
હાંક્યો વાઘ ન માંડે કાન; ન હોય સારદુળ જાણવો સ્વાન
ઘરમાં ઘોઝારો રેહે પેસી, જુવે ચરણ વનાને રહે બેસી."

એ બોલતાં ખુબ ઉસ્કેરાયો. શૂરના આવેશમાં હોકારાની સાથે રાણીને અળગી કરી સીધરાજ ઉપર ધસે છે બંને રાજા અને તેગની ફોજો લડે છે. વઢતાં વઢતાં ખેં-

મારના જોધા પડે છે, ને ગુરજર નાયકો તેને પકડી બાં-
ધી લેછે. ગુજરી ફોજ જગના હોકારા કરે છે. બાંધેલા
ખેંગારને અને રાણકદેવીને ફોરે બેસાડે છે. તે વેળા રા-
ણીની આંખોમાંથી આંસુ પડે છે. તેને ખેંગાર ધીરજ આ-
પે છે ને કહે છે.—

"મારા સગાજો સુંદરી, ઝાંખો કરો મુખ ચંદ;
બંધન પે દુખ અધિક છે છે, તારા આંસુડાના બીંદ."

મેં મારા કૂળને લજવ્યું નથી, મેં મારા નામને એબ લગાડી નથી. બે લડે તેમાં એક હારે એવું પરા પુ-ર્વથી થતું આવ્યું છે. મેં પાછી પાની કરી નથી. દગા ફટકાથી, અને શત્રુના મોટા દળથી માત્ર હું જીતાયો છું. એમ વાતો કરે છે એવામાં સીધરાજ ખેંગારનું માથું વા-ઢવાનો હુકમ કરે છે. સીપાઇઓ તેને પકડી લઇ જાય છે. રાણકદેવી તેની પાછળ દોડે છે. સીધરાજ તેને પકડી રાખે છે. રાણકદેવી તેને તરછોડી કહે છે મને સત ચડયું છે. હું તારા મોહેલમાં આવવાની નથી હું બળી મરીશ. જો તું મને છેડીશ તો હું તને શાપ દઇશ. આવતે ભવે તારે મારી વેરે પરણવું હોય તો મારી જોડે બળી મર. સીધરાજે તેમ કરવાની ના પાડી ને કહ્યું જા તું એકલી બળી મર એમ કહી સર્વ જાય છે એટલે વેશ પૂરો થાય છે. પછી વખત હોવતો નીચેનો સતીનો ગરબો ગાવો. પાછલા કાળમાં સતી થતી તેવારે શું બનતું, રાણકદેવી સતી થઇ તેવારે શું બન્યું હશે તેનો કાંઇક વિચાર એ ગરબાથી આવશે.

એ ગરબામાં વીગતવાર કેટલીક હકીકત વર્ણવી છે. વડનગરા નાગરની નાતમાં સુરતમાં આજથી ૧૪૦ વરસ પર એક સતી થઇ હતી. સતી થનાર શીવબાઇને સાસરે ધ-

ણું દૂખ હતું એવી ધરડાં વાત કરતાં. રંડાયા પછી એવાં દૂખમાં જીવ્યા કરતાં મરવું ભલું એવું આકળા સ્વભાવની સ્રીને લાગે એમાં નવાઇ નથી. સતીઓના પરતાવીશે જે ગપો ચાલે છે તેવી એ ગરબામાં છે. પણ તેને બાળનારે માની નથી કેમકે તેમની ખાત્રી થઇ હોત તો તેઓ તરવાર ને ભાલા લઇને ચીતા આગળ ઉભા રહેત નહીં. એ ઉપરથી ભોળાને પણ સંધે પડવો જોઈએ. ગરબો બનાવનાર એજ વખતે, અને તે જોવામાં હતો એવું ગરબાપરથી જણાતું નથી; તેણે સાંભળેલી વાતો લખી જણાય છે. એ સતીનો ધણી દીલ્હીમાં મરી ગયો, તે વાત કાગળે જાણી. લાલાસદાનંદ સતીનો જેઠ હતો

**સતીનો ગરબો**—શ્રી સરસ્વતીને વીનવું, ને ગણપત લાગું પાય; સતી માતાનો ગરબો ગાઉં, અંબા કરજો સાહે. સતીમા જોર થયાં. ૧ સંવત ૧૭૯૭ ના ભાદરવા વદ સાર; દ્વાદશી શુભવાર ગુરૂએ, સત ચડયું નીરધાર. સતીમા જોર થયાં. ૨ જે દહાડાના સ્વામીજી પધાર્યા, તે દહાડાનું જાણ્યું રે; દુધેજ પીને પ્રાણુજ રાખ્યા, ઘરમાં કોઇએ ન જાણ્યું. સતીમા. ૩ પેહેલા પોહોરનું સત ચડયું, જે વારનો કાગળ વાંચ્યોરે; આપ રૂપ થઈ પોતે બેઠાં, પુરવ જનમનો સાંચો. સતીમા. ૪ સુરતમાં એવો સોર પડયો જે, નાગરમાં સતી થાયરે; નાનાં મોટાં જેણે સાંભળ્યું, સહુકો જોવા જાય. સતીમા. ૫ સગાં કહેરે બાઇ શું કરો છો, થાયછે આપણી હાંસીરે; જ્યારે માથે સંકટ પડશે, જાશે સઘળા નાશી. સતીમા. ૬ શીવબાઇ કહે મને સત ચડયું છે, હું નથી કાંઇ કાચીરે; જે કહેશે તેને પરતો દેખાડું, મારી વાત છે સાચી. સતીમા. ૭ સંસારમાં

બેન સહુને હોય છે, એવી ન કરીએ વાતરે; સગાં કહે બાઇ છાના રહોની, કયાં કરો ઉત્પાત. સતીમા. ૮ કાગળ લઇ ખોળામાં બેઠાં, મારે તો હવે બળવું રે; સગાં સહોદર ભાઇ શાંડુ, મારે સંસારને શું કરવું. સતી. ૯ સતીમાને ઓરડે બેસાડી, બાહારથી દીધું તાળું રે; તાળું તો ભાગી પડયું, હવે કહોનો હવેલી બાળું. સતી ૧૦ એક હાથમાં સાત સોપારી, બીજી મુઠીમાં રૂપૈયા બેરે; લાલાસદાનંદ સતીને કહે, હવે મટાડો સંદેહ. સતી ૧૧ સતીમા કહેરે લાલાસદાનંદ, અંબાનું નામ લેરે; એક હાથમાં સાત સોપારી, ને એકમાં રૂપીઆ બે. સતી ૧૨ કંકૂ કહાડી સહુને દેખાડયું, સદાનંદ કહે સાચું રે; ચાલો હવે રજા લેવા જઇએ, અહીં નથી કાંઇ કાચું. સતી ૧૩ લાલાસદાનંદ અસ્વાર થઇને, દરબારમાં તો આવ્યોવારે; ઠાકોર કશનદાસ, મેહેતા માણેકચંદ દીવાનજી બોલાવ્યોવારે. સતી ૧૪ ત્રણે મળી વીચાર કરીને, ખાં સાહેબ કને આવ્યોવારે; ઠાકોર કસનદાસે અરજ કરી, ખબર નવી અમે લાવ્યોવારે. સતી ૧૫ ખાં સાહેબે વાતજ પુછી, તેનો તે ઉત્તર દીધોરે; તારે નવાબે રજા આપી, પડઓ માની લીધો સ૦ ૧૬ લાલાસદાનંદ રજા લઈને, હવેલીએ આવ્યારે; આપ રૂપ થઈ સતીમા બેઠા, સર્વે કોઇ મન ભાવ્યાંરે. સતી ૧૭ ચાકર નફર સહુ કોઈ માગે, માતા અમને આપોરે; હાથ ચોળી અંગારા કહાડયા બેઠા બેઠા તાપો. સતી ૧૮ લાલાસદાનંદ વિનતી કરે છે. ઉભા બે કર જોડીરે; કહોતો માતા રથ મંગાવું, કહો તો મંગાવું ઘોડીરે; સતી મા કહેરે રથ મંગાવો, બળદ આગળા જોડી. સતી ૧૯ ઠામ ઠામથી લોકજ આવ્યા, કહે માહોમાં વાતોરે; સતી માતા તોરણે આવ્યાં, દીધા કંકુના હાથ. સતી ૨૦ રૂમઝુમ કરતાં રથમાં બેઠાં, પાસે બેન ને

માશીરે; નાગર લોક સહુ જોવા ઉભા, દુર્લભ દર્શણ કર્યાં-થી. સતી ૨૧ લોક તણી બહુ ભીડ મળી છે, તેને આઘા કાઢોરે; જ્યારે સતીએ રથ ચલાવ્યો, ત્રણ ગડી રહ્યા દ-હાડો. સતી ૨૨ નાણાવટથી રથને હાંકયો; સદાનંદ અ-સ્વાર થાય; રથની પાછળ લોક દોડે, જે અંબે કહેતા જા-ય સતી ૨૩ દોસીવડ (વટ) થી રથ દોડાએવો, કેળા પી ઠે તો આએવોરે; થાળ લઇ કંકુની બેઠાં, ઝવારે વધાએ-વો. સતી ૨૪ લાલ દરવાજેથી રથ ચલાએવો, તે અશ્વની કુમાર આએવોરે; તાંહાં સતીએ આજ્ઞા દીધી, મસાલ સળ-ગાવી લીધી. સતી ૨૫ અશ્વની કુમારથી રથ ચલાએવો, ગુપ્તેશ્વરની વાટેરે; રથની પાછળ લોકજ દોડે, ભત્રીજા બે સાથે. સતી ૨૬ ગુપ્તેશ્વરથી રથ ઉતાર્યો, સોમનાથમાં તે આએવોરે,; રથેથી ઉતરી સતી માએ, સદાનંદ બોલાએવો; સતી. ૨૭ સતીમા કહેરે લાલાસદાનંદ, સાંભળો, મારી વા-ત; સુરજ દેવતા અસ્તજ પામ્યા, રહેવું પડ્યું છે રાત. સતી ૨૮ લાલાસદાનંદ વિનતી કરે છે, સત ઉતરી કદી જા-શેરે; પ્રભાતે બળાશે નહીં તો, લોકમાં હાંશી થાશે. સતી ૨૯ આટલો પરતો તમને દેખાડચો, તોએ તમે નહી માનો રે; મારૂં સત ઉતરી નહી જાશે, તમો નિશ્ચે કરીને જા-ણો. સતી. ૩૦ રાત વેળા અમે બળી મરીએ, સાંભળો બેન ને માસીરે, નાગર લોક સહુ એમ કરી કહે-શે; સતી ગયાં છે નાશી. સતી. ૩૧. પાંચ દિવસનું સત છે મારૂં, વાત કહું નિરવાણુરે; નાગર લોક સહુ દે-ખતાં, હું બળું ઉગમતે ભાણુ સતી. ૩૨ તાંહાંથી સતી એ રથ ચલાએવો, મુનશીની વાડીમાં આએવોરે; રથેથી ઉતરી બેરાં બોલાએવાં, ગાઓ બેન ધન ધન દહાડો. સતી.

આણંદી આણંદી આણંદમાં બેઠાં, વાત કરે છે ગી-
૩૩ ટીરે; એટલી સતી ઘણી થઇ, પણ એવી કોઇ ન દીઠી.
સતી. ૩૪ પાછલી રાતે કાંઠે આએવાં, જ્યાં ક્રિયા સઘ-
ળી થાયરે; ગોર કનેથી તુલસી લઇને, સતીમા નાહાવા
જાય. સતી. ૩૫ સતીમાતો નાહાવા પેઠાં, મારી બુડકી
૧૦૮ રે; એકે સાસે બુડકી મારી, કોઇએ ન સાહેઓ હાથ.
સતી. ૩૬ લાલાસદાનંદ કાંઠે ઉભા, વિમાસણ મન આવેરે;
બે બ્રાહ્મણ પછવાડે મુક્યા, રખે તાપીમાં ઝંપલાવેરે. સતી.
૩૭ તેણે સમે માજી નાહીને નીસર્યાં, ગાયની પૂજા કીધીરે;
ગોર ગોરાણીને ગાય છે વચમાં, પ્રદક્ષણા તેમની કીધી.
સતી. ૩૮ ગોરાણીને ઘરેણુ આએપુ, ગાયને નાખ્યુ ઘાસ-
રે; ગાય તજેથી સતીમા નીસર્યા, સુરજ ઉગ્યાની છે આશ
સતી. ૩૯ ગાય ગોરને પગે લાગી, સતીમા કહે છે વાતરે;
ચાલો હવે હવન કરીએ, થોડી રહી છે રાત. સતી. ૪૦
સતી માતાતો હવન કરે છે, લોક કરે છે વાતરે; લાલાસદા
નંદ સગાં સહોદરા, આએપાં નાળીએર સાત. સતી. ૪૧
જેવ રે સતીએ નાળીએર આએપાં, સગાં સૌ આંસુ પાડેરે;
શીવબાઇ કહે તમે રોતાં રહોની, બઇરાંને કોણ વારે. સતી.
૪૨ સતી માતો હવને બેઠાં, પાસે કુંકુની થાળીરે; ચુડો
ઉતારી ગોરને આએપો, નાકે રાખી વાળી. સતી. ૪૩ સ-
તીમા તો હવન કરી ઉઠ્યાં, હાથમાં લુઘડાં લીધાંરે; કાંઠે
આવી નાહીં કરીને વાંધીએ તરપણ કીધાં. સતી ૪૪ પ-
રભાત થયે સુરજ ઉગ્યો, તેની પુજા કીધીરે; સુરજ દેવ-
ની વિનતી કરીને આજ્ઞા માગી લીધી. સતી. ૪૫ એક
હાથમાં નાળીએર લીધું, ને કાકડી બીજે કીધીરે; મરુડી
આગળ આવી કરીને પાંચ પ્રદક્ષણા કીધી. સતી. ૪૬ લો-
કતણી બહુ ભીડ થઇ છે, તેને હાથા કહાડેરે; જારે સ-

તીગા મઢીમાં પેઠાં, બે ઘડી ચડીઓ દહાડો. સતી. ૪૭ બત્રીજા વેણીલાલે આવી, માની વીનની કીધીરે; સતી માતાએ નાળીએર આપી, આશીશ ઘણેરી દીધી. સતી. ૪૮ સતી માતાના પ્રતાપ થકી હું, ઓચરૂછું આ વાણીરે; લાલાસદાનંદ મઢી આગળ ઉભા, હાથમાં તરવાર તાણી. સતી. ૪૯ તેજે માનું મોહું ઝળકે, ને વર્ત્યો જે જે કારરે; સતી કહે મા ા આ સંધાથે પાંચમો અવતાર. સતી. ૫૦ તમો જાણો જે ચીશ પાડશે, લોક કરેછે શોરરે; હું કાંઇ ચીશ પાડું નહીં, છાના રાખો ઢોલ સતી. ૫૧ લાલાસદાનંદ મઢી કને ઉભા, પાસે ઉભા છે પાળારે; સતીમાતાએ ઘી લેઇને ભીંજવી પોતાની માળા. સતી. ૫૨ સતીમા કહેરે લાલાસદાનંદ, આએવું ધણીનું તેડુંરે; તમને તો હું એટલું કહુછું, મારૂ બંધાવેલ દેહેરૂં. સતી ૫૩ પછી સતીએ યાદ કરીને, કાગળ ખોળામાં લીધોરે; સ્વામીજીનું સ્મરણ કરીને, જીવ સમરપણ કીધો. સતી. ૫૫ અગરચંદનના લાકડા માંહે, લીધું તુલસીનું કાસ્ટરે; પહેલાં પોતાના કેશ લગાડી, પછે લગાડયું ઘાસ. સતી. ૫૫ ચોમેરથી અગ્ની લાગે, ઉપર નાખે ઘાસરે; વેગે કરીને સતીમાએ કીધો, જઇને વૈકુંઠ વાસ. સતી. ૫૬ સતી માતાની મરૂડી લાગી, તાહારે થયો હંગામોરે; કોઈ વધાવે સોપારી પૈસા, કોઇ નાખે બદામો. સતી. ૫૭ સતીનો ગરબો ગાય સાંભળે, ફરી ન આવે ગર્ભવાસરે; કણપીઠ કેરા ચોકમાં છે, અંબાકેરો દાસ. સતી. ૫૮ સતી તણો તેણે ગરબો જોડયો, નાહાના સુત દુર્લભ રામરે; શ્રોતા વકતા સહુ જનોને, જોડી હાથ કરૂં પ્રણામ. સતીમા જેર થયાં. ૫૯

# પાંચ ચોરનો વેશ.

.......................ભવૈયાનો આગેવાન.
નાયક.......................હસાવનાર.
રંગલો.......................એ ગોલા.
ગંગો ને જેઠો .......................એ ગોલીઓ.
ઢોકલી ને ઢીકરી.......................વાણીઓ.
નવલશા .......................મેહેતો.
ગટકજી.......................સોની.
ભૂખણ.......................સોનારણ.
વીજળી.......................દરજી.
મગન .......................દરજણ.
રંગીલી.......................ગોકુલનો ચોબો.
મતબાલો .......................તથા બીજા.
જમનાદુત, વૈષ્ણવો, ગાનારા

બધા ભવાયા-જય જય જય કીરતાર; જય જય સ-
રજનહાર. જય જય જય જગતાત; જય જય તું સુજ
ગાત જય જય સદમતિ દાતા; જય જય વિશ્વ વિધાતા.
નમુ નમુ નાગી શીશ; નમુ નમુ તું જગદીશ નાટક રૂડાં
રમીઓ, પ્રભુ કૃપાજો હોય; રીતિ સુનીતિ દાખીએ સજ્જન
એહા જોય. રમણ રમે ને ગુણીજન ગાય, અનુપમ કરે
બોધ; શ્રોતાજન સૌ સાંભળો, કોય ન કરશો ક્રોધ. મહીપ-
તિને વિનવું. ને શાહને કરૂં સલામ; માગું આશીશ ભૂ-
દેવનો, સૌ બોલો હરીનું નામ. (ચડાવીને ત્રણ ચારવાર)
સૌ બોલો હરીનું નામ. એસા ચૈ તા થઇ.

નાયક—"દુર્ગુણની નિંદા કરે, જો દુર્ગુણી દુખાય;
સુગજી લે તે નિજ શિરે, એનો નહિ ઉપાય."
હે સજ્જનો આ વેશમાં ન્હારા ને ન્હારા કહ્યા છે,

દુર્ગુણીને વખોડ્યા છે, પણ કોઇ અમુક ફલાણું માણસ તાકેલું નથી, કોઇના ઉપર કહ્યું નથી; તેમ છતાં આપણા કવિ રાજે કહ્યું છે તેમ જે દુર્ગુણી હશે તે પોતાને માથે તાણી લેઇ રીસાય તો વેશ જોડનાર તથા ભજવનાર લાચાર છે; એનો ઉપાય નથી.

સતીયા સત મત છોડીઓ, સત છોડે પત જાય;
સતકી બાંધી સુકીર્તિ, સતસે સબ સંસાર.

રંગલો—હો હો ભાઈ નાયક આ વેશ કોના કહીયે?

નાયક—એ વેશ પાંચ ચોરના કહેવાય.

રંગલો—ઓ બાપરે, નાસો, ભાગો!

નાયક—કેમ અલ્યા ભડકયો કેમ? બીધો કેમ?

રંગલો—એક ધારાળો તીર કામઠું ચડાવી, ભોચ મારા દીચરાને કરતો, કે કામઠાના ઝપાટા લગાવતો આવેતો ફુસ નીકળી જાયતો પાંચ આવે ત્યારે તો મારા રામજ રમી જાય.

નાયક—ના બીહીતો રંગલા, ના બીહીતો. મારકણા ધારાળા ભીલ કોળીનો વેશ નથી, આતો કસબ ચોરનો વેશ છે. જગ પ્રસિદ્ધ મોટા પાંચ ચોર છે, એ ચોર મારકણા નથી; ફોસલાવી પટાવી, નજર ચુકાવી, કપટ કરી, જુઠું બોલી છેત્રી ખાનારા છે. એ પાંચ ચોર આ વેશમાં આવશે. તું બીતોમાં; ધભરાતોના.

રંગલો—ભલે ભાઈ ભલે. બોલોરે મારા બેટા બોલો, ભલે ભાઈ ભલે; વગાડો ભુંગળો તમે ગધા લોક ધેં ધેં ધેં.

ગોલા આવેછે તેની મેળણી—ગોલા રાણા આવેરે, ખાંયણી સુસળું લાવેરે, અનીહો ગોલા રાણા આવેરે ખાંયણી સુસળું લાવેરે. એસા થૈ તો થૈ. ભૂંગળો ધેં ધેં ધેં.

બે ગાળા ગાળી કરતા આવે છે.

ગંગો—જાની સાલા ચોર, સાલા લુચ્ચા, છાકટા.

જેઠો—જારે સહરા, તું ચોર તારો બાપ ચોર, તારો દાદો લુચ્ચો, તારો બાપ છાકટો.

ગંગો—એક લાત મારીશ તો દાંત પડી જશે.

જેઠો—એક થપાડ મારીશતો પગ ભાગી જશે.

ગંગો—અલ્યા, આવ એક વાત કહું.

જેઠો—પેલા કામમાં કેટલું મળ્યું. ચાલ પીઠામાં જઇ દારૂ પીએ.

નાયક—અલ્યા ઓ તમે કોણછો ? ને આ શું કરોછો?

ગંગો—અમે ગોલા રાના છીએ; ગોલા લડાઇ કરીએ છીએ.

નાયક—ગોલા લડાઇ તે શું ?

ગંગો—માહોમાં જુઠું જુઠું લોકને દેખારવાને લડીએ, વાતો કરતાં ગાલો દઇએ ને ધપ્પા મૂકી કરીએ ને માંહેથી એકના એક.

નાયક—તો તમે ગોલારાણા કેમ કહેવાયા ?

ગંગો—ભગડસંગ્ર રાજાના દરબારની ગોલીઓના અમે છૈઆ તેથી ગામમાં ગોલારાના કહેવાઇએ ને દરબારમાં ખવાસ કહેવાઇએ. અમે ધંધામાં ચોર ગણાઇએ. ગોલાનો ભરોસો કોઇને પડે નહિ. ડાંગર ભડવામાં ચોરીએ, ખાંડવામાં ચોરીએ, ઝાડકવામાં ચોરીએ, માલ વેચવામાં ચોરીએ, એવા અમે ગોલારાના.

રંગલો—છીટ, છીટ, દૂર જઓ, યુ ઠેમ ચોર ગદ્ધા લોક.

નાયક—રે છાંનો રહે રંગલા. મને પુછવા દે. આ-

લ્યા ગોલા પણ તમારામાં કોઈ સારા આદમી ખરા કે બધાજ ખરાબ.

ગોલો—હોવે કોઇ ભલા ભગને છે. આ પેલો નારણ ગોલો શાવકાર છે. પણ નાયક બામન વાનીઆને બીજી ઉંચ વનમાં પન ગોલા ગોલી ધનાં છે.

નાયક—શું ગોલારાણા તે નાતોમાં પણ ગુસ્યા છો કે?

ગોલો—હોવે અમે જેમ નાતે ગોલા તેમ તે સ્વભાવે ગોલા. જે વહુને મારે ને ભાંડે તે ગોલા કહેવાય. જે વરને ભાંડે અને વાત કરતાં છોકરાંને ભાંડે તે ગોલી રાંડ, મુવા, ને રાંડના, ને રોયા, ને પાઘડી બળ્યા, ને આંધળા ને ઢળ્યા ને પીટયા, એવા એવા ને એથી ભુંડા બોલ જેને મોડે સદા વસી રહ્યા છે તે ગોલા. તમારે ગોલીની ગાલ સાંભળવી છે? પણ ભુલ્યો આ સભામાં ન બોલાય

નાયક—વારૂં થોડો નમુનો તો દેખાડ અલ્યા ગોલા.

ગોલો કુદે છે. હાથના ચાળા કરે છે, ને રંગલો તેની જોડે કુદે છે ને બહુ ગાય છે—મારી ગોલી આવેરે, ગાલો ભાંડતી આવેરે, લડતી વઢતી આવેરે, મારી ગોલી આવેરે—એસા થઇ તા થઇ.

હાથમાં ઘડો લેઇ ઢોકલી અને તેની જોડે તેનો છોકરો આવેછે. ગોલી છોકરાને નવડાવતી હોય તેમ કરેછે ને બબડે છે. એટલે તેની નણંદ ઠીકરી પાછળથી આવી પુછેછે–"અલી કેમ એને નવડાવેછે? એટલે ઢોકલી જવાબ દેછે કે એના રોયા બાપનું અસ્નાન કરાવુંછું. ઠીકરી કહે કરાવને રાંડ તારા ભાઈનું અસ્નાન, મારા ભાઇને સીદ મારેછે, રાંડ છેનાલ. ગાલાગાલી ખુબ લડેછે, ને ગંગો બુધું

લેઇને મારવા દોડેછે એટલે બંને નાસી જાયછે.

નાયક—અલ્યા જેઠા તારી બાયડી કેમ ન આવી; શું કુંવારો છે?

જેઠો—મારી બાયડીને ઓળખાવું સાંભળ—
વનમાલીદાસની દીકરી, ને બેરબાઇ નામ;
સાડા ચારનું પલ્લું, ને મસાણપૂર ગામ.

નાયક—તો શું તું લાકડામાં પરણવાનો ?

જેઠો—પણ અમારે તો નાતરે ગળે, એક કાઢીએ ને બીજી ઘાલીએ. તાલીઓ પાડી ગાયછે-અમે લગને લગને કુંવારા લાલ તનમન મચકો કરેલી. અમે નવી નવી લાવીએ લાલ તનમન ગચકો કરેલી. એટલે "પકડો પકડો" એમ પાછળથી બુમ પડેછે, ને ગોલા નાસી જાયછે.

ગવૈયા ગાયછે— એકવાર રામ રામ બોલો, રે ભાઇ એકવાર રામ રામ બોલો; પેલી નવાપરાની સોનારણને લેગયો ગોલો; રે એકવાર રામ રામ બોલો. સોની ભાઇ તો ફરીઆદ ગયા ને મુકવા લાગ્યા પોકો; ત્યારે ટોપીવાળે સગન કરીને બોલાવ્યા લોકો રે એકવાર. સોનારણ કહે ડોસો ન ગમે જુવો મુવાના ડાચાં; માથે એને તાલ પડીછે, નથી બોલાતી વાચા. એકવાર. મને જુવો નવ જોબન વેશ, અને દેખી ઠચ્ચર; ડોળ દેખીને ભડકા ઉઠે, કેમ સહેવાએ બચ્ચર. એકવાર છતે ધણીએ બળે છાતડી, વેઠું રંડાપો આગ; ઘરડા વરને પરણાવે, તેને મોટા દેજો ડામ. ભાઇ એકવાર. સાહેબને ગન દયા આવીને, વિચાર મનમાં કીધો નવો કાયદો આડે આવ્યો, ને હાઇકોરટથી બીધો. એકવાર. સોની કહે સાહેબ વચાડ કડોને, રાન કેમ કહે છે ડોહો; જે ધીનો શીડો ચયાડું ને લાડવો ગળું મોટો. એકવાર

એટલામાં તો ચક્કરી આવીને, ડોસો પડિઓ ભાંયે; સોની-ડા ઉપાડી ચાલ્યા, રામ બોલો કેતા જાય. એકવાર. તા થૈ. તા થૈ. ઘે ઘે ઘે.

એટલે પડદામાંથી સોની આવેછે. (માથે પાઘડી, ખાંધે મેલી પીછોડી, નાનું પોતીઉં ને તે ઉપર રૂપાનો કંદોરો પહેરેલો ને ગંદે લુગડે વીટાળેલો કાંટો, સાંડસી, ચીપીઓ વગેરે બગલમાં મારેલાંછે.)

સોની—સકળ સંસાર રીઝાવીએ, ઘડીએ નવા બહુ ઘાટ;
સોની વીણ સોના તણી, કોઈ ન પુછત વાત.
નારી રાખે નેહ ઘણો, વળી જે જન અજ્ઞાન;
સોના વીણ સંસાર સહુ, દીસે જેમ સમસાન.
સોનું મારે ને સોનું તારે, સોનુ પમાડે માન;
સોના પાછળ દુનીઆ ધાયે, જેમ રોટલા વાંસે સ્વાન.
સોને શોભે દેહડી, ને સોને શોભે વસ્ત્ર,
સોનું વહાલું સર્વને, ને સોનું ખપે સર્વત્ર.

હે ભાઇ નાયક એવું જે સોનું તેના ઘાટ ઘડનાર હમે સોની મહાજન કહેવાઇએ. જગતમાં ત્રણ મોટી મોહેની છે–'જર જોરૂ ને જસ, એ મળવાની કરે સૌ આશ'. જે ઘેર સોની ના સાંચરે, તે ઘેર સદા રહે શોક; સોનીડા મફ્ત કામ કરે, એમ માને મૂરખ લોક. સોની મહાજન ટાચકા, રાત પડે ગુજરાત કા, ટીલા કરે સાખુકા, ને સોના ચોરે બાખુકા. રે નાયક રાતે સૌને સુવાનો વખત ત્યારે સોનીને ઘડવાનો વખત એનું કારણ મનમાં સમજી લ્યો. સોનું ચોર્યા વના સોની જીવી શકે નહિ.

નાયક—કેમ આસ્યા એમ બોલેછે? શું ઘડામણ નથીલેતા?

સોની—ઘડામણ પર રહેતા હોઇએ તો, ઉજળા વા-

જળા ફરીએ શેના, ઘર ક્યાંથી બાંધીએ, બાયડી ક્યાંથી પ-
રણીએ ? અમે પાકા ચતુર ચોર કહેવાઇએ.

નાયક—તમે સોનું ચોરો તે ઘરાક ન જાણે !

સોની—એ જાણે ન જાણે એમનું એમજ તો, રાંડે જણ્યા સઘળા સરખા એટલે કરે શું. એક સોનીને કાઢે ને બીજો લાવે તે પણ તેવોજ ત્યારે શું કરે. ઘરાક ખબરદાર હોય તો ઝાઝું ફાવે નહિ પણ છેક કોરાતો ન જઇએ. સોનારણને જોઇએ સાંકળાં, સોનારણને જોઇએ કડાં, સોનારણને જોઇએ કસુંબા સાળુ, ને કસબી લુગડાં તે ઘડાગણમાંથી ન મળે.

નાયક—પણ તે સાટે પાપમાં પડો કેતે.

સોની—બામણ જમાડી પાપ બામણને ગાયે નાંખીએ. અગીઆરસ કરીએ; પુનદાન કરીએ, જાત્રા જઇએ પછી શું ? કેમ નાયક ડોકું કેમ ધુણાવો છો, એમાં ખોટું શું છે ?

નાયક—તો તમારામાં કોઈ સાચા હશે કે નહિ ?

સોની—આવડી મોટી દુનીઆ પડી છે તેમાં કેમ નહિ હશે ? હશે. વારૂ હવે મારી સોનારણ આવે તેને મેળવી દેજો. ગવૈઆ ગાય છે—અનીહો સોનારણનો ચટકો ને સો રણનો મટકો જીરે જીરે સોનારણનો લટકો ને સોનારણનો ટમકો જીરે જીરે. હું દેખું તારી વાટડીરે, ગાઈ ચમકતી વીજળી. અનીહો હું તો દેખું તારી વાટડી જી

એટલામાં તો ચક્રી આવીને, ડોસો પડિઓ ભાંયે; સોની-ડા ઉપાડી ચાલ્યા, રામ બોલો કેતા જાય. એકવાર. તા થૈ. તા થૈ. ધેં ધેં ધેં.

એટલે પડદામાંથી સોની આવેછે. (માથે પાઘડી, ખાંધે મેલી પીછોડી, નાનું પોતીઉં ને તે ઉપર રૂપાનો કંદોરો પહેરેલો ને ગંદે લુગડે વીટાળેલો કાંટો, સાંડસી, ચીપીઓ વગેરે બગલમાં મારેલાંછે.)

સોની—સકળ સંસાર રીઝાવીએ, ઘડીએ નવા બહુ ઘાટ;
સોની વીણ સોના તણી, કોઈ ન પુછત વાત.
નારી રાખે નેહ ઘણો, વળી જે જન અજ્ઞાન;
સોના વીણ સંસાર સહુ, દીસે જેમ સમસાન.
સોનું મારે ને સોનું તારે, સોનુ પમાડે માન;
સોના પાછળ દુનીઆ ધાયે, જેમ રોટલા વાંસે સ્વાન.
સોને શોભે દેહડી, ને સોને શોભે વસ્ત્ર,
સોનું વહાલું સર્વને, ને સોનું ખપે સર્વત્ર.

હે ભાઇ નાયક એવું જે સોનું તેના ઘાટ ઘડનાર હમે સોની મહાજન કહેવાઇએ. જગતમાં ત્રણ મોટી મોહેની છે-'જર જોરૂ ને જસ, એ મળવાની કરે સૌ આશ'. જે ઘેર સોની ના સાંચરે, તે ઘેર સદા રહે શોક; સોનીડા મફત કામ કરે, એમ માને મૂરખ લોક. સોની મહાજન ટાચકા, રાત પડે ગુજરાત કા, ટીલા કરે સાણુકા, ને સોના ચોરે બાણુકા. રે નાયક રાતે સૌને સુવાનો વખત ત્યારે સોનીને ઘડવાનો વખત એનું કારણ મનમાં સમજી લ્યો. સોનું ચોર્યાં વના સોની જીવી શકે નહિ.

નાયક—કેમ અલ્યા એમ બોલેછે? શું ઘડામણ નથીલેતા?

સોની—ઘડામણ પર રહેતા હોઇએ તો, ઉજળા વા-

જળા ફરીએ શેના, ઘર ક્યાંથી બાંધીએ, બાયડી ક્યાંથી પ-
રણીએ ? અમે પાકા ચતુર ચોર કહેવાઇએ.

નાયક—તમે સોનું ચોરો તે ઘરાક ન જાણે !

સોની—એ જાણે ન જાણે એમતું એમજ તો, રાંડે
જણ્યા સઘળા સરખા એટલે કરે શું. એક સોનીને કાઢે
ને બીજો લાવે તે પણ તેવોજ ત્યારે શું કરે. ઘરાક બ-
બરદાર હોય તો ઝાઝું ફાવે નહિ પણ છેક ફોરાતો ન જ-
ઇએ. સોનારણને જોઇએ સાંકળાં, સોનારણને જોઇએ કડાં,
સોનારણને જોઇએ કસુંબા સાળુ, ને કસબી લુગડાં તે ઘ-
ડામણમાંથી ન ગળે.

નાયક—પણ તે સાટે પાપમાં પડો કેને.

સોની—બામણ જમાડી પાપ બામણને ગાથે નાંખી-
એ. અગીઆરસ કરીએ; પુનદાન કરીએ, જાત્રા જઇએ
પછી શું ? કેમ નાયક ડોકું કેમ ધુણાવો છો, એમાં
ખોટું શું છે ?

નાયક—તો તમારામાં કોઈ સાચા હશે કે નહિ ?

સોની—આવડી મોટી દુનીઆ પડી છે તેમાં કેમ
નહિ હશે ? હશે. વારૂ હવે મારી સોનારણ આવે તેને મે-
ળવી દેજો. ગવૈઆ ગાય છે—અનીહો સોનારણનો ચટકો
ને સો રણનો મટકો જીરે જીરે સોનારણનો લટકો ને સો-
નારણનો ઠમકો જીરે જીરે. હું દેખું તારી વાટડીરે, મારી
ચમકતી વીજળી. અનીહો હું તો દેખું તારી વાટડી જીરે
જીરે.

સોનારણ આવીને ગાય છે—અની હો પીયુડા હુંતો
પાતળીરે, મારે જોઇએ સુંદર ચીર; પેલો છેલ કરે છે ઠેક-
ડીરે, જારે ભરવા જાઉછું નીર. પીયુડા હુતો પાતળીરે.

દરજી—જમડા ઝાલી જાય છે વાહાલી, હવે લાકડા-
માં જઇ પોઢશું મારી વાહાલીરે.
લુગડાં ચોરીને ઘર ભર્યું, હવે જવું પડે છે
નાગાં મારી વાહાલીરે;
ભોગવવું મારે એકલાને વાહાલીરે.

દરજી રડે છે, અને દરજણ રડે છે એટલે પાછળથી ખુગઉડે છે કે ચોથો ચોર આવે છે તેને માટે માગ કરો. એટલે દરજી અને દરજણ જતાં રહે છે. ને ગવૈઆ ગાય છે—અની હો વાણીઓ વણજ કરે કે ઓછું આપીને હરખાય (બે ત્રણવાર ચડાવીને) બનીઆ સાંચે પળી પળી ને રામ લડાવે કુપ્પા. (ઉતાવલી ચાલે) એસા થૈ તા થૈ.

વાણીઓ આવી આસપાસ જોઈ કહે છે, અમે શાહુકારના બેટા, અમે શાહ કહેવાઇએ, અગને ચોરની ટોલીમાં સીદ ગેત્ચી ઘાલ્યા? અમે ટો વેપાડી.

નાયક—તમે વેપારમાં ચોરી કરો કેને?

વાણીઓ—હોવે. એટો ખડુંજ ટો. આ ધડગના દડગાડમાં જુહું ના બોરાય. વેપાડમાં કાંઇ ગાર મેર કડીએ ખડા દુકાને બેહા જુઠા સમ ખાઇયે, ધડાકને છેટડીએ ખડા. પણ તેગ મોટા શાવકારે ખડા. અમારે ભડેસે તો દનીઆ ચાલે છે. માથું જવા દઇએ પણ નાક ના જવા દઇએ. દેશ પડદેશના ચૌટામાં વાણીઆની સાખ ભાડે; વટ ન જવા દે તે વાણીઓ.

નાયક—તે દહાડા તો ગયા. હવે તો વાણીઆ દેવાળાં કાઢી લોકની થાપણો ડુબાવે છે. અવેજ સંતાડી દેવાળું કાઢે તે ચોર ખરા કે નહિ?

વાણીઆ—અડે નાયક એતો બીજા, પણ સલામ

પાંચ ચોરનો વેશ.

કરૂં બાપજી મને જવા દે. પેહેલા ઘાંચીને પકડ, શાવકને પકડ, ભાટીઆને પકડ, કણબીને પકડ બીજા ઘણાએ ચોર છે. બધા વાણીઆ ચોર નથી.

નાયક—બધા નહીં પણ ઘણાકતો ચોર ખરા.

વાણીઓ—વારૂં ભાઇ શાહેબ માફ કરો ને જવાદો. લે જો દડશણ ઠર્યાં. એમ કહી "જે જે, શીવલ્લવની જે, ગોકળેશ, ગોકળેશ" એમ બુમો પાડતો નાઠો.

મોટા જાડો પાડો મતબાલો નામે ચોખો દોડી આવી બુમો પાડે છે—દોડો, દોડો, ધપેકી ચાલ, કુતેકી ચાલ, દોડો, દોડો, જે બોલો.' વલકુડી વાણીઓણો, ભાટીયણો, લુવાણીઓ, કાયચડીઓ અને તેમના ભાયડા જે જે કરતા દોડે છે. ને પડદો પડે છે. થોડીવારે ભુંગળો વાગે છે ને ગવૈઆ ગાય છે—અનીહો દરબારનો કુતરો આવે રે, અનીહો મોટા ચોર આવેરે, અનીહો ચોરીનો ભુંડ આવેરે, અનીહો મોટા ચોર આવેરે. એસા થૈં તા થૈ. આજ તારો હુકમ ચાલે ને માને છે ગુલામરે, જેમ બાજીગરના વાંદરા કરે છે સલામરે. રાજને લુટે, લોકને લુટે, ધુતે કરી દગાઇ; જાલમજોર થઇ જુલમ કરે ને કરે ઘણી લુચ્ચાઇ, (ચડાવીને) કરે ઘણી લુચ્ચાઇ, એ કરે ઘણી લુચ્ચાઈ.તાથૈતાથૈ.

ગટકજી મેહેતો આવે છે. માથે કાળું લુગડું બાંધ્યું છે, ઘુંટી લગીની નીચી ચાળનું અંગરખું પહેર્યું છે, કંબર બાંધી છે, કાનમાં લાંબી લેખણ ખોશીછે ને ખાંધે કીનખાબને લુગડે બાંધેલો ગાંસડો ભેરવ્યો છે.

નાયક—ઓહો આ વેશ કેનો આવ્યો ?

મેહેતો—એ લાંચીઆ ચોરનો વેશ છે.

નાયક—તમે કોણછો ?

મેહેતો—હેં રે કમબખ્ત નાયકડા તું કોણ પુછનાર! અમે દીવાન, અમે અમલદાર, અમે કામદાર, અમે કારભારી, અમે વકીલ, અમે મુખતીઆર, અમે કારકૂન, અમે મેહેતા, અમે નવીશંદા અમે મુત્સદી, અમે ફોજદાર, અમે થાણદાર, અમે મામલતદાર, અમે મુનસફ, અમે ન્યાયાધિશ, અમે શીરસ્તેદાર, દફતરદાર, ચીટનીસ, જેલર, માજીસ્ત્રેટ, મુખી, તલાટી, બેલીફ, રજીસ્ત્રાર, કારકુન, એજંટ, ઇજનેર, ડાકતર, અમને ઓલખ્યા ?

નાયક—ના ઓળખ્યા સાહેબ. આપની જાત શી ? નાત કઈ ? નામ શું ?

મેહેતો—મારૂં નામ ગટક મેહેતો. અમારી બે જાત છે દરબારી ને સરકારી. એક જાતમાંથી બીજી જાતમાં જઈએ ખરા. અમારી નાતોતો બધી, વળી ગુણ કર્મ પ્રમાણે અમારાં બે તડ છે, ૧ ધરમી અને ૨ અધરમી.

નાયક—એ ના સમજાયું.

મેહેતો—એનો અરથ એકે અમારામાં નાગરાદિ બધી જાતના બ્રાહ્મણ છે, બધી જાતના વાણીઆ છે, ક્ષત્રી છે, કાયસ્થ છે, ગરાસીઆ છે, કણબી છે, દક્ષણી છે, પરભુ છે, હરાડે વરણના હિંદુ છે, વળી પારસી, મુસલમાન, યુરોપી ને દેશી ખ્રીસ્તી (વીસવાસી,) હાફકાસ્ટ વગરે બધી નાતોના માણસ અમારી જાતમાં ભળી શકે છે.

નાયક—એતો સમજ્યો પણ માથે પાઘડીને ઠેકાણે સુવાવડી બાયડીની પેઠે કાળું કપડું કેમ બાંધ્યું છે ? ને ખાંધે ગાંસડો શેનો છે?

મેહેતો—એનાં ચાર કારણ છે—એકતો અમે કાળા

વાવડીને સીરાપુરી ને તેજાના જોઇએ તેમ અમને પારકાનું ધન જોઇએ; ત્રીજું સુવાવડીનું મોત થતાં વાર નહિ, તેમ અમારૂં થતાં પણ વાર નહિ. ચોથું અમારી જાતનાં લોક ઘણી તરેહની પાઘડી બાંધે છે, ને મને તો બધાની વતી પકડી આણ્યો છે તેથી પાઘડી ન પહેરતાં માથે આ કાળું લૂગડું બાંધીને આવ્યો છું. બાંધે પાપનો ગાંસડો છે.

નાયક—તો ધર્મી તે કોણ અને અધર્મી તે કોણ ?

ગટકજી—ધર્મી તે ઘેલા મૂર્ખા, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે તે વારે મોહો ધોવા જાય તે કામ કરવામાં તો અમારા જેવા ચતુર, લખંવે ભણવે ખબડદાર, પણ ચાલતે ચલણે હાથ ન મારે, ધન ન જોડે તે બેવકૂફ નહિ અલ્યા નાયક ! દરબાર તરફથી કે સરકાર તરફથી જે પગાર મળે તેજ લેવો. એ તો સાળા પરમાણિક કહેવાય. શું મારા ભાઇ પરમાણિક થઇને અમારો ધંધો બગાડ્યો; એવાં નઠારાં માણસ વધતાં જાયછે ખરાં, તોપણ હજી મોટા જથો અધર્મીઓનો છે. એ થોડા છે, અમે ઘણા છીએ. એતો બધા ન્યાય, અને સુનીતિ પ્રમાણે ચાલનારા. એમાં કેટલાક એવા છે કે લાંચ ના લે, દરબાર, સરકાર, રૈયત કે હરકોઇને છેતરી પઇસા ખાય નહિ, પણ થોડો પક્ષપાત કરે. એવાંને પણ અમે અમારામાં ન રાખીએ. નર્યા ધર્મીથી એ કાંઇક સારા, પણ પુરા લાયક નહિ; અમારે એમને ના બને. વળી એમનામાં દયાળુનો ત્રીજો ઉપવર્ગ છે. તેઓ પંડે ચોખ્ખા રહે, પણ હાથ નીચેના અધર્મીઓને છેડે નહિ. તેનું કરમ તે ભોગવશે એમ કહી આંખ આડા કાન કરે એ પણ અમને ગમે નહિ કેમકે સાચા બોલા; સાહેદી રવાની હોય તો સાચું બોલી ખરાબ કરે. વળી કેટલાક ના

ણાં ના લે, પણ ધનવાન લોકમાં વગ ચલાવી પોતાના કામ કરે, મોટાઇનો ભપકો કરે, ને જુલમ જારાદિક નઠારા કામ કરે. તે અમને વધારે મળતા ખરા પણ જોઇએ તેવા નહીં. અમે તો લાગ આવે બધાંએ કરમ કરીએ.

નાયક—તમે શું અધર્મી કેવાઓછો?

ગઠકજી—અમને અધર્મી તો અમારા સાગા વાળીઆ કહે છે. અમે તો ધરમ ધ્યાન, ને પુનદાન મસ કરીએ. અમારૂં કામ એકે સરકારી કે દરબારી નોકરીમાં જે તદબીરથી, જે યુકિતથી, કાવતરાંથી, ગેરઇનસાફ કરી, જુઠું બોલી, જુલમ કરી, ઠગાઈ કરી, હરકોઈ રીતે પગાર ઉપરાંત પૈસો મળે તેમ કરવું; એમ જેમ વધારે ધન પેદા કરાય તેમ કરીએ. દરબારી નોકરીમાં તો પગાર થોડો એટલે દરબારના કુત્રા મારી ખાય એવું દરબાર જાણે પણ ખરા. દરબારને ઉધું ચત્તું સમજાવીએ એટલે ચાલવા દે. સરકારી નોકરીમાં ધાસ્તી વધારે છે, ને કોઇની ખરાબી થાય છે; પણ તે કોઇ કાચો પોચો હોય કે, જેનું નસીબ ફુટયું હોય તેજ ઝલાય. ઘણાક તો તળીયાં તાઢાં કરીને બેસીએ છીએ. તેની જોડે અમે ધર્મનું ડોળ ખુબ કરીએ, બ્રાહ્મણ, જોગી, સન્યાસિ, સાધુ, વગેરેને ધન આપી જમાડી રાજી કરીએ; તીર્થે જાત્રા કરી ત્યાં નામના કરીએ. કાશીમાં નામના કરીએ, ગોકુળ મથુરાં જઇ, શ્રી નાથજી જઇ, પાલીટાણે જઇ, મક્કે જઈ પુન કરીએ. સગાંને નાત અને જાતનાને નોકરી આપીએ, પોતપોતાના પંથની જાત્રા જઇ ત્યાં નામના કરીએ. હલકા દરજાના કારકુન, ઉધરાતદાર, વગેરેને થોડું ધન મળે તેવા પણ વરા કરી, ને વરઘોડા કાઢી ભપકો કરીએ. જુવો તો ખરા

અમારો પગાર કેટલો છે ને અમારી હવેલીઓ કેવડી મોટી છે. ઘરમાં આવી અમારા ડાગીના તો જુવો. ઘરનાં બૈરાંનાં લુગડાં ઘરેણાં તો જુવો! વળી વ્યાજે મુકેલી ને સંતાડી રાખેલી દોલતની કોઇને ખબરે ન પડે. પોતપોતાની ચતુરાઇ, અને અધિકાર પ્રમાણે રળીએ. પગારથી પૈસાદાર ન થવાય ને નાના પગારવાળાની આબરૂ રહે નહીં. અજ્ઞાન લોકમાં અમારી વાહવા ઘણી થાય, અમારાં વખાણ ઘણાં થાય. પેલા ધર્મીઓ કાંઇ માણસમાં છે! વારૂ એતો બુસા, નાદાન.

નાયક—તો પાંચ મોટા ચોરમાં તમને દાખલ કર્યાછે તે વાજબી છે.

ગટક મેહેતો—એ પાંચમાં અમે મુખ્ય. પણ આ વાત જાહેર કરીશમાં અલ્યા. અમારામાં જે બધાથી પાના ચોર છે તેઓ મોઢે મીઠા, ડાહી ડાહી શાસ્ત્રની અને પુનીતિની વાતો કરી લોકમાં ધર્મનો અવતાર હોય તેવું ડોળ દેખાડે છે. અમે ચોર ને વળી જાલમ જોર. અમેનો અધિકારી તે બરજોરીથી લોકને લુટીએ, ને મારી ખાઇએ.

નાયક—તમને લાજ શરમ નહિ?

ગટકજી—એ શું બોલો છો નાયક. આડો અવળો હાથ પડયા વના ધન જોડાય નહિ. ને અમારામાં જે ઉંચા દરજાના છે તેઓનો સંસાર વેહેવાર પણ ચાલે નહિ. ત જાતનાને નોકરીએ લગાડવા, જેમ તેમ ધન મેળવ. એ મોટી વાત.

નાયક—જે લાંચ લેતા નથી, હરામનું મારી ખાતા ની તેમનું કેમ ચાલે છે?

ગટકજી—કરકસરથી ચલાવી લે ને ગરીબ રહે. નાત જાતમાં અમારા જેવો લાવો તેમનાથી ના લેવાય.

નાયક—તમારાથી એ ધર્મી સારા. ધિઃકાર છે તમારા હરામના ધનને. તમારા લાવાને ધિઃકાર છે; બળ્યો તમારો વૈભવ; ધુળ પડી તમારી સાહેબીમાં. માયામાં બુડેલા પ્રાણીઆ તું વિચાર કર કે તારે અહીં કેટલી વાર રહેવું છે? સાચે માર્ગે મેળવેલા ધનથી ફુલાવવું ન જોઇએ તો દુરાચરણથી મેળવવાની તો વાત શી. હે નરકની ખાડીમાં વસનારા દેડકા તમે પાપના ગાંસડા શીદ બાંધો છો. ઇસ તન ધનકી કોન બઢાઈ; દેખત નેનમે મીટી મીલાઇ; હાડ જલે જેસી લકડેકી મોળી બાલ જલે જેસી ધાસકી પોલી; આપ કે ખાતર મહેલ બનાયા, આપને જાકર જંગલ સોયા; કહત કબીરા સુન મેરે ભૈયાં; આપ મુએ પીછે ડુબ ગઈ દુનીયાં. એ કબીરનું વચન ખરૂં છે કે ખોટું? એથી વધારે જાણવાનું એ છે કે આપણા મુવા પછી દુનીયાથી છુટાય પણ પાપથી છુટાતું નથી. તમે આ લોકમાં વિશ્વાસઘાત કરી સંસારના અને રાજ્યના

ફ્રી જાણજો કે દેવ તમારા જેવા લાંચીઆ નથી. તમારા અધર્મે મેળવેલા પૈસા ખરચવાથી આ જગતના લોક છેતરાય, પણ દેવ એવી લાંચ લે નહિ અને છેતરાય નહિ. એવો વિચાર કરી તમારાં ધર્મી અને અધર્મી એવાં બે તડ છે તે ભાંગી બધા ધર્મી થાઓ. મોત માથે ભમતું છે. થોડા વરસમાં તમને જમપૂરીમાં ઝાલી જશે. માટે માણસના જીવનું કલ્યાણ કરનાર પરમેશ્વર, જેનાં હરી, વિષ્ણુ, બ્રહ્માદિ અનેક નામ છે તેનાથી નિરંતર ડરી વર્તો. તમારી નોકરી સુખે બજાવો પણ સત્યને છોડશો નહિ.

જીવ તું શીવને સંભારને, મૂકી દે બીજી આળ;
ઘડી એક નિસરે સોના સમી, શીરપર ફરેછે કાળ. જીવ૦ ૧

આંખ તણે રે ફરૂકડે, ઘડીએ વરશો થાય;
મૂરખ મનમાં નથી જાણતો, ઘડીએ ઘુંટ ભરાય. જીવ૦ ૨

જાળ છે કાળના હાથમાં, નાંખતાં કેટલી વાર;
મોહ પામી વિંટલાઈ રહ્યો, કેમ ઉતરશો પાર. જીવ૦ ૩

જેવું મોતી રે ઓસનું, એવો ખોટો સંસાર;
દેખાઈતું રે રળીઆમણું, ખરતાં કેટલી વાર. જીવ૦ ૪

જેવા કેળના થાંભલા, તેવો સકળ સંસાર;
જેવા ઘુમાડાના બાચકા, જેવું વલોવ્યું વાર. જીવ૦ ૫

સંજોગ નદીને નાવનો, એવો સકળ સંસાર;
પછે કોઇ મળે નહિ, જ્યારે ઉતરીઆ પાર. જીવ૦ ૬

સમણું લાધ્યું રે ઉંઘમાં, પામ્યો લીલા વિલાસ;
જાગ્યો ત્યારે દેખે નહિ, અંતે થયો નિરાસ. જીવ૦ ૭

પ્રપંચ કરી ધન જોડીયું, લક્ષ્મી લાખ કરોડ;
મરતી વેળાએ માનવી, કેડનો કંદોરો છોડ. જીવ૦ ૮

ગયા રાણા ને રાજીઆ, મૂકી ગરથ ભંડાર;
તારૂં આયુષ રે અલ્પનું, શાને કરે શીર ભાર. જીવ૦ ૯

ડાટયુ સાટયુ રે સર્વે રહ્યું, ન થઇ કર્મથી છુટ;
અસત મારગે સાંચર્યો, મેળવી તેં બહુ લુટ. જીવ૦ ૧૦

મારૂં મારૂં કરી માનીયું, તારૂ નથીરે કોય;
આપ સ્વાર્થે સૌ મળ્યાં, મનમાં વિચારી જોય. જીવ૦ ૧૧

કોનાં છોરૂ કોના વાછરૂ, કોના માને રે બાપ;
અંત કાલે જાવું એકલા, સાથે પુન્યને પાપ. જીવ૦ ૧૨

સુક સોનારે પાંજરે, રત્ન જડીઆં છે નંગ;
મુરખ મનમાં નથી જાણતો, ઘડીમાં સાથે ભંગ જીવ૦ ૧૩

પોપટ ભણતોરે પાંજરે, સામો ઉભોરે મંજાર;
મુરખ મનમાં નથી જાણતો, ઝડપતાં કેટલીવાર. જીવ૦ ૧૪

કાળ સીચાણો સીર ભમે, મુરખ કરે પ્રપંચ;
ઓચીંતો તુંજને મારશે, વણસશે સઘળા સંચ. જીવ૦ ૧૫

પાંચ ચોર કેડે પડયા, લુંટે દિવસને રાત;
મૂરખ મનમાં નથી જાણતો, તારે કોનો સંઘાત. જીવ૦ ૧૬

ગટક મેહેતો—રે ભાઈ નાયક એ પાંચ ચોર કયા? અમે જગતને લુટીએ ને અમને એ લુંટે માટે એ ચોરના ચોર કહેવાય. એ પાંચ ચોરને મારે ઓળખવા જોઈએ.

નાયક—તમારે હાથે કાળાં કરમ કરાવનારા એ પાંચ ચોર છે, ને જ્યાં સુધી એ ચોરને પકડી કેદ કરશો નહિ ત્યાં લગી તમે દુરાચરણી રેહેશો, ત્યાં સુધી કુકર્મ કરતા અટકવાના નથી. એ ચોરના ચોરમાં ૧ લોભ, ૨ સ્વાર્થ, ૩ મત્સર, ૪ કામ, ૫ અજ્ઞાન એ પાંચ મુખ્ય છે. એ પાંચે કાયા ગઢમાં રહે છે. એમની જોડે સિપાઇ જ-

બરા ને ઘણા છે. ક્રોધ, કુબોધ, દુરાગ્રહ, કુબુદ્ધિ, અદેખાઇ, વેર, વખાણ, કુસંગ, કુતર્ક, કુવ્યસન, ફૂળમોટાઇ, આળશ, નિશો, કપટ, અસત્ય, વેહેમાદિ, શૂરા જોદ્ધા એમની ફોજમાં છે. એ પાંચ ચોર અને તેમની ફોજ તમને આડી વાટે લઈ જઇ ભુલા પાડે છે. એમને જીતવાને વિવેકબુદ્ધિ અને સાત્વિક ગુણ ઇશ્વિરે આપ્યા છે. તેનો તમે અભ્યાસ કર્યો તેથી તેઓ તમારામાં નબળા પડી ગયાછે. પાંચ ચોરનું બળ તમારા હૃદયમાં અન્યાયથી વધી પડયું છે તેથી અધર્મ માર્ગે ફુલાતા ફુલાતા ચાલો છો. એ પાંચ ચોરનું સામટું એક નામ માયા છે, ને બીજું નામ કળી છે. તમે કળીના દૂત છો. એ પાંચ ચોર કબજામાં ન રહેતાં છુટા પડેલા હોયછે ત્યારે તેઓના ચંડાળ ગુણ છે, અને જ્યારે તેઓ કેદમાં હોય છે ત્યારે બરોબર કામ કરે છે. તમારામાં એ છુટા પડેલા છે તેથી તમે ચંડાળપણાને પામ્યા છો. તેથી તમારી દેવ પૂજા, તમારી માળા, તમારા જપ, વ્રત, જાત્રાદિ વ્યર્થ છે, કેમકે તમારાં મન એ ચંડાળોએ અપવિત્ર કર્યાં છે; તમારૂં મન મેલું છે, તમારી અંતઃકરણની આંખો ફુટી છે. ગંગાસ્નાન ને જમનાપાને તમે શુદ્ધ થતા નથી. તમે અભડાયલા છો એ ચંડાળ ચોરોએ તમારા જીવને ઘેર્યો છે.

કાયા નગરીમાં ઘેરીઓ, લુટે ઠારો ઠાર;
મોતે દરવાજા રોકીયા, રૂંધાણા દસે દ્વાર. જીવ૦ ૧૭

ધર્મીનું ડોળ કરી ચાલતો, ધરતો ફ્દીઆમાં ગંઠ;
ફ્રાટી આંખે સામુજુવે, જ્યારે રૂધાણો કંઠ; જીવ ૧૮

નફ્ટ સુઢગતિ ગટક મેહેતાને આથી કાંઇ બોધ લાગ્યો નહિ ને તે શિવોહં, શિવોહં, બોલવા લાગ્યો.

નાયક—રે પાપી, રે દુષ્ટ, રે નરકમાં તરફડતા કીડા! તું શિવ કેમ હોઈ શકે? તું શિવ નથી. તું ખરો ભગત હોય નહિ. જો તું ધરમી હોય તો અધરમ કેમ કરે? તું તો દુરાચરણી, અપરાધી, પાપી જીવ છે. તને જમડા ઝાલી જશે ત્યાર પછી તું પસ્તાઈશ. મરતાં સુધી તું પાપ અને પાખંડ કર્યાં કરવાનો. તારૂં હઇયું કઠણ પત્થર જેવું થયું છે.

જમના દુતે આવી પાછળથી ગટક મેહેતાની ગરદન ઝાલી. તેઓ તેને ધક્કા મારતા પકડી લેઈ જાયછે. ગટકજી ગળામાંથી બરાડે છે.

ગવૈયા શિખામણનું પદ ગાયછે—( રાગ ખમાયચી જીલ્લો, ત્રિતાલ ખ્યાલ. નારાયણ નરસિંહ નરોત્તમ પુરષોત્તમકો ધ્યાન ધરો, એ રાહે. )

'હે પ્રિય મિત્રો પ્રભુ આજ્ઞાઓ, મનકર્મ વચને માનોરે
સત્ય વચન, સતધર્મા ચરણો, સત્કર્માનુષ્ટાનોરે;
સદા પ્રભૂ ચરણે અભિનંદન, એ છે મુખ્ય વિધાનોરે ૧

પરધન પરદારાની ઈચ્છા, પરહિંસાનાં પાપોરે;
નિષેધ કિધોછે એ કર્મોનો, તે નવ તમે ઉથાપોરે. હે૦ ૨

તૃપ્તિ નથી તૃષ્ણાની થવાની, તૃણવત તેને માનોરે;
શુભ કર્માચરણોથી તમને, મળશે બહુ સનમાનોરે હે૦ ૩

વિષય તણા વિષવત રસ તમને, અતિશય સરસજ લાગેરે;
તેજસરસ તે નિરસ થઈ, નિશ્ચય ઉર દંશો વાગેરે; હે૦ ૪

કામાદી ષડ રિપુછે મોટા, વશ જો તેને થાશોરે;
જગકર્તા કોપાશે અંતે, અધમ ગતીએ જાશોરે; હે૦ ૫

રહેણી વિના કેહેણી મિથ્યા છે, જળવીણ જેમ બીજ વાવોરે.

બાહ્યાભ્યંતર શુદ્ધ ક્રિયાથી જનમ તણો લ્યો લાહવોરે. હે૦ ૬

તુચ્છ વિષયના ભોગ તજીને, પરમ તત્વને જાણોરે;
તુષ્ટમાન જગદીશ થઇને, કરશે અતિ કલ્યાણોરે. હે૦ ૭

કરણી તેવી પાર ઉતરણી, એજ નિયમ છે સાચોરે;
ક્ષણિક સુખો છે વિષય ભોગનાં, નવ તે ઉપર રાચોરે. હે૦ ૮

અવસર વિત્યો ફરી નહિ આવે, ચિત્ત વિશે વિચારો રે;
વિષમ ગતિ છે કાળ તણી, પરમેશ્વરને સંભારો રે. હે૦ ૯

આ જગતમાં જનમ ધર્યો જે, તે પરિણામ જવાનો રે;
કૃતી પ્રમાણે પ્રભુની પાસે, નિશ્ચય ન્યાય થવાનોરે. હે૦ ૧૦

અંગ પંગુ અશક્ત નિરાશ્રિત, રોગી જનને પાળોરે;
અંન વસ્ત્ર ઔષધ આપીને, દુખ તેઓના ટાળોરે. હે૦ ૧૧

નીતિપાળી ભક્તિ કરશે, તે પ્રભુને મન છે વ્હાલોરે;
નિર્મલ અંતઃકરણ કિધા વિણ ઢોંગ ન કરવો ઠાલોરે. હે૦ ૧૨

ચિત્ત શુદ્ધ કરવાનો સાચો, સદાચાર છે પાયોરે;
દાંભિક વિધિના વેશ થકી, વિશ્વે ન જાશે વાહ્યોરે. હે૦ ૧૩

આત્મવત સહુ પ્રાણી ગણિને, સદા કરો ઉપકારોરે;
પ્રભુ આજ્ઞાનો એજ સાર છે, તે નિત ચિતમાં ધારોરે. હે૦ ૧૪

કૃપા નિધિ પ્રભુની કરૂણા વિણ, અર્થ નહીં સરવાનોરે;
પરા ભક્તિનો માર્ગ ખરો છે, ભવસાગર તરવાનોરે. હે૦૧૫

આ ઉપદેશ તમે ઉર ધારી, ઉત્તમ પદવી પામોરે;
કૃપા સિંધુ પ્રભુના શુભ ચરણે, મનની વત્તિ વિરામોરે. હે૦૧૬